શ્રીકૃષ્ણપ્રણીત

# ❁ શ્રી શિવ પાર્થી



પાર્થ પ્રશ્નોથી મતિ પ્રેરી નાથે.
ગીતામૃતે વ્યાપ્ત સુસ્નાત પ્રજ્ઞા;
તથાપિ રુદ્રત્વ ન સંચર્યું ત્યાં,
કૃષ્ણકૃપાથી બની દિવ્ય દૃષ્ટિ.

રુદ્રનાં સ્તવનો સુણ્યાં, ધન્વા ગાંડિવ શ્રીમુખે:
રુદ્રતા સંચરી ચેવી, વર્યો વિજય વિક્રમે

શ્રી શિવલહરી—



પૂજ્યપાદ બ્રહ્મવિદ્વરિષ્ઠ, સદ્ગુરુ પરમાત્મા, શ્રી દક્ષિણામૂર્તિસ્વરૂપ,
શ્રીમન્નાથભગવાન, શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામ શર્મા, આચાર્યજી.

(પ્રાકટ્ય સં. ૧૯૧૪ આ. શુ ૪ તિરોધાન સં ૧૯૮૭ આ. વ. ૧૧)
બીલખા આનંદાશ્રમના અધિષ્ઠાતા

ભવસાગર જલ પર ચઢી નૌકા, જીવન ડોલમડોલ
ૐ સત્યં પ્રભુ સદ્ગુરૂ સ્મરીને જીવનગાંઠ તું ખોલ.



શ્રીમાન વિદ્વદ્વર્ય. શાસ્ત્રી

**અંબાલાલ બુલાખીરામ જાની. બી. એ.**

શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી. ગુજરાતી સાહિત્ય પરિષદના સેક્રેટરી, તથા પ્રસિદ્ધ "ગુજરાતી" પત્રના માજી સહતંત્રી.

શ્રીકૃષ્ણપ્રણીત

# શ્રીશિવલહરી

रुद्राणां शंकरश्चास्मि,

ભ. ગી. ૧૦-૨૩.

## ઉપોદ્‌ઘાત

રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ.
શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી

जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

रघुवंश, सर्ग १ श्लोक ॥ १ ॥



પ્રકાશક :

રા. રા. અમથાલાલ જગજીવનદાસ શાહ

પ્રકાશક :

**અમથાલાલ જગજીવનદાસ શાહ**

પ૭ જુલિયન હોલ મુંબઈ ૨.



........................................ ને

........................................

આવૃત્તિ પહેલી  **કિંમત રૂા. ૧।**  પ્રત ૧૧૦૦

મુદ્રક :

**દામોદર રતનસી બનાતવાળા**

**વૈશ્વાનર પ્રીન્ટીંગ પ્રેસ**

૧૬૩ પાંજરાપોળ રોડ

**મુંબઈ ૪**

# પ્રકાશકના બે બોલ

એક બિજાના ધર્મની, તજશે ખોદાખોદ;
ત્યારે દેશ સુખી થશે, વધશે સંપવિનોદ,
નિંદા કોઈ ધર્મની, સંપવિનાશક વેણુ,
તે સુણતાં મુજ અંતરે, અતિ લાગે દુઃખદેણુ.
જે મત પોતાને ગમે, તેનાં કરો વખાણ;
પણ નિંદા પરધર્મની, તજો ખેદની ખાણ.
ઓ ઈશ્વર! મુજ દેશપર, કરૂણા કરો અપાર;
સંપવિનાશક નાશ કર, ધર્મતણી તકરાર.
જોરાવરના ધર્મની, કરે ન નિંદા કોય;
નિંદે ધર્મ ગરીબનો, પક્ષપાત તે હોય.

એક જ છે અવિનાશ તે, ઈશ્વરનો હું દાસ;
બીજો કહે તે બે થયા, ઈશ્વર ને અવિનાશ.
એ રીતે ઈશ્વર તણાં, જૂદાં નામ અનેક,
પણ જરૂર તે જાણજોઃ ઈશ્વર સૌનો એક

હાં રે તમે ટંટા ધરમના ટાળો, જે જે પ્યારો લાગે તે ધર્મ પાળો રે;
હાં રે છળદગાકપટ દો છોડી, આખા દેશની થઇ આબરૂ થોડી રે.

પ્રખ્યાત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ, સી, આઇ, ઈ.

નાથ પ્રભુનું ધ્યાન ધરી, માગી નાથ સહાય;
દયા થતાં પ્રભુ નાથની, લઘુ કાર્ય સિદ્ધ થાય.
વિશ્વબંધુ તારું પ્રભુ! અહં ઈદં તુ રૂપ;
તારું તુજ પદમાં ધરૂં, નાથ! મુનિવર ભૂપ.

**પરબ્રહ્મ**, પરમાત્મસ્વરૂપ શ્રીશંકર ભગવાને મને આ અણચિંતવી સ્ફુરણા સ્ફુરાવી, અને શ્રીગુરૂકૃપાએ આ પ્રેરણાને પ્રેરી, અને તેના પરિણામે આ 'શિવલહરી,' 'શિવમાહાત્મ્ય,' આદિનો આ સ્તોત્રસંગ્રહ જનહિતાર્થે પ્રકટ કરવા હું આજે શકિતમાન થયો છું. આ, મારૂં કેવળ વિવેકનું વા વ્યવહારનું વચન નથી, પણ અંતરનો ઉદ્દગાર છે.

મારા તેમ જ મારી શ્રીવીસાનાગર વણિક જ્ઞાતિના ઇષ્ટ દેવ શ્રી હાટકેશ્વર, શિવ છે. એટલે સ્વાભાવિક રીતે શ્રીશંકર ભગવાનના માહાત્મ્યનાં ગુણગાન, સ્તુતિસ્તોત્રના પઠનમાં મારી મનોવૃત્તિ નિમગ્ન રહે જ, રહી પણ છે. અને તેથી આ પ્રવૃત્તિનું, ઉપર નિર્દેશેલી સ્ફુરણા એ, સહજ કારણ બની, એટલે મારૂં મન–ઊર્મિ સહસા શ્રીમહાભારતના અનુશાસનપર્વમાં શ્રીકૃષ્ણ-ભગવાને ગાયેલા, સ્તોત્રશિરોમણિ, શિવસહસ્રનામ પ્રત્યે, તેમ જ મહર્ષિએ શ્રી તંડી, તેમ જ શ્રીઉપમન્યુએ ગાયેલા 'શિવમહિમાસ્તોત્ર' પ્રત્યે આકર્ષાતાં પ્રસ્તુત 'શિવલહરી આદિ શિવરહસ્યસંગ્રહ' પ્રકટ કરવા તત્પર થયો છું.

પરબ્રહ્મના સાકાર–સગુણ સ્વરૂપની, જગતવ્યવસ્થાના કાર્યવિભાગને અંગે વૈદિક ધર્મે ત્રિમૂર્તિ–બ્રહ્મા, વિષ્ણુ અને શિવ–નું પ્રતિપાદન કર્યું છે, એ ખરૂં, પણ વાસ્તવિક રીતે તો એ ત્રિમૂર્તિ–ભિન્ન ભિન્ન ત્રણ મૂર્તિ–નથી, પણ એક જ મૂર્તિ, એક જ અભિન્ન, પરમાત્મ–ચૈતન્યસ્વરૂપ છે, અને જૂદાં જૂદાં કાર્યો કરી રહેલ ઈશ્વર–ત્રિમૂર્તિ–નો આપણને જે આભાસ થાય છે, તે માત્ર ભ્રમ–કલ્પના–નું જ સર્જન છે; એક જ પરમાત્મશક્તિ સર્વત્ર, સર્વથા એકરસરૂપે વિલસી રહેલી છે, અને માત્ર મોહમાયાના અજ્ઞાનના તેમ આવરણને અંગે, અલ્પજ્ઞાન-ના કારણે નિરનિરાળી મૂર્તિઓ હોવાનો ભ્રમ–ભ્રમણા આપણને થાય છે. પરિણામે આ ત્રિમૂર્તિમાંની કઇ મૂર્તિ સર્વશ્રેષ્ઠ છે, કઇ મૂર્તિ આપણા માનવજીવનના ધ્યેય-મોક્ષ–નિર્વાણ–ની પ્રાપ્તિ કરાવી શકે છે, તે વિષે નાહક કડવા, ઝેરીલા અને ટોટાપીસી કરાવનારા વાદવિવાદો તેમ જ વિખવાદો જાગ્યા છે. સર્વથા આવા વિવાદો સમાજમાં અનર્થ કરાવનારા અને કલહકંકાસોને જગાવનારા, મન-દુઃખ કરાવનાર છે, એટલુંજ નહીં પણ પરમાત્મપ્રાપ્તિના માર્ગમાં નહીં ઓળંઘી–વટાવી શકાય તેવા અવરોધો તેમ જ પ્રતિબંધોના પર્વતો અથવા તો ઊંડી ખીણોને જમાવનારા છે; તે ઉપરાંત પરમાત્મા–પ્રભુ પ્રત્યે પણ અવગણ-ના, તેમ જ અવહેલના પણ પ્રકટાવનારા છે. સમજુ જનોએ તો તેથી પૂરી ચિવ્વટથી નિરંતર દૂર રહેવાનું છે.

પૂજ્યપાદ કૃપાનાથ, શ્રી સદ્‌ગુરૂ શ્રીનાથ ભગવાનની કૃપાથી આ ધર્મરહસ્ય મને કેટલાક વખતથી સમજાયું હતું; અને યથાશક્તિ એવા ઝેરીલા, અનર્થકારી વાદવિવાદોનાં વાદળાં ભેદે એવું સાહિત્ય પ્રકટ કરવાની વૃત્તિ થતી હતી, તેમાં સોના અને સુગંધનો અલભ્ય સંયોગ આવતાં સહજ ઊર્મિ જાગી, અને મહા-ભારતના અનુશાસનપર્વનો, શ્રીકૃષ્ણભગવાને પુત્રપ્રાપ્તિ અર્થે કરેલા રૂદ્રારાધનનો

સુપ્રસિધ્ધ પ્રસંગ ખડો થયો; તેમ જ શ્રીગુરૂકૃપાથી તે અનુકૂળ જણાયો પણ ખરો. તેમાં રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. અને વે. શા. સંપન્ન શાસ્ત્રીજી રેવાશંકર મેઘજી પુરોહિત અને રા. રા. મણિલાલ સોમનાથ રાવળ, એ ત્રિપુટિનો પૂરો સહકાર–સહચાર મને મળી શકયો. પરિણામે પ્રસ્તુત સંગ્રહની વિવિધ ઉપયુક્ત સામગ્રીઓ–સ્તોત્રો, તત્ત્વવિવેકદર્શી લેખો, વગેરે–સંગ્રહાયાં અને પ્રકટ કરી શકાયાં છે. બાકી તો મારા જેવા અલ્પજ્ઞ અને રંકનું શું ગજું ? હું તો માત્ર એમાં નિમિત્ત થયો છું. શ્રી મહેશ્વર ભગવાને તેમ જ, મારા સદ્‌ગુરૂ શ્રી નાથભગવાને કૃપા કરી, મારી ઊર્મિને વેગવંત કરી અને ઉચિત સહકાર પણ મેળવી આપ્યો, એટલે પ્રસ્તુત શિવલહરી પ્રસિદ્ધિ પામી શકી છે.

ઉપર કહ્યું છે તેમ શ્રીસદ્‌ગુરૂના પ્રતાપે મને પરમાત્મશક્તિનું એક, અખંડ, એકરસરૂપ સમજાયું. ત્રિમૂર્તિ, એ વાસ્તવિક રીતે ત્રણ નામે વ્યવહારાતી એક જ મૂર્તિ છે; માત્ર અલ્પશકિતવાળા, માયામોહમાં ગુંથાયલા, માનવોની કલ્પનાએ તે ભિન્ન હોવાના અનર્થકારી ખ્યાલ ઉપજાવી સાંપ્રદાયિક કલહ–કંકાસો નીપજાવ્યા તેમ વધાર્યા પણ છે, એ રહસ્યની પ્રતીતિ મને થઈ. મને મૂળથી જ આવા ભેદોપભેદોથી થતા વિખવાદો અને કાદવઉછાળણી તરફ ખરો અણગમો છે. મારે મન હરિ તેમ જ હર એક જ પરમાત્મશકિત છે, અને એકની સ્તુતિ, ગાન–સ્તોત્ર ગાવાં, એ બીજાની જ સ્તુતિ ગાન ગાવા બરોબર છે. હરિનો વિચાર તે જ હરનો વિચાર, હરિનું પૂજન તે જ હરનું પૂજન, હરિ અને હરનું ધ્યાન એમાં કયાંયે ભિન્નભાવને, શ્રેષ્ઠતા કે કનિષ્ઠતાને કયાંયે લેશ માત્ર અવકાશ નથી જ, હોઈ પણ ન જ શકે. તેમ એકની નિંદા તે બીજાની નિંદા અને પાપાચાર જરૂર છે જ; તેથી એવા કડવા વિખવાદો હરેક રીતે શમાવવા, અને ત્રિમૂર્તિને એકમૂર્તિ સમજી, દૂષીલા, તેમ પાપીલા મતમતાન્તરોને પૂરતી રીતે દૂર કરવા, એ હરેક સદ્‌વિચારક આર્યજનનું પરમ તેમ જ પહેલું કર્તવ્ય છે. પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન આ કર્તવ્યમાં અંશમાત્ર પણ સહભાગી થશે, અને એવા વિવાદોને નિવારશે, તો હું મને ધન્ય સમજીશ અને કેંક કૃતકૃત્ય થયાનો સંતોષ પણ લઈ શકીશ.

હાલમાં ચાલતા વિગ્રહને અંગે કાગળ આદિ સામગ્રીઓની તેમ જ મજુરીની મોંઘવારીને અંગે આ પુસ્તક સોંઘે મૂલ્યે વેચવાની ઇચ્છા–વૃત્તિ ઉપર

મારે ન ચાલ્યે અંકુશ મૂકવો પડયો છે. છતાં બને તેટલી ઓછા મૂલ્યે તે મળી શકે તેટલી સાવધાનતા રાખેલી છે.

અંતમાં આ પુસ્તકની સામગ્રીઓ સંશોધવામાં, વ્યવસ્થિત રીતે પ્રકટ કરવામાં, તેમ જ અનેક યોગ્ય સલાહસૂચનાઓ આપવામાં પૂરેપૂરો શ્રમ લેવા માટે રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.નો તેમજ ઉપયુકત લેખો માગ્યા તેવા જ અલ્પ સમયમાં લખી આપવા માટે વે. શા. સં. શાસ્ત્રીજી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકરનો મારે ઊંડો, અંતઃકરણભર્યો આભાર માનવાનો છે.

પ્રભુ સહુને સદ્‌બુદ્ધિ આપો, સાંપ્રદાયિક કલહકંકાસ મીટાવો, નાહક અવાસ્તવ ભેદવાદોનાં પડળો પ્રજાળો, અને અખંડ, એકરસ ઈશ્વરતત્વની પ્રતીતિ કરાવો, અને પરિણામે ભારતવર્ષને સમસ્ત વિશ્વમાં પૂર્વવત્ ગુરૂપદને પ્રાપ્ત થવા સત્સામર્થ્યવાન કરો, એટલી નમ્ર પ્રાર્થના કરતો અહીંજ વિરમું છું. इति शम् ॥

| | |
|---|---|
| ૫૭, જુલિયન હૉલ, મુંબઇ નં. ૨, સં. ૧૯૯૬. વૈશાખ શુદ–૫ | લી. સેવક<br>**અમથાલાલ જગજીવનદાસ શાહ.**<br>**(મહિકાંઠા) માણસા-નિવાસી.**<br>'સુબોધસંગ્રહ' 'સ્ત્રીસુમાર્ગશિક્ષા' ને વનિતાઓના સુખી સંસાર, એ ગ્રંથોનો પ્રકાશક. |

**અનુલેખ**—મારી તરફથી પ્રકટ થયેલ કોઇ પણ પુસ્તકની જેમને છૂટથી મફત વહેંચણી કરવાની ઇચ્છા હશે તેમને નિસ્વાર્થે તેમના ખર્ચે તે છપાવી આપવામાં આવશે. તેમ જ આ ચોપડીની સામટી પ્રત લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

આ પુસ્તકની ૧૦૦ નકલો રા. રા. ચત્રભુજ કાલિદાસે અગાઉથી લેવાનું કબુલ કર્યું છે તે માટે હું અહીં તેમનો આભાર માનું છું.

વડીલ ગુરૂબંધુ શ્રી. દામોદરદાસ માધવજી, શ્રીમાન્ શેઠ વાડીલાલ તથા શેઠ મંગલદાસ તેમ જ ભાઇ વ્રજલાલભાઈ મારી પ્રત્યેના સ્નેહસદ્‌ભાવથી પ્રેરાઇ ઉત્તેજન અર્થે મદદ કરશે, એવી આશા રાખું છું.

આ પુસ્તકમાં જે કોઈ અક્ષર ઉડી ગયા હોય, ને ભૂલચૂક રહી ગઇ હોય તો તે તરફ દૃષ્ટિ નહીં કરતાં સુજ્ઞ અને દયાળુ વાચકો તે સુધારી વાંચશે, માત્ર સાર ગ્રહણ કરી ક્ષમા આપશે, એવી આશા સેવું છું.

# ઉપોદ્ઘાત

## હરિહરની એકરસૈકરૂપતા

(રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.)

एको हि रुद्रो न द्वितीयाय तस्थु- र्य इमांल्लोकानीशीत ईशनीभिः ।

શ્વેતાશ્વતર ઉપ૦

एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।
हृदा हृदिस्थं मनसा य एव- मेवं विदुरमृतास्ते भवन्ति ॥
तमीश्वराणां परमं महेश्वरम् तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम् ॥

આ, પરમાત્મા 'પરમ દેવ છે, વિશ્વકર્મા, વિશ્વના રચનારા છે, મહાત્મા છે, નિરંતર પ્રાણીઓનાં હૃદયમાં રહેલા છે, પોતપોતાના હૃદયમાં સ્થિતિ કરી રહેલા, આ દેવને શુદ્ધ હૃદયથી, વિમલ મનથી પોતાનામાં બિરાજેલા જોનાર મુમુક્ષુજને અમર થાય છે.

સર્વસમર્થ, સર્વશકિત, સર્વ અધિકાર પોતાનામાં રાખનાર, સર્વથી પર પરમેશ્વર, દેવતાઓથી પણ પરમ દેવતા, સ્વામીઓથી પણ પરમ સ્વામી, સારાયે સમસ્ત ત્રિભુવનના પતિ, પરમ પૂજનીય દેવ(શિવ)ને અમે ઓળખીએ છીએ.

જય હરિહરા, જય હરિહરા,
ગંગાધર—ગદાધર, ઈશ્વર ૐકારા. જયદેવ. (૧)
એ બે એકસ્વરૂપ, અંતર નવ ગણશો (૨)
ભોળા—ભૂધર—ને ભજતાં (૨)
ભવસાગર તરશો. જયદેવ (૨)

શિવાનંદ—આરતી.

વિશ્વ સમસ્તના સર્વે સંસ્કૃતિસંપન્ન ધર્મો, પરમાત્મશકિતને એક-રસૈકસ્વરૂપે જ પીછાને છે અને પીછાનાવેય છે. આ સત્ય સુજ્ઞ જનોને સુવિદિત જ છે. છતાં એ પણ તેટલું જ સુવિદિત જ નહીં, પણ સુપરિચિત—સ્વાનુભવગત પણ છે કે જાણે પ્રત્યેક ધર્મનો ઈશ્વર અન્ય ધર્મોના ઈશ્વરોથી તદ્દન નિરાળો, એટલું જ નહીં પણ તેમના ઈશ્વરોથી ચઢીઆતો અને એ એક જ સાચો પ્રભુ છે, એવી અતિસાંકડી ભાવના સેવાતી જોવામાં આવે છે, અને એ વ્યામોહ—ભ્રમણા—માં સર્વથા ભાનભૂલેલા ધર્માંધ, ધર્મઝનુનીઓ ધર્મ—ધર્મ વચ્ચે, ધર્મી—ધર્મી વચ્ચે વૈમનસ્ય, ઝેરવેર અને ખાનાખરાબીને

નિરંતર વહોરતા, જગવતા, વૈર કે દ્વેષને જ નહીં, પણ સંહારને વારંવાર કામે લગાડતા, અગ્નિની જ્વાલાઓ ચેતવતા, શું આપણા જોવામાં નથી આવતા ? આવે છે જ. જાણે ઈશ્વિરદર્શનના, ઈશ્વિરપ્રાપ્તિના પોતે જ એકલા અધિકારી વા ઠેકેદાર વા ઈજારદાર હોય તેમ તેમના ધર્મનો સર્વત્ર સર્વથા સ્વીકાર–અંગીકાર થવો જ જોઈએ, એવા દુરાગ્રહ–કદાગ્રહ–ને પ્રવર્તાવતા જનો ક્યાં જોવામાં નથી આવતા ?

આવા દુરાગ્રહ વા કદાગ્રહને નિવારવાને કોઈ સાચો ઉપાય ખરો, એવો સવાલ કીયા સુજ્ઞ, શાન્તિચાહક, ઈશ્વરપરાયણ જનને મુંઝવતો નહીં હોય ? મુંઝવે છે જ. અલબત્ત સમર્થ, પ્રત્યભિજ્ઞ, લોકહિતકારી, સદ્વિચારનિષ્ઠ આચાર્યો, સંતો મહતો અને મહાનુભવીઓએ તે માટે સદ્વિચાર, સદ્ભાવના, સત્યસ્વરૂપની સમજ, આદિ ઉપાયો પ્રબોધ્યા તેમ પ્રવર્તાવ્યા પણ છે. એટલે કે સમજુ અનુયાયીઓને જ નહીં, પણ 'મારૂં માનેલું સાચું' અને 'મારે તે બીજા પાસે કરાવવું જ', એવા દુરાગ્રહ–કદાગ્રહ–માં અંધ થયેલા, ઝનુનીઓનેય તેવા રાગાવેશના અગ્નિ ચેતવતા અટકાવ્યા પણ છે. પરંતુ રાગાવેશ, ઝનુન એ એક એવી ભૂરી વૃત્તિ– પ્રકૃતિ છે કે તે કાળબળે પાછી ઉત્કટપણે સતેજ થયા વિના રહેતી જ નથી અને અનર્થને જગવે છે. આપણા દુર્ભાગ્યે એ ઝનુની વૃત્તિ–પ્રકૃતિ પોતાનું આસુરી જોર–જોમ જમાવે છે અને સંહારલીલા, દ્વેષવિખવાદને પ્રવર્તાવે છે.

છતાં જનહિતપરાયણપ્રકૃતિપર પુરૂષોએ તેથી લેશમાત્ર હતાશ તેમ નિરાશ પણ થવું જોઇતું નથી, તેમને હતાશ–નિરાશ થયે બિલકુલ પાલવે તેમ નથી જ. તેમણે તો સદુપાયો નિત્ય કર્યાં કર્યે જ છૂટકો છે. તેમ કરતાં કરતાં રાગાવેશી, કલુષિત માનસ, ઉત્કૃષ્ટ-નિકૃષ્ટતાના ભેદભાવોની બુદ્ધિનું સમય જતે ઉચ્છેદન–ઉન્મૂલન થશે, અને કૈં નહીં તો તેનું ઇષ્ટ પરિવર્તન તો થયા વિના રહેશે નહીં; એવી આશા આપણે સેવીએ તો તે અસ્થાનીય કે અસંભવિત નહીં લેખાય. પરિણામે ધર્મને નામે ચાલતી આસુરી સંહારલીલા, કલહકંકાસની દુષ્ટ વૃત્તિ–પ્રવૃત્તિ થંભશે, અને પ્રભુકૃપાથી નિર્મળ ધાર્મિક વાતાવરણ જમાવી શકાશે. પ્રભુ ! આ શુભાશા સવેળા સફલ કરો, એવી મારી અંતરની અભ્યર્થના છે. અસ્તુ.

આટલું સર્વસામાન્ય સૂચન સાંપ્રત પરિસ્થિતિ સંબંધમાં કરી, સર્વ ધર્મોના એક જ સર્વસામાન્ય ધ્યેયને સાધવાની સર્વોપરી અગત્ય સૂચવી, તેમ જ તેની સિદ્ધિની સદભિલાષા દર્શાવી, આપણા ઘરને આંગણે, પાટોપાટ

## શ્રીહરિહરનું એકસ્વરૂપે દર્શન



एकस्वरूपं गुणमात्रभिन्नं मिथो मनाग्भेदविहीनमूर्तिम् ।
एकत्रपूजितपादपद्मं हरिं हरं सृष्टिकरं च वन्दे ॥

વારંવાર લાગતી જતી, સાંપ્રદાયિક વિદ્વેષની લંકા ઓલવવા, સાચી ધર્મભાવના ઈશ્વિર–પરમાત્મશક્તિ–ની એકરસૈકરૂપતા વિષે, સાંપ્રત સમયમાં શૈવો–સ્માર્તો અને વૈષ્ણવો–ભાગવતો–કોઇ એક જ સાંપ્રદાયના નહીં, સઘળાયે શૈવ અને ભાગવત સંપ્રદાયોના અનુયાયીઓ–વચ્ચે કલહ–ટોટાપીસીનું કારણ બની રહેલી, હરિહરની ભિન્નરૂપતાની નિરાધારતા વિષે, 'હરિ'થી 'હર' ચઢીયાતા કે 'હર'થી 'હરિ' ચઢીયાતા, તેમ પ્રભુપ્રાપ્તિ કેવળ 'હરિ'-ભક્તિથી જ થાય, અને 'હરભક્તિથી નહીં જ,' એવી દુષિત, વ્યામોહભરી ભાવનાઓની નિરાધારતા વિષે, અહીં, ઉપોદ્‌ઘાત રૂપે બે બોલ લખવા પ્રેરાયો છું અને તે પણ સકારણ તેમ જ પ્રસંગ પ્રાપ્ત છે, તેથી.

આ 'શિવલહરી' વા શિવતત્વ–વિચાર, તેમ જ 'શિવસ્તુતિ–સ્તોત્રસંગ્રહ, પ્રસિદ્ધ કરવાની સહજ ઊર્મિ રા. રા. અમથાલાલ જગજીવનદાસ શાહના સહૃદયી અંતઃકરણમાં અવસરવશાત્ જાગી અને તેમણે તે સંબંધી શી શી સામગ્રીઓ પ્રાપ્ત કરી, એમાં સમાવવી જોઇએ તે વિષે મારી સલાહસૂચના માગી; અને મેં તેમાં મારો યથાશક્ય સહકાર આપ્યો. એટલે તેને અંગે મારે તો આ પુસ્તકના ઉપોદ્‌ઘાત રૂપે 'હરિહરની એકરસૈકરૂપતા' સંબંધી મારા વાચન, વિચારણ અને મનનથી બંધાયલી, મારી વિચારણા અહીં યથાશક્તિ લેખારૂઢ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. તેમ સાથે સાથે એટલું પણ કહી દેવાનું મન થાય છે કે આ પ્રયત્ન કેવળ શુભ આશયથી, 'હરિહરસ્વરૂપ'માં સચેત કરાવાયલી ભેદબુધ્ધિના, કલહપ્રિય વૃત્તિના નિવારણ અર્થે જ થયો છે, અને તેથી કોઈનિય–જેમ આરૂઢ સ્માર્તોને તેમ ભગવતોને પણ માઠું ન લાગે તેમ જ તેમની ધર્મબુધ્ધિને આઘાત ન લાગે તેની પૂરી ખબરદારી–સાવધાનતા સેવવા મથ્યો છું. છતાં કદાચ તેવું કાંઈ અજાણ્યે થઇ ગયલું લાગે તો તે માટે તેમને ક્ષમા આપવા અને ઉદારચિત્તે તેની ઉપેક્ષા કરવા મારી નમ્ર પ્રાર્થના છે.

હવે હું પ્રસ્તુત વિષય વિષે મને જે વિચારણા સ્ફુરી છે તે, અને જે આપણા મહાન્ સુજ્ઞ વેદવિદો અને તત્વજ્ઞોનાં પ્રમાણિત વચનો અને વિચારો–મતો–ના સારસંગ્રહરૂપે જીરવી શક્યો છું, તે હું વિચારશીલ ધર્મપ્રિય વાચકોને સાદર કરું છું.

પહેલાં પરમાત્મશક્તિના એકત્વ–અદ્વિતીયત્વનું પ્રતિપાદન કરતાં સર્ગ(સૃષ્ટિ)વિધાન અને પછી સૃષ્ટિનિયમનનો ધર્મશાસ્ત્રાનુસાર વિચાર રજુ કરવાનો છે.

વૈદિક આર્ય સનાતન ધર્મના ત્રિકાલજ્ઞ પ્રણેતાઓએ સ્થાપેલો, ઉપનિષદાદિ અધ્યાત્મશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને વેદાન્તશાસ્ત્રે પ્રબોધેલો અને પ્રવર્તાવેલો, તેમ જ ઇતિહાસપુરાણાદિએ સરળ રીતે લોકાનુગમ્ય કરેલો, ઉપરાંત પ્રત્યભિજ્ઞ આચાર્યો, સંતો, મહંતોએ ઉપદેશેલો, સર્વ જ્ઞાતવ્ય શાસ્ત્રો અને તત્ત્વોના નિચોડરૂપ અબાધિત–સર્વસંમત સિદ્ધાન્ત આ છે:

આ સમસ્ત બ્રહ્માંડપર્યંત સૃષ્ટિ, એક, અચિંત્ય, અપરિચ્છિન્ન, અને અનિર્વચનીય પરમાત્મા–પરબ્રહ્મ–નું સંકલ્પ માત્રથી માયા–પ્રકૃતિબળે આવિર્ભાવ પામેલું અને તેના જ સંકલ્પ માત્રથી તિરોભાવને પામનાર, એક અગમ્ય અકલ્પ્ય અને અદ્દભુત નિર્માણ છે;૧ પરમાત્મા, જીવાત્મા અને જગત, એ ત્રણેનો પારસ્પરિક સંબંધ અભિન્ન છે; એ ત્રણેનું એકત્વ સહજસિદ્ધ છે. અર્થાત્ ત્રણે એકરસ, એકરૂપ છે; તેમાં ભેદ–ભિન્નત્વ–ને બિલકુલ અવકાશ જ નથી; વેદો, ઉપનિષદો, અને ઇતિહાસપુરાણોએ એ ત્રણેમાં ભેદનો ડંકાની ચોટસહ સ્પષ્ટતમ નિષેધ કરેલો છે. तदात्मानं स्वयमकुरुत। स यश्चायं पुरुषे यश्चासावादित्ये स एकः। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति–श्रुति )

વેદોમાં નિર્દેશાયલો સૃષ્ટિક્રમ 'પુરૂષસૂક્ત'માં યથાસ્થિત દર્શાવાયલો છે. આદિપુરૂષ બ્રહ્માંડને સર્વસ્થળેથી વ્યાપીને તેની બહાર દશ આંગળ રહેલ છે. આ વર્તમાન, ભૂત અને ભવિષ્ય જગત તથા તેમાં રહેલાં પ્રાણી–દેહો તેનાં અવયવો છે; એ એનું સામર્થ્ય–મહિમા છે; આદિપુરૂષ ત્રણપાદથી સંસાર ઉપર બ્રહ્મસ્વરૂપે રહેલ છે. તે માત્ર એક જ પાદથી આ માયામય સંસારમાં રહેલ છે; જે વારંવાર સૃષ્ટિ તથા સંહારરૂપે પ્રવર્તે છે; જે માયામાં સ્થિત અન્નાદિ ખાનારાં, મનુષ્ય, પશુ વગેરે ચેતનવાળાં પ્રાણીઓ તેમ જ કૈંયે નહીં ખાનારાં પર્વતો, નદીઓ આદિ અચેતન સૃષ્ટિમાં અનેકરૂપે વ્યાપીને રહે છે. એ આદિપુરૂષમાંથી પ્રથમ 'વિરાટ્' પુરૂષ ઉત્પન્ન થયો; વિરાજે પોતાથી વ્યતિરિક્ત દેવ, મનુષ્ય વગેરેમાં પ્રવેશ કર્યો. પછી તે ભાવે ભૂમિમાં વ્યાપૃત થયો અને પછી તેણે સપ્ત ધાતુથી બનેલાં શરીરોમાં જીવરૂપે પ્રવેશ કર્યો.૨

આમ ઉત્તરોત્તર ક્રમે આદિપુરૂષે ભોગ્ય વસ્તુઓ, અરણ્યમાં વસનારાં પશુઓ, તેમ ગામમાં વસનારાં પશુઓની સૃષ્ટિ નિર્મી.

ટુંકમાં એક જ આદિપુરૂષથી વિરાટની ઉત્પત્તિ, સૃષ્ટિનિયામક દેવાદિની ઉત્પત્તિ, અને તેનાં અવયવોરૂપ ચાર વર્ણોની અને ઈતર જડસૃષ્ટિ

૧ यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत्। यदा स्वपिति शान्तात्मा तथा सर्वं निमिलति ॥

તત્ત્વોની ઉત્પત્તિ થયાનું વેદોનાં પુરૂષસૂક્ત, હિરણ્યગર્ભસૂક્ત, આદિ સૂક્તો આપણને પ્રબોધે છે.

ઉપનિષદોમાં પણ આવો જ સૃષ્ટિક્રમ 'એકમેવાદ્વિતીયમ્' બ્રહ્મથીજ થયલો વર્ણવાયેલો છેઃ

પ્રથમ, સૃષ્ટિનું નિર્માણ થયું, તે પૂર્વે માત્ર પરમાત્મારૂપી એક જ વસ્તુ હતી. તે સંકલ્પ માત્રથી આત્મા અને અનાત્મા રૂપી સઘળા પદાર્થોરૂપે આવિર્ભાવને પામ્યાં, અર્થાત્ તેણે પોતે સર્વ પદાર્થોનું રૂપ પોતાનામાંથી ધારણ કર્યું. स अकामयत बहुस्यां प्रजायेयेति । 'હું બહુ રૂપે બનું, બહુરૂપે આવિર્ભાવ પામું.'

અહીં 'આવિર્ભાવ પામુ', 'પેદા થઉ', એ વચન સૂચક છે; 'હું પેદા કરૂં' એવો એમાં ભાવ નથી.

આથી એ સૂર્યજ્યોતિસમ સ્પષ્ટ છે કે પરમાત્મશકિતએ પોતે સર્વશકિતમાન, અને સર્વજ્ઞ, સત્યસંકલ્પવાન હોઇને પોતેજ સર્વ જીવો અને ભૂતો દ્વારા સમસ્ત વિશ્વ–જગતનું રૂપ ધારણ કર્યું, એટલે કે પોતાનાથી ભિન્ન પદાર્થોની સૃષ્ટિ ઉત્પન્ન થવા દીધી નહીં. પણ પોતાના સત્સંકલ્પ માત્રથી પદાર્થમાત્ર રૂપે જગતનું રૂપ પોતે ધારણ કર્યું. 'બ્રહ્મ'નો અર્થ જ એ છે.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, ઇતિહાસો, પુરાણો પણ આ સૃષ્ટિક્રમનું પ્રતિપાદન કરે છે. એ પ્રત્યેકનાં તે સંબંધી પ્રમાણો આપી, અહીં આ વિષયમાં આથી વિશેષ ઊંડા ઉતરી શકાય તેમ નથી, તેમ અહીં એવા ઊંડા ઉતરવાની જરૂરત પણ સમજુ જનોને જણાશે નહીં.

અન્ય ધર્મોમાં પણ તેના સૃષ્ટિવિધાનક્રમ વિચારતાં આવું શિવ, જીવ અને જગતનું અદ્વૈત માનેલું હોવાનું સમજાય છે. દા. ત. ઇસુવચનઃ "તમે સર્વે દેવો–Gods છો. પ્રભુનું રાજ્ય–સૃષ્ટિ–દુનીયા તમારા અંતરમાં છે." અને ઇસુએ આવું 'અદ્વૈત' પોકાર્યું, તેમ તેવી ભાવના પ્રવર્તાવી, તેથી તો યહુદીઓએ તેને વધસ્તંભે ચઢાવ્યો. સુફીમતવાદી મુસ્લીમો પણ આવા અદ્વૈતને અપનાવનારા છે; એ ,તેમના તત્ત્વજ્ઞાનથી સમજાય છે.

પાશ્ચાત્ય, અગ્રણી તત્ત્વવેત્તાઓએ પણ લગભગ આ સિદ્ધાન્તને અપનાવ્યો અને ટેકવ્યો પણ છે. આથી સુજ્ઞ વિચારકો તો સમજે છે કે એક જ અદ્વિતીય, અપરિચ્છિન્ન, આદિ તેમ અંતથી રહિત, નિત્યશુદ્ધબુધ્ધ, સર્વજ્ઞ, સર્વસાક્ષી, સચ્ચિદાનંદ, પરમાત્મા જ સમસ્ત સૃષ્ટિ–સંસાર–ને નિર્ભર ભરતા,

૨ प्रजापतिश्चर तिगर्भेऽन्तरजायमानो बहुधा विजायते–પુરૂષસૂક્ત, ૧૯

વ્યાપતા, લીલા કરતા વિલસી રહેલ છે, અને જે કાંઇ ભેદભાવ દેખાય છે, તે માત્ર દેખવારૂપ, આભાસ લાગે છે; વસ્તુગત્યા અભિન્ન છે.

આમ સૃષ્ટિનિર્માતા પરમાત્મશક્તિનું એકરસ, અખંડ, અદ્વિતીય શક્તિમત્વ જ સર્વથા સમજાય છે. એમાં સંસારચાલક, સંસારપાલક અને સંસાર સંહારક શક્તિ પરત્વે તેમ સત્પ્રધાન, રજોપ્રધાન અને તમોપ્રધાન એ ત્રિગુણત્વપરત્વે પણ પરમાત્મશક્તિથી કોઇ નિરાળી, વા પર શક્તિ હોવાનું નિર્દેશાયલું કે તેમ સૂચવાયલું યે નથી, ઉલટું કેવળ અભિન્નત્વ જ દર્શાવાયલું છે; ત્યારે જીવ અને જગત શિવ–પરમાત્મશક્તિ–થી ભિન્ન, તેમ જ નિર્માણ–પાલન–અને સંહરણ, એ ત્રણ શક્તિઓ પરત્વે પણ જે ભિન્નતા લાગે છે, તેનું કારણ પરબ્રહ્મની અપર માયાશક્તિનું, જીવ–આત્માનું, જગતનું તેમ જ ત્રણ શક્તિઓનું યથાર્થ સ્વરૂપ પૂરૂં સમજાયું–સમજી શકાયું નથી, શકાતું નથી તે છે.

ઉપરિનિર્દિષ્ટ પરમાત્માના અદ્વિતીયત્વના, સર્વવ્યાપિત્વના, સર્વમયતાના, સર્વસાક્ષીત્વના સિધ્ધાન્તની સાથે, તે દ્વારા નિર્દેશાયલું જીવ અને જગતનું યથાર્થ સ્વરૂપ વિચારાય અને સમજાય, તો સર્વ ભેદભાવના–ભ્રમણા આપોઆપ છૂટી–જાય, નષ્ટ થઈ જાય. માયાના પાશ અને આવરણોથી કર્મનાં બંધનોથી, જીવ–આત્મા પોતે ખરી રીતે પરમાત્માનો અંશ હોવા છતાં, જાણે તેનાથી સ્વરૂપમાં તેમ જ શક્તિમાં ભિન્ન હોવાનો ભાસ થાય છે; એ આવરણો અને એ પાશોથી જીવ સત્યજ્ઞાનના બળે મુક્ત થાય, એટલે કે એ આવરણો અને પાશોના બંધો–પ્રતિબંધોને ભેદી, અને કોશેટાનો કીડો કોશેટાને ભેદી, પોતે પોતાના રસમાંથી ગુંથેલી જાળનો કરોળીયો જાળને છોડી, બહાર નીકળે છે, સાપ જેમ કાંચળીને વછોડી છૂટો થાય છે, તેમ માયાનાં આવરણોને ફગાવી દે, જીવ નિરાવરણી થાય, શુદ્ધબુદ્ધ, સચ્ચિદાનંદ સ્વરૂપને અનુભવતો થાય, તે ક્ષણે જ તે આપોઆપ પરબ્રહ્મમય જ થાય છે. આ સત્સિદ્ધાન્ત સમજાતાં આરોપિત થયલા, કલ્પાયલા ભિન્નત્વનો ખ્યાલ અપસિધ્ધાન્ત હોવાનું તરત જ સમજાશે. અને જીવ–શિવનું એક અદ્વિતીયત્વ પણ હસ્તામલકવત્ પ્રત્યક્ષ અનુભવાશે.

---

यदिदं मनसा वाचा चक्षुर्भ्यां श्रवणादिभिः ।
नश्वरं गृह्यमाणं च विद्धि मायामनोमयम् ।

(ભાગવત. ૧૧, ૭–૭.)

આમ સૃષ્ટિવિધાનપરત્વે પરમાત્મશકિતનું એકત્વ સમજાયું. હવે સૃષ્ટિ-સંચાલન, સંસ્થિતિ, અને સંહરણ પરત્વે પણ પરમાત્મશકિતનું એકત્વ–અદ્વિતીયત્વ જ છે, અને ગુણ અને તેમ જ કાર્યપરત્વે જે ભિન્નત્વ વા ત્રિત્વ વા અનેકત્વ દીસે છે તે માત્ર આભાસ જ છે, એ રહસ્ય વિચારવું પ્રાપ્ત થાય છે.

વૈદિક તેમ જ ઔપનિષદિક અને પૌરાણિક પણ, બીજે આ સિદ્ધાન્ત એટલો જ સ્પષ્ટ અને અકાટ્ય છે કે એક જ અદ્વિતીય પરમાત્મશકિત માયા-વિશિષ્ટ થતાં પોતે જ નિપજાવેલી સૃષ્ટિનું સંચાલન, સંગોપન અને સંહરણ પણ એકરૂપે જ કરી રહી છે, અને સંચાલક શકિત, સંપાલક શકિત તેમજ સંહારક શકિત એ ત્રિશકિત નિરનિરાળી બિલકુલ નથી જ, પણ એક જ શકિત એ ત્રિશકિત રૂપે આવિર્ભાવ પામતી સર્વત્ર સૃષ્ટિમાં વિલસી–વિહરી રહી છે. અને એ જ અનિર્વચનીય શકિત પરબ્રહ્મ, પરમેશ્વર, નારાયણ, ભગવાન, શિવ, વિષ્ણુ, રામ, આદિ સહસ્ર નામો વડે વ્યવહરાય છે.

ઋગ્વેદનું 'હિરણ્યગર્ભ' સૂકત, નામોથી તેમ કામોથી પણ સૃષ્ટિનું નિયમન કરી રહેલા વિવિધ દેવો હોવાનું બાહ્ય દ્રષ્ટિથી જણાતાં છતાં પરમાત્માનું એક જ અદ્વિતીયત્વ છે, એમ જણાવતાં કહે છેઃ यो नः पिता जनिता यो विधाता । धामानि वेद भुवनानि विश्वा ॥ यो देवानां **नामधा एक एव** । तं संप्रश्नं भुवनायन्त्यन्या ॥

ઉપનિષદો તો કહે છે જઃ एष खलु वा अस्य राजसोंऽशो योऽयं ब्रह्मा । एष खलु वा अस्य सात्विकोंऽशो योऽयं विष्णुः, एष खलु वा अस्य तामसोंऽशो योऽयं रुद्रः ॥ જે આપણા, પિતા, જનક તેમ જ વિધાયક, છે, જે અનેક દેવોનો નામરૂપે એક જ, અદ્વિતીય છે. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એક જ પરમબ્રહ્મ વા તેના અંશો જ છે, સાત્વિક, રાજસ અને તામસ એમ ગુણો પરત્વે તેના અંશો બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એમ કહેવાય છે, પણ વાસ્તવિક રીતે એ ત્રણેમાં એકરૂપતા છે. અને એથી એ એમાંની કોઈ એક જ મુખ્ય છે, વા સર્વશ્રેષ્ઠ છે, અને બાકીની બે મૂર્તિઓ ગૌણ કે નિકૃષ્ટ છે, એવો સિધ્ધાન્ત કેવળ નિર્મૂલ છે.

વસ્તુતઃ एकमेवाद्वितीयम्–પરમાત્વતત્ત્વના સિદ્ધાન્તમાંથી તેના એક જ અદ્વિતીય સ્વરૂપનો સિદ્ધાન્ત ફલિત જ થાય છે. અલબત્ત શાસ્ત્રપ્રણેતા, તત્ત્વદર્શી, પ્રત્યભિજ્ઞ મહર્ષિઓએ ગુણકર્મની દૃષ્ટિએ વિવિધ–મુખ્યત્વે ત્રણ નામોથી તેનું વર્ણન કલ્પનાથી કર્યું છે, અને તેનાં જાગતાં ઉદાહરણો શિવસહસ્રનામ, વિષ્ણુસહસ્રનામ આદિ છે, તેમ જ શક્તિસહસ્રનામ, રામસહસ્ર-નામ, આદિ પણ એક જ પરમાત્વતત્ત્વને ઉદ્દેશીને ગવાયે છે, ઉપાસના નિમિત્ત

મોક્ષકલ્યાણપ્રાપ્તિની મનોવૃત્તિથી તેવાં વિવિધ નામો યોજાયાં છે. વિષ્ણુ પુરાણ નિર્દેશે છે કે

सृष्टिस्थित्यंतकरणीं ब्रह्माविष्णुशिवाभिधाम् ।
स संज्ञां याति भगवान् एक एव जनार्दनः ॥

શિવપુરાણ પણ એજ વદે તેઃ

त्रिधा भिन्नो ह्यहं विष्णो ब्रह्माविष्णुहराख्यया ।
सर्गरक्षालयगुणैर्निष्कलोऽयं सदा हरे ॥
अहं भवानयं चैव रुद्रोऽयं यो भविष्यति ।
एकं रूपं न भेदोऽस्ति भेदे च बन्धनं भवेत् ॥

વૈષ્ણવોનું સંપૂજનીય શ્રીમદ્ભાગવત પણ આ જ કહે છેઃ

ज्ञानमात्रं परं ब्रह्म परमात्मेश्वरः पुमान् ।
दृश्यादिभिः पृथग्भावैः भगवानेक ईर्यते ॥ १

ટુંકમાં પરમાત્મશક્તિ અવિચ્છિન્ન એક જ હોઇને, અને ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ તેનાં જ નામ હોઇને તદ્રૂપ જ છે. તેનાથી કોઇ રીતેય અભિન્ન નથી. પરમાત્માનું, ત્રણ શક્તિઓ–સર્જન, પાલન અને સંહારના કાર્યવિભાગે તેમ ત્રણ ગુણો–સત્વ, રજસ, અને તમસ,–ની પ્રધાનતાની દ્રષ્ટિએ પણ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર–શિવ એ ત્રિમૂર્તિરૂપે વિવરણ વા વર્ણન કરવામાં આવ્યું છે. તે જ પ્રમાણે આ ત્રિમૂર્તિની ત્રણ શક્તિઓનાં નામ મહાસરસ્વતી, મહાલક્ષ્મી અને મહાદેવી–પાર્વતી એવાં નામ પડેલ છે. તેથી જ શ્રુતિ વદે છે કે, " एकमेवाद्वितीयम् एकं सद्विप्रा बहुधा वदन्ति एकं सन्तं बहुधा कल्पयन्ति એક જ પરમાત્મા છે, તે સિવાય બીજું કોઈ નથી એ એક જ સ્વરૂપનું વિપ્રો (વેદપાઠીઓ) બહુબહુ પ્રકારે વર્ણન કરે છે; છતાં એ એક જ છે; તો પણ તેની બહુ પ્રકારે કલ્પના કરે છે." ભક્તો અને ઉપાસકોને તેમની ચિત્તવૃત્તિ અનુસાર ભગવાન અનેક મૂર્તિઓ અને આકૃતિઓ ધરતા અનુભવાય છે, તેમ વર્ણવાય પણ છે. મનુષ્યની ચિત્તવૃત્તિ એર

१ अहं ब्रह्मा च शर्वश्च जगतः कारणं परम्
आत्मेश्वर उपद्रष्टा स्वयं दृगविशेषणः ॥
आत्ममायां समाविश्य गुणमयीं द्विज ।
सृजन् रक्षन् हरन् विश्वं दध्ने संज्ञां क्रियोचिताम् ॥
तस्मिन् ब्रह्मण्यद्वितीये केवले परमात्मनि ।
ब्रह्मरुद्रौ च भूतानि भेदेनाज्ञोऽनुपश्यति ॥

અતિ અજબ છે. મન જેવી, વિચાર, કલ્પના, ગણના, રચના, સ્મરણ, બુધ્ધિ આદિ શકિતઓ યોજે છે, તે ઘણી જ અદ્દભુત અને ચમત્કારભરી છે.

આવી વસ્તુસ્થિતિ હોવાથી બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ, ભિન્નભિન્ન મૂર્તિઓ છે, ભિન્નત્વે પોતપોતાનું કાર્ય કરે છે, એક ત્યાગી છે, એક ભોગી છે; અને ભોગ આપે છે, તો એક મોક્ષ આપે છે; બીજો સન્નિધિસુખ આપે છે; એક સ્મશાનવાસી છે, તો બીજો સંસારવિહારી છે; એક તપથી પ્રસન્ન થાય છે તો બીજો ભકિતથી અનુગ્રહ કરે છે. એક બીજાનું આરાધન કરે છે; એક બીજાથી અનુગ્રહીત થાય છે; એક શુષ્કજ્ઞાનમાં જીવને જન્મોજન્મની રહેંટમાળમાં અટવાવે છે તો બીજો રસભર ભકિતમાં તરબોળ કરી સત્વર ચરણસેવા સેવાવે છે; એવા એવા જે ભેદભાવના વિખવાદભર્યા વિવાદો, અને ખંડનખેલો ખેલાય છે, તે તદ્દન અશાસ્ત્રીય છે. બેશક એવો ભેદભાવ શ્રુતિસ્મૃતિ–પુરાણોએ પ્રતિપાદિત કરેલા પરમાત્માના એકત્વના અદ્વિતીયત્વના સિધ્ધાન્તથી વિપથ, વિરૂધ્ધ અને વિષમ તેમજ નિરાધાર હોવા સાથે અતિ ભયંકર અને હાનિકર પણ છે. સનાતન ધર્મ-શાસ્ત્રના ગ્રંથો તેને પ્રમાણિત ગણતા જ નથી, ઉલટું અપસિધ્ધાન્ત લેખાવી, તેથી સદા સર્વથા દૂર રહેવા સુજ્ઞ જનોને પ્રબોધે છે.

આર્યાવર્તમાં સાંપ્રત સમયે 'બ્રહ્મા'ની મૂર્તિનું પૂજન, અર્ચન આરાધન અતિ વિરલ છે, કહી શકાય કે લગભગ નથી જ. ગુજરાતમાં તો ભાગ્યે જ એકાદેક સ્થળે બ્રહ્માનું મંદિર હશે. એટલે એ મૂર્તિ ત્રિમૂર્તિના ડખાપોશવાળા ઝઘડામાંથી બાકાત રહી છે. પણ ત્યારે ભોગ માત્ર હર અને હરિનો, શિવ અને વિષ્ણુનો જ લેખાયો છે, અને તેમને કલહકંકાસના કાલબૂટ કરવામાં આવ્યા છે. આ, લીલા, આ ખેલ માત્ર અતિઆરૂઢ સાંપ્રદાયિકતા જ ખેલાવે છે, ને વિખવાદની રેલો રેલાવે છે. વાસ્તવિક રીતે 'હર' અને 'હરિ'નો એક જ હૃ–હરી લેવું એ ધાતુ છે. ભકતોનાં પાપ હરી લેનારા 'હર' અને 'હરિ' એ લેખાયા છે, 'હરિ'ને જેમ 'પ્રસિદ્ધ–ચોર,' તેમ હરને પણ 'સ્તેનાના, તસ્કરો (ચોરાના) પતિ' કહેવામાં આવે છે.

'શિવ' નામ કેમ, એની શ્વેતાશ્વતર ઉપનિષદમાં આવી વ્યાખ્યા છે:

> सर्वाननशिरोग्रीवः सर्वभूतगुहाशयः।
> सर्वव्यापी स भगवान् तस्मात् सर्वगतः शिवः ॥

શિવ સર્વનું માથું, કેન્દ્ર તેમ ગળું છે, સર્વભૂતોની અંતરગુહા–અંતઃકરણમાં રહેલ છે. તે સર્વવ્યાપી, સર્વાન્તરયામી ભગવાન છે, માટે શિવ કહેવાય છે.

આવી વ્યાખ્યા શ્રી વિષ્ણુના નામની થતી હોવાનું સુપ્રસિધ્ધ નથી ? છે જ. તો પછી બન્નેના સર્વાન્તરયામીપણા તેમ સર્વવ્યાપીપણા પરત્વે ભેદ કયાં રહ્યો? વળી શિવ–શંકર–નો અર્થ કલ્યાણ કરનાર છે, તો વિષ્ણુ કયાં ઓછા અનુગ્રહકર્તા–ભક્તો પર કૃપા વરસાવનારા છે ? બન્નેય કરૂણામય, ભક્તવત્સલ, તરણતારણ, પતિતપાવન છે.

હિન્દની બે મુખ્ય પુરીઓ કાશી અને જગન્નાથપુરી; અને એકના 'વિશ્વનાથ મહાદેવ', તો બીજીના 'જગન્નાથ વિષ્ણુ'– 'જગતના સ્વામી' છે; બન્નેનાં નામ એકાર્થી છે. આવી એકાર્થતા બન્નેનાં વિશિષ્ટનામોમાં ભારોભાર જણાય છે.

શિવપ્રધાન પુરાણોમાં જો કે શિવમહિમા વિશેષ દર્શાવનારા સંખ્યાબંધ પ્રસંગો સકારણ વર્ણવાયા છે, છતાં તેમાં કાંઈ ઓછા વિષ્ણુના મહિમા વર્ણવવા–ગાવામાં આવેલા નથી. તે જ પ્રમાણે વિષ્ણુપ્રધાન પુરાણોમાં પણ વિષ્ણુના સવિશેષ મહિમા ગવાયા છે, છતાં શિવમહિમાના ગાનને, પ્રસંગોને વિસારેલાં નથી જ. દા. ત. જુઓ સ્કંદ પુરાણનો કાશી ખંડ, તેમ જ શ્રીમદ્‌ભાગવતના ત્રીજો, ચોથો આદિ સ્કંધો. ૨ સૂક્ષ્મતાથી વાંચવા જેવા છે. શુકદેવજીએ અનન્ય ભાવે શિવસ્તુતિ કરી છે.

જુઓ સ્કંધ ૩, અધ્યાય ૧૪, શ્લોક ૧૪ થી ૨૮, પ્રજાપતિ કશ્યપનાં વચન; તેમ જ બ્રહ્માની શંકરસ્તુતિ; સ્કં ૪, અ. ૪. શ્લો. ૧૪ થી ૧૬ દાક્ષાયણીની શંકરસ્તુતિ, સ્કં. ૧૨ અ. ૧૦, શ્લો ૮થી ૨૬ સૂતનું શિવ મહાત્માગાન; ઉપરાંત ૮મા સ્કંધનો ૭મો અધ્યાય પણ જોવા જેવો છે.

यथा पुमान्न स्वा ङ्गेषु शिरः पाण्यादिषु क्वचित् ।
पारक्यबुद्धिं कुरुत एवं भूतेषु मत्परः ॥
त्रयाणामेकभावानां यो न पश्यति व भिदाम् ।
सर्वभूतात्मनां ब्रह्मन् स शान्तिमधिगच्छति ॥

સ્કં. ૪, અ. ૭. ૫૦–૪૦

વળી જેવાં શિવનાં સહસ્રનામ છે, તેવાં વિષ્ણુનાં પણ સહસ્રનામ છે; અને તેમાં ખરી ખૂબી તો એ છે કે તે બન્નેના સંયોજક એક જ વ્યક્તિ છે અને તે શ્રી વેદ વ્યાસ ભગવાન છે. મહાભારતના શાન્તિપર્વના ૨૮૪ મા અધ્યાયમાં શરશય્યા પર પડેલા, પરમ કૃષ્ણભક્ત, પરમ વૈષ્ણવ–ભાગવત

૨ શ્રીમદ્‌ભાગવતનો ત્રીજો, ચોથો, છઠ્ઠો, અને બારમો, એ ચાર સ્કંધો સવિશેષ શંકરસ્તુતિ સંબંધમાં અવલોકવા યોગ્ય છે.

ભીષ્મ પિતામહે યુધિષ્ઠિરને શિવસહસ્રનામ સંભળાવેલાં છે, તેમ એ જ ભીષ્મપિતામહે અનુશાસન પર્વમાં યુધિષ્ઠિર રાજાને 'વિષ્ણુસહસ્રનામ' કહી સંભળાવ્યાં છે. તેમ શ્રીકૃષ્ણે પંડે પણ (અનુશાસન પર્વના, ૧૭ મા અધ્યાયમાં) યુધિષ્ઠિરને 'શિવસહસ્રનામ'ને 'સ્તોત્રશિરોમણિ'નું નામ આપી સંભળાવ્યાં છે. તેમાં ખૂબી તો એ છે કે બન્નેનાં 'સહસ્રનામો'માં ઘણાં ઘણાંક નામો એવાં છે કે જે લગભગ એક ને એક–સમાન અર્થને પ્રબોધનારાં છે; જે નામો વિષ્ણુનાં મહાન યશ. પરાક્રમો, અદ્ભુત કર્મો, કીર્તિ, મહત્તરતા, અને ભક્તાનુગ્રહો, વર્ણવે છે. તે ને તેજ નામો શંકર પરત્વે પણ યોજાઈ, એવાં જ શંકરનાં યશ, પરાક્રમો, મહત્તા આદિના પડઘા પાડે છે. આમ બન્નેનું અદ્વિતીયત્વ છે.

વિષ્ણુ સહસ્રનામના પ્રસ્તાવમાં શિવપત્ની પાર્વતી કહે છે કે: "મેં શિવને પૂછ્યું કે સર્વ દેવતાઓમાં શ્રેષ્ઠ કોણ ? ઐહિક પ્રેય અને પરલૌકિક શ્રેય કોની ઉપાસનાથી મળી શકે ?" અને તેનો ઉત્તર શંકરે આપ્યો કે "સર્વ દેવતાઓમાં સર્વશ્રેષ્ઠ ભગવાન શ્રી વિષ્ણુ છે અને તેમની ઉપાસનાથી મેં (શંકરે) પોતે મહાન વરદાનો મેળવી લાભો મેળવેલા છે."

આ પ્રમાણે શ્રી વિષ્ણુના યશ વર્ણવી, શંકરે પોતે જ પાર્વતીને 'વિષ્ણુ-સહસ્રનામ' કહ્યાં છે.

તે જ પ્રમાણે આ (જુઓ પુસ્તકની પ્રથમ ઊર્મિનું પાનું ૩૭મું) ભીષ્મપિતામહ શંકરમાહાત્મ્ય અદ્ભુત હોવાનું વર્ણવી, યુધિષ્ઠિર રાજાને તેનું શ્રવણ કરવા સ્વાનુભવી શ્રીકૃષ્ણને વિનવે છે અને શ્રીકૃષ્ણ મુક્તકંઠે શ્રી શંકરના આરાધનથી પોતાને મળેલાં વરદાનો અને થયેલા લાભો વર્ણવી, શિવમાહાત્મ્ય ગાય છે અને 'શિવસહસ્રનામ' ઉપદેશે છે.

એ પ્રસંગે શ્રી કૃષ્ણ કહે છે: "ભગવાન શિવ સર્વ દેવતાઓમાં સર્વથી શ્રેષ્ઠ તેમ જ પૂજ્ય છે. મેં પણ એમની ઉપાસના કરી, ઘોર તપસ્યા કરી, વરદાનો મેળવેલાં છે."

વળી જેમ वैष्णवानां यथा शम्भुः એ પુરાણવચન છે, તેમ शाम्भवानां यथा विष्णुः એ વચન પણ પ્રસિદ્ધ છે.

નું તારતમ્ય એજ કે વિષ્ણુ કાંઈ શિવથી નિરાળા કે નિકૃષ્ટ નથી, તેમ શિવ કાંઈ વિષ્ણુથી નિરાળા કે નિકૃષ્ટ નથી. પરંતુ પોતે જ પોતાના અન્ય જણાતા સ્વરૂપનાં દર્શન કરી, ભક્તો—ઉપાસકો—નાં કલ્યાણ અર્થે, તેમના ધર્મમાર્ગે સરલ વલન અર્થે પોતાનો જ મહિમા-માહાત્મ્ય ગાય છે; તેથીજ શિવે વિષ્ણુસહસ્રનામ અને વિષ્ણુએ શિવસહસ્રનામ ગાઈ, એકમેકની ભિન્નતા પ્રતિપાદન કરી છે.

આમ ઉપરના સંક્ષિપ્ત સ્ફોટથી હર અને હરિની પરસ્પરની પૂજ્યત્વબુદ્ધિ, તેમ જ અનન્ય પ્રેમ સ્પષ્ટપણે પ્રતીત થાય છે. આમાં ક્યાંયે પરસ્પર વિદ્વેષ

કે મોટાઈ વા છોટાઇની ગંધ રજ પણ નથી. તેમ ઐશ્વર્યપ્રાપ્તિ અને પરાક્રમ-પ્રાપ્તિ માટે રાવણ, બાણાસુર, વિશ્વામિત્ર, અર્જુન, વગેરેએ જ શંકરને પ્રસન્ન કર્યા છે. જેમ કૃષ્ણે પણ સુદર્શન ચક્રની પ્રાપ્તિ અર્થે હજાર કમળો ચઢાવવા શિવનું આરાધન કર્યું હતું, (જુઓ મહિમ્ન. हरिस्ते साहस्रं कमलबलिमाधाय વગેરે.) તેમ જ શ્રીશંકરે પણ ભસ્માસુરના ભયથી મુક્તિ મેળવવા, વિષ્ણુનું શરણું શોધ્યું હતું.

આવાં, શ્રીમહાવિષ્ણુએ શ્રીમુખે શ્રીમહાદેવની સ્તુતિઓ કર્યાનાં, તેમ શ્રી મહાદેવે શ્રી મહાવિષ્ણુની સ્તુતિઓ ગાયાનાં અનેકાનેક દ્રષ્ટાન્તો વિષ્ણુપ્રધાન તેમ શિવપ્રધાન પુરાણોમાં સાંપડે છે. માત્ર રાગદ્વેષને તેમ જ પક્ષપાતને વિશુદ્ધ હૃદયથી અલગ કરનાર વિવેકી, જીજ્ઞાસુ, પ્રભુભક્તને હરિ અને હરનું, વિષ્ણુ અને શિવનું તાદાત્મ્ય પુરાણાદિમાં પ્રતિપાદન કરેલું સમજાય છે અને અનુભવાય છે પણ ખરૂં; એટલે કે વાસ્તવ પ્રભુદર્શન એવા વિવેકી, જીજ્ઞાસુ ભક્તજનને અવશ્યે થશે અને સાથે સાથે આત્મકૃતાર્થતા પણ પ્રાપ્ત થશે.

મહર્ષિઓએ શંકર તેમ જ વિષ્ણુનાં જે સ્તોત્રો ગાયાં છે, તેમાં પણ અન્નસ્વરૂપે તે બન્નેને વર્ણવ્યા છે અને એક જ પરમાત્મા અનેક રૂપે-શિવ તેમ વિષ્ણુ રૂપે જગતનું સંચાલન અને સંહરણ કરી રહ્યા છે. એ સ્તોત્રોમાં એકત્વ-બુદ્ધિ તરી આવે છે. સૂર્યાદિદેવનાં સ્તોત્રોમાં પણ તેમણે બહુધા પરમ તત્ત્વને ગાયું છે. એનો એક જ દાખલો, પ્રસિદ્ધ સૂર્યસ્તવનની આ મહાન્ રહસ્યને ઉકેલતી પંક્તિથી મળે છે.

नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ।
त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरञ्चिनारायणशंकरात्मने ॥

જે કાંઈ પરમાત્મતત્ત્વના સ્વરૂપ વિષે વર્ણનીય, વિચારણીય છે, તે સર્વે આ એક જ શ્લોક સંક્ષેપમાં આશ્ચર્યકર રીતે કહેવાયું છે.

તેમ જ શિવમહિમ્ન સ્તોત્રમાં, કે જેના વક્તવ્યનો અર્થ 'હરિ' તેમ 'હર' એ બન્ને પરત્વે ઘટાવાયો હોવાનું સુપ્રસિદ્ધ છે, તેમાં પુષ્પદંત મુનિ પણ આપદે પરમાત્મશક્તિના એકત્વને જ ગાય છે.

रुचीनां वैचित्र्यात् ऋजुकुटिलनानापथजुषाम् ।
नृणामेको गम्यः त्वमसि पयसामर्णव इव ॥

સામાન્ય રીતે સ્માર્તો તો પંચાયતન દેવના પૂજક—આરાધક હોઇને તેમને હરિ—વિષ્ણુ સંબંધમાં કાંઈ જ ખાસ વાંધા—વિરોધ જેવું નથી, હોતું તેઓ તો

વૈષ્ણવોને અન્ય એકાદશી, કૃષ્ણજયંતીઓ આદિ વ્રતો પૂરે પૂરા ભાવથી કરે છે. માત્ર ભાગવતો વૈષ્ણવોમાંના કેટલાકોને—બધાને નહીં જ માત્ર કેટલાક અતિ-આરૂઢો—ને જ શિવ કે—હર સંબંધમાં વાંધો ભેદ લાગે છે, કારણ કે તેમને એવો વિરોધી ગ્રહ બંધાય તેવા વાતાવરણથી સાંપ્રદાયિકતાએ વિંટાએલા છે.

ખુદ પ. પૂ. શ્રી આદ્ય જગદ્ગુરૂ શ્રી. ભગવાન શંકરાચાર્યે, તેમજ મધુસૂદનાચાર્ય આદિ અન્ય કેવલાદ્વૈતવાદી આચાર્યો અને મહાપ્રજ્ઞ જનોએ શ્રી વિષ્ણુ-કૃષ્ણ-નાં સ્તુતિગાન મુકતકંઠે ગાયાં છે, અને શિવ—વિષ્ણુના ભેદોપભેદોનાં વાદળાંને ભેદી, નિર્મળ પરમાત્મબુદ્ધિ જગવી છે.

વાસ્તવિક રીતે વૈષ્ણવત્વ અને શૈવત્વ પરસ્પર વિરૂદ્ધ નથી જ, એ રહસ્ય સુજ્ઞ મુમુક્ષુ. સદ્ધર્મીઓ તો સમજ્યા જ છે. એટલે એવા સુજ્ઞોને એ વિષે કાંઇ વિશેષ કહેવું પડે જ નહીં, જો કે આવાં અનેક દ્રષ્ટાન્તો, દલીલો અને પ્રમાણોના ખડકલાઓ ખડકી, હરિ અને હર, અને શિવનું એકરૂપત્વ સિદ્ધ થયલું દર્શાવી શકાય એમ છે. પરંતુ જેમને, આયદે સત્યતત્ત્વ સમજવું છે, જેઓ સત્સંસ્કારથી નિર્મળ માનસ, વિમલ બુદ્ધિવાળા છે તેઓ તો એ સહૂ સમજે છે; તેમને તો થોડુંક જાણ્યે બધું આપોઆપ હસ્તામલકવત્ સુગમ થઈ જાય છે. તેથી ઉલટું પ્રતિનિવિષ્ટ આરૂઢોને તો ગમે તેટલું કહેવામાં આવે તોયે તે સહુ બહેરા આગળ શંખ ફુંકયા બરોબર છે.

છતાં આપણે અહીં સાંપ્રત સમયે સાંપ્રદાયિક ઝઘડાઝઘડીની પરિસ્થતિ કેવી છે? બેશક અણસમજુઓને આડે માર્ગે દોરનારી, મનને ઉશ્કેરનારી અને એક બીજાના ઇષ્ટ માનેલા દેવ—પ્રભુ પ્રત્યે કાદવઉછાળણી કરાવનારી થઈ પડી છે. આમાં કાંઇ એક જ પક્ષવાદીનો દોષ છે એમ કહી શકાય, એમ નથી. બન્ને પક્ષવાદીઓ રાગાવેશે ચઢેલા છે અને સત્યદર્શન કરવા તેમ કરાવવાથી દૂર ને દૂર વિપથે વિચરી રહ્યા છે. સંપ્રદાયો, પંથો, અને મતોનાં પ્રવર્તનનો પ્રયાસો જ્યારથી રાગાવેશથી થવા માંડયા ત્યારથી જ આવાં અનિષ્ટ-અનર્થોને અવકાશ મળેલો છે. તેમાં શૈવ તેમ જ ભાગવત, એ બન્ને સંપ્રદાયોના અધીશ્વરો, તેમજ વિદ્યાવંત પંડિતો આવા ઝઘડા માટે કંઈ સીધા નહીં તો આડકતરા ઉત્તેજન માટે પણ દોષાર્હ છે. તેઓ તેના અટકાવ માટે પોતાનાં ધર્મતેજ તેમ વિદ્યાતેજનો યથાયોગ્ય રીતે પ્રતાપ-પ્રભાવ પાડતા જણાતા નથી, તથા તેઓ તેવો ઉપદેશ આપવા અગ્રસર થતા નથી. અને ગેરસમજ ને ગોટાળા, ધુમાડા ઉભા કરવા દે છે, એ બેશક અત્યંત શોચનીય તેમ જ ખેદનીય પણ છે.

તેમના ધર્મગુરૂઓ તેમને હરિ અને હરના તાદાત્મ્યના બોધ–ઉપદેશથી વિવંચિત રહેવા દે છે, અને અનન્યત્વને અગ્રે કરી, હરનિંદા પોષાય તેવી વલણને દૂર કરતા નથી; ઉલટું તેમને હાથે તેની વૃદ્ધિ થાય તેવું થવા દે છે.

હજીયે જો સંપ્રદાયાધીશ્વરો અને સાંપ્રદાયિક વિદ્યાવંત પંડિતો અને મહંતો હાલની વિષમ, ઉગ્ર અને અસહિષ્ણુતાભરી પરિસ્થિતિને શમાવવા અગ્રસર ભાગ લે તો નાહક થતી–પ્રવર્તતી ધર્મવિડંબના, પ્રભુવિડંબના, પર-ધર્મીઓથી થતી સનાતન ધર્મની અને દેવોની હાંસી, અવહેલના સત્વર થંભી જશે; અને સાચું ધર્મસ્વરૂપ, પ્રભુસ્વરૂપ ધર્મપ્રિય અભિજ્ઞોને સમજાશે અભિજ્ઞોની પ્રભુભક્તિ સુદૃઢ થશે અને આર્ય વૈદિક ધર્મ સુગઠિત થઈ પાછો સબળ અને સંવેગી થશે.

હાલમાં ચાલતી સાંપ્રદાયિક ટોટાપીસી પ્રત્યે મને મૂળથી જ ઊંડો અણુ-ગમો હોવાથી હું ચાલી રહેલા વિખવાદોના સ્વરૂપનાં ઊંડાણમાં કે વિગતોના ડહોળાણ–ડખોળાણમાં ઉતરવું અનર્થકારી અને અનુપયુક્ત સમજું છું. વળી પ્રવર્તતા પ્રવર્તાવાતા વિખવાદો વિવિધ સ્વરૂપોમાં તીવ્રતા–તીખાશથી ચર્ચાઈ રહેલા હોઇ તેની પુનરૂક્તિ અનાવશ્યક પણ સમજું છું.

એટલે આ વિષય આટલેથી જ સકારણ બંધ કરતાં માત્ર તેનો નિર્દેશ કરી, અહીં વિરમું છું. અને અંતરથી પરમાત્માને પ્રાર્થું પણ છું કે આવી, નિઃકારણ ભેદબુદ્ધિને શમાવો, અને પારસ્પરિક વૈમનસ્યનાં વાદળ વિખેરો અંતમાં આ રહસ્ય સર્વને સમજાઓ, એવી આતુર ઇચ્છા પ્રકટ કરૂં છું.

स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ।
स एव विष्णुः स प्राणः स कालोऽग्निः सचन्द्रमा ॥
स एव सर्वं यद्भूतं यच्च भव्यं सनातनम्
ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पन्था विमुक्तये ॥

ॐ सहनाववतु, सहनौ युनक्तु, सह वीर्यं करवावहै, तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

આ પુસ્તકો વિજાપુર મહાલના પુસ્તકાલયોને શ્રીમાન શેઠ લલ્લુભાઇ ન્યાલચંદ તરફથી હા. ભાઈ શ્રી વ્રજલાલે ભેટ આપ્યાં છે. —પ્રકાશક

——:०:——

# વિષયાનુક્રમણિકા



## શ્રીશિવલહરી

## ખાસ સુધારો

| ક્ર. પૃષ્ઠ | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૪ | ૬ | ઇષ્ટદેવ | કુળદેવ |
| ૧—૩૦ | ૧૧ | વિશ્વેશ્વર | વિઘ્નેશ્વર |
| ૨—૩૫ | ૧૯ | શ્રી કૃષ્ણના આમ | શ્રી કૃષ્ણની આવી |
| ૩—૩૬ | ૩ | શ્રી કૃષ્ણને | શ્રી કૃષ્ણ |
| ૪—૩૬ | ૬ | અનુઆશન | અનુશાસન |
| ૫—૩૯ | ૧૩ | સાંબ | પ્રદ્યુમ્ન |
| ૬—૩૯ | ૨૪ | રૂક્મિણીએ | જાંબવંતીએ |
| ૭—૫૩ | ૫ | ગાર | ગૌર |
| ૮—૬૧ | ૨ | ઓકગ્ર | એકાગ્ર |
| ૯—૭૭ | ૨૭ | પૃથ્ની | પૃથ્વી |
| ૧૦—૭૯ | ૯ | કેકાણે | ઠેકાણે |
| ૧૧—૮૦ | ૧૨ | અયાયલી | અપાયલી |
| ૧૨-૧૦૧ | ૪ | દત્યોનો | દૈત્યોનો |
| ૧૩-૧૦૪ | ૬ | નમિન્તિક | નૈમિન્તિક |
| ૧૪-૧૦૮ | ૧૨ | સાર્વભામ | સાર્વભૌમ |
| ૧૫-૧૧૧ | ૧૩ | કતા ગાતમરૂપ | કર્તા ગૌતમરૂપ |
| ૧૬-૧૨૧ | ૨૦ | મે—ટા | મોટા |
| ૧૭-૧૨૫ | ૨૫ | હરિ હસત્મક | હરિ—હરાત્મક |
| ૧૮-૧૨૫ | લીટી ૧૫માં ધારી પાસે જે ફુટનોટનું નિશાન છે તે લીટી ૫ માં વજ્રધારી પાસે છે એમ સમજી લેવું. | | |
| ૧૯-૧૪૪ | ૪ | સોનના | સોમના |
| ૨૦-૧૪૪ | ૧૭ | ગાયા | ગાથા |
| ૨૧-૧૬૦ | ૧૧ | પુસ્તકોએ | પુસ્તકો |

૨૨—હરિહરના ફોટાના શ્લોકની પહેલી લીટી માં **मियो** ના બદલે **मिथो** વાંચો.

—:o:—

પૃ૦ ૧ થી ૩૨, પૃ૦ ૧ થી ૧૬૦, વિશેષ પૂર્તિ પૃ૦ ૩૩ કથી ૪૮—થ સુધી કુલે પૃ૦ ૨૦૮.

# રૂદ્રજલધિલહરી

## શિખરણી

બધા વેદો જેને, વદિ વદિ બહુ થાકિ પડતા;
વળી શાસ્ત્રો સર્વે, ગલિતકુમતિ તીવ્ર બનતા;
તથાપિ શૂન્યત્વે, ન મન ઠરતું સુજ્ઞ જનનું;
કથ્યું સાચો જુઠો, નિરવચનથી જે પર ગયો. ૧.
છતાં તારે ગાને, પ્રમિતિ શબ્દોની ગતિ વહે,
અને વ્યાસો વલ્મી, રૂપિવચન તો એક જ સ્તવે;
ખરી રીતે જોતાં, અજડ જડ તુંમાં ભળી જતું,
મને તો લાગે છે, ગમનસ્થળ તું સર્વ જનનું, ૨.
વદે બ્રહ્મા નેતિ, પવન મઘવા અગ્નિ વરૂણો,
હરિ પૂજાકાળે, નયન ધરતા પદ્મ ખુટતે,
સીતાનાથે સ્થાપ્યો, પરમ ઈશ તું સેતુ પતિનો,
પ્રભુ કૃષ્ણે પોતે, ગતિ કૃતિપદે અંતર ધર્યો. ૩.
સુખોને સન્તાને, મન મથતું સર્વજ્ઞ બનવા,
ત્યજી તુને લેવા, શિવ, શિદ વૃથા યત્ન ધરવા.
ન અગ્નિ હિમે છે, ન શિત મળતું વહ્નિ પડતાં,
અમોને જે ઈચ્છા, ફલિત સઘળી સદ્ય બનશે. ૪.
ન છેદો તુંમાં છે, સમય, સ્થળ કે વસ્તુબળના,
પ્રમાણો થાકે ત્યાં ફલ ન શ્રુતિશબ્દો તુજ વિના
અને ભાગે ત્યાગે, સદચિદસુખો તું બની રહે,
અધિષ્ઠાને આ સૌ, જગ જીવ ઈશો ત્યાં ગળી જતા. ૫.
શું ભોગે સુખો છે, તરસ ન મૃગો વારી છીપવે,
વૃથા શ્વાનો પેઠે, મુરખ જનતા આમ જ ફરે.
અને સાચી શાન્તિ, તુજ ચરણુ સેવી મળી રહે,
ગણી તત્ત્વે સેતું, પ્રમથ, મન વાણી ગ્રહી રહું. ૬.

—મણિશંકર સોમનાથ રાવળ—

# શિવમૂર્તિ

માથે ધર્યાં ગંગા તે તો, જગને પવિત્ર કરે,
ભક્તને અધીન ઈશ, વિષ્ણુ મોટા થાય છે;
ચંદ્રચૂડે ધર્યો શંભુ, ક્ષયથી બચાવી તેને,
જગને એ શાન્તિ સાચી, સ્વરૂપથી દાર્યાં છે.
ત્રીજું ચક્ષુ ઉઘડે તો, વિશ્વનો પ્રલય પૂરો,
જીવકેરો જીવભાવ, શમે ત્રીજા ચક્ષુથી;
જલધિના મંથનથી, મળ્યું વિષ હાલાહલ,
ચિહ્ન નીલકંઠે રાખ્યું, દોષો મિથ્યા ભાસે છે.
ઉપવીત સર્પો કેરૂં, તક્ષકો કે શેષ જેવું,
અધિષ્ઠાન રૂપે પ્રભુ, શેષ એક તું જ છે;
ગર્વને તો ગાળી નાંખે, બાણ પંચ ભલે હોય,
નાશ સ્વનો નોતરીને, મનથી તો રાચે તે.
ત્યાગ કેરો અવધિ તું, સ્મશાને શયન કરે,
ઇન્દ્ર વિષ્ણુ પ્રભુતા તો, તુજથી પમાઈ છે;
ગળે રૂંઢમાળ રોપી, પાર્વતીના શિર કેરી,
પ્રકૃતિનો અંત અંતે, પુરૂષે પમાય છે.

—o—

## પ્રકાશકનાં બીજાં પુસ્તકો.

'**સ્ત્રીસુમાર્ગશિક્ષા** તેમજ **વનિતાઓના સુખી સંસાર**' એ બે પુસ્તકો વડોદરા રાજ્યના કેળવણી ખાતાના ડીરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબ બહાદુરે **શાળાઓમાં** તથા **શાળા પુસ્તકાલયોમાં** તેમજ ક્યુરેટર સેંટ્રલ લાયબ્રેરી તરફથી **વડોદરારાજ્યમાં તમામ પુસ્તકાલયો** માટે મંજુર કરેલાં છે. (**સુબોધસંગ્રહ** રાજકોટ રાજ્યમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયું છે.)

(૧) સ્ત્રીસુમાર્ગશિક્ષા—બીજી આવૃત્તિ શીલકમાં નથી.
(૨) "વનિતાઓના સુખી સંસાર" ફકત પ્રત ૨૫ છે કિં. ચાર આના.
(૩) સુબોધસંગ્રહ ૫૦૦૦ પ્રતમાં ૨૫૦ પ્રત શિલક છે કિં. ૧૦ આના.
(૪) ગંગાલહરી—ગુજરાતી—સમશ્લોકી ૩ ત્રણ આના પોસ્ટેજ અલગ.

**સુબોધસંગ્રહ—૨૫૦ પ્રત એક** સામટી લેનારને ૭ આનામાં આપવામાં આવશે.

# શિવલહરીનું વિશદીકરણ

જીવનું, દુઃખની અત્યંત નિવૃત્તિ અને પરમ સુખની પ્રાપ્તિ, એ જ જો અંતિમ લક્ષ્ય હોય તો તે લક્ષ્યને સિદ્ધ કરનારાં સાધનો નિયત હોવાં જોઈએ. જીવનું વર્ગીકરણ કરતાં બે વિભાગોને જૂદા પાડી શકાય; શુદ્ધ જીવત્વ અને તેમાં કંઈક મિશ્રણ. શુદ્ધ જીવત્વને વિચારકોએ ચેતન નામ આપ્યું છે, મિશ્રણને અચેતન કહ્યું છે. શુદ્ધ ચેતન જો નિત્ય જ શુદ્ધ હોય તો મિશ્રણનો સંભવ નથી. મિશ્રણ સાચું હોય અને તે ચેતનમાં મળી શકતું હોય, તો ચેતનની શુદ્ધિ નિર્બાધ્ય નથી. આ બધા વિચારોનો નિર્ણય કરવાને જીવ યોગ્યતા સંપાદન ન કરે ત્યાંસુધી તેને યોગ્યતાઓ ક્રમે ક્રમે સંપાદન કર્યે જ છૂટકો. અયોગ્યતાઓ તે મિશ્રણમાં રહેલ જડતા, ચંચળતા, અને સ્થિરતા, એ ત્રણેનો નિવેડો લાવ્યે જ ખરી યોગ્યતા આવી શકે.

શાસ્ત્રીય ભાષામાં બોલીએ તો મિશ્રણ એટલે અંતઃકરણ અને તેમાં રહેલ જડતા, ચંચળતા, અને સ્થિરતા, એટલે તમસ્, રજસ્, ને સત્વ ત્રિગુણસમૂહ: ગુણોથી પર જવા ત્રણે ગુણોને તાબે કરી, ત્યજી શકાય માટે કર્મ, ભક્તિ અને જ્ઞાનની આવશ્યકતા. ભયંકર જડતા રૂપ તમો ગુણને પાર પાડવા વિહિત વૈદિકાદિ કર્મનું અવલંબન શાસ્ત્રીય દ્રષ્ટિએ સ્વીકાર્યું છે. ચિત્તની ચંચળતાનો નાશ તો ભગવતી ભક્તિ જ, ઉપાસના જ સિદ્ધ કરી શકે. અંતઃકરણના સત્વપ્રધાન સ્થિરતા રૂપ સુખધર્મથી પણ શુધ્ધ ચેતને તો આગળ જ જવું જોઈએ. એ જ અંતિમ લક્ષ્ય.

આ નિબંધમાં ભક્તિનું પ્રાધાન્ય છે, એ વાંચક લક્ષ્યમાં રાખવું. વૈદિક ઉપાસનાઓમાં આવેલી **કર્મજડતાને** પુરાણકારોએ રસિકતાનો રંગ આપ્યો, અને તેણે ભક્તિસ્વરૂપ ધારણ કર્યું. આરંભમાં આ ભક્તિએ વૈદિક દેવોને, અગ્નિ અને સૂર્યને, રૂદ્ર શિવ, વિષ્ણુ, કૃષ્ણ આદિ અવતારોમાં ખેંચ્યા; સાથે દેવી, સૂર્ય અને ગણપતિ પણ ન્યૂનાધિક અંશે જોડાયા. વૈદિક કાળ પછી કર્મ જડતાનું બંધન સમાજને અસહ્ય લાગ્યું. બુદ્ધે વેદો અને તેના પ્રચારક બ્રાહ્મણો ઉપર ઘા માર્યો. ભક્તિમાર્ગને તો તેણે સ્થાન જ આપ્યું નહીં, અને જ્ઞાનમાર્ગને શૂન્યમાં રેહેંસી નાંખ્યો. પરિણામે આર્યાવર્તને ગળે બુદ્ધનો ધર્મ ઉતર્યો નહીં. અહીંથી તેણે રૂખસદ લીધી. આર્યો અવલંબનહીન થવા લાગ્યા. કુમારિલ અને પાછળથી શંકરે આ આદર્શ અટ-વાળી જનતામાંહીં [illegible] ખડા કર્યા, વેદો, ઇતિહાસો, અને સ્મૃતિઓ, પુરાણોનું

સંશોધન આરંભ્યું, અને બને તેટલી આદર્શની સ્વચ્છતા જનતા આગળ ખડી કરી. આમ કરવામાં તેઓ ઘણે અંશે ફળીભૂત પણ થયા.

આટલી ઉપપત્તિ, કોઈ વિદ્વાન પ્રસ્તુત શિવલહરીને વાંચીને તેમાં રહેલી ઉજ્જ્વળાની ભાવનાને અવગણીને પુરાણોનાં ગપ્પાં ન ગણી નાંખે, એ હેતુથી કરવી પડી છે. વિચારકોને યુક્તિપ્રધાન આ લઘુ નિબંધ તેની ચાવી રૂપ થઈ પડે, એવી લેખકની અભિલાષા છે. તર્કો, વર્તમાન અપ્રતિષ્ઠિત તર્કો તો નથી જ, વેદાનુકૂળ તર્કો પ્રતિષ્ઠાને યોગ્ય ગણ્યા વિના છૂટકો થતો નથી અને તેનું જ અવલંબન કરવું લેખકને ગમ્યું છે. વાંચક લેખક સાથે મળતો થશે.

પૃથ્વી માત્રની સંસ્કૃતિ જ્યારે ઊંઘતી હતી ત્યારે આર્ય સંસ્કૃતિ પૂર બહારમાં ખીલી રહી હતી. ત્રણ ચાર હજાર વર્ષનો ઇતિહાસ હવે શોધાયો છે. ઇજીપ્ત અને ખાલડીઆની પહેલાં પણ મધ્ય એશિયા સુધી વૈદિક સંસ્કૃતિ કૂદતી નાચતી હતી. ગોબીના રણમાંથી પુરાતત્વવિદોને કંઈક અગમ્ય તક્તીઓ મળી આવતાં અને તે ત્રણ વેદની ૠચાઓ છે એમ જણાતાં આર્યસંસ્કૃતિનો સ્વીકાર સૌને કરવો પડયો. વૈદિક સંસ્કૃતિએ જગતની ભવ્યતાઓ અને શક્તિઓનું દર્શન કર્યું, તેને ભિન્ન ભિન્ન નામો આપ્યાં. આ બધા વૈદિક દેવો સંસ્કૃતિની પરાકાષ્ઠા એકદેવવાદમાં વિરમી. શંકરે તેને કેવલાદ્વૈતવાદમાં ગૂંથી નાંખી. બહુદેવવાદને સંકલવા પહેલાં આ બધા દેવોને રૂદ્ર, શિવ અને વિષ્ણુ અવતારોમાં સંકલ્યા. તોએ વેદોમાં તો હજીએ રૂદ્ર પ્રધાન દેવ મનાય છે, અને વેદોને પરમ પ્રમાણ ગણનાર કોઈ પણ આસ્તિક જન આ રૂદ્ર અને શિવને દૂર કરી ન શકે. વેદોમાં રૂદ્રોનાં સ્તવનોનું પ્રાચુર્ય વેદોના અભ્યાસકોને તો સુસ્પષ્ટ જ છે. ત્રણ વેદનાં આશરે સાડા ત્રણસેં સૂક્ત રૂદ્ર રોકે છે, ત્યારે વિષ્ણુનાં સાત આઠેક છે. બને યજુર્વેદમાં પણ આમ જ બન્યું છે જ્યારે સામવેદના ઘણા શબ્દો સૌમ્ય પ્રધાનતાવાળા હોઇને વિષ્ણુને ફાળે જાય છે, તોયે રૂદ્રપ્રાધાન્ય ન્યૂન નથી. અથર્વવેદ માટે તો એકાદ બે પ્રસંગો બાદ કરતાં વિષ્ણુ ન્યૂન જ છે.

આમ વૈદિક દેવોની થએલી વ્યવસ્થા મહાભારત અને રામાયણે સ્વીકારી લીધી છે. સ્મૃતિઓએ તો આ વિષયમાં મૌન જ સેવ્યું છે. પુરાણકારોને શિવના રૂદ્ર રૂપ કરતાં શંકરનું રૂપ વધારે ગમ્યું છે અને તેને ઘણાં પુરાણોએ અપનાવ્યું છે. હરિવંશ અને વિષ્ણુપુરાણના વિષ્ણુ એ વૈદિક સૂર્યનું વિસ્તારિત રૂપ છે, એ વાંચકોને જણાયા વિના નહીં રહે. ગીતાકારનું

વિશ્વરૂપ આ એક જ્વલંત દૃષ્ટાન્ત છે. ત્રણે વેદોમાં રૂદ્રાધ્યાયે પોતાની જગ્યા રોકી છે અને અથર્વવેદમાં છૂટાછવાયા રૂદ્ર દેખાયા છે. કૃષ્ણને રૂદ્રની, શિવની અસ્મિતા હતી. વ્યાસ ક્યાંઈ પણ આ અસ્મિતાને છૂટી પડવા દેતા નથી, તેમ ઊઘાડે રૂપે દેખાવા પણ દેતા નથી. તેમને મન તો આ પર્યાય શબ્દો હતા. રૂદ્રોમાં હું શંકર છું, એમ કૃષ્ણના મુખમાંથી વ્યાસે કઢાવ્યું. આમ કૃષ્ણ જ રૂદ્રોપાસક શૈવ થઈ જાય છે.

ઉપર્યુક્ત વિકાસક્રમે જે માર્ગ લીધો તેના કરતાં એક બીજો માર્ગ પણ લેવાયો. એને નીચે ઉતરવાની દૃષ્ટિ કરતાં ઊંચે ઊડવું સકારણ વધારે ગમ્યું; તેણે વેદોનો નીચોડ કાઢવા માંડયો અને વેદોના બધા દેવોને એકદેવવાદમાં ગૂંથવા માંડયો. વિષ્ણુ અને રૂદ્રનાં સૌમ્ય રૂપોને બ્રહ્મવાદમાં હોમી દીધાં. પહેલાં તેમણે એક ગાયત્રી દેવ ખડો કર્યો. આ દેવ એકલો વિષ્ણુયે નથી, કે શિવેય નથી. સૂર્ય કે અગ્નિ પણ નહીં, પણ તે ભર્ગ છે. શિવલહરી વાંચનારને અમારૂં આ કથન જરૂર વિસ્મય પમાડશે. લહરી સાથે ગાયત્રીને જોડવાનું કારણ આથી સબળ બીજું કયું આપી શકાય ?

છઠ્ઠા અને સાતમા સૈકામાં જ્યાં સુધી પુરાણો વૈદિક અવલંબનવાળાં હતાં ત્યાં સુધી તો ઉપરના આદર્શથી તેઓ કયાંઇએ આડાં ગયાં નથી. ત્યાર બાદ વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયોએ ભક્તિમાર્ગને વધારે બળ આપ્યું. વૈરાગ્ય-પ્રધાનતા તેમને ન ગમી. ચેતના જ સર્વ શક્યતાનો ભંડાર છે, એ સિદ્ધાન્ત તેમણે ગૌણ કર્યો. આજના અમારા પશ્ચિમના વિદ્વાનો પણ ચેતનાની શક્તિ સંયોગોદ્‌ભુત છે, એમ કહે છે. સિંહની બોડમાં ઉછરેલું બાળક સિંહ પ્રમાણે અનુવર્તે, એવું કાલ્પનિક દૃષ્ટાન્ત આપે છે. ચેતનાની મહાશક્તિઓ ક્રાઇસ્ટમાં કે શંકરમાં, એડીસન કે ભાસ્કરમાં જણાતાં કયા સંયોગોએ કામ કર્યું, એ તે કહી શકતા નથી. આવું જ **બાબાવાક્યં પ્રમાણં**, અમારા સંપ્રદાયિકો માની બેસે તો તેમાં શી નવાઈ? જો કે શિવ–પુરાણ કે ભાગવત પુરાણમાં આટલું બધું થયું છે, એમ અભ્યાસકોને જણાશે નહીં. શિવપુરાણે લિંગાયત મતદ્વારા લીધેલું રૂપ અને ભાગવતે વૈષ્ણવ સંપ્રદાય દ્વારા લીધેલું રૂપ એમ કરતું હોય તેમ તે તે મતાનુયાયીઓને લાગે. આ બધી યુક્તિઓ હવે અમે આગળ ગાયત્રીદેવનું સ્પષ્ટીકરણ કરીને રજુ કરવા ધારીએ છીએ.

ચારે વેદોમાં ગાયત્રીને યોગ્ય સ્થાન મળ્યું છે, એટલુંજ નહીં પણ તેને વેદમાતાનું ઉપનામ પણ મળ્યું છે. પૌરાણિકોએ તો તેને શક્તિ કે દેવી પણ કહી નાંખી છે. સ્મૃતિકારોએ પણ આ મંત્રને એટલું બધું પ્રાધાન્ય

આપ્યું છે કે અન્ય મંત્રોને બહુ આગળ કરી ન શકાયા. ગાયત્રીમાં કોઈએ સવિતાને ઉપાસ્ય ગણ્યા, કોઈએ તેમનું વિષ્ણુસ્વરૂપ પકડ્યું, અગ્નિ-પ્રધાન ભર્ગ એ રૂદ્ર નહીં તો બીજું કોણ? તેની વણીંયતામાં ભલે ભર્ગનું વિશેષણ રહે. આ બધું સમજાવવા માટે અમારે કંઈક ગાયત્રી મંત્રનો અર્થ વિસ્તારપૂર્વક કહેવો પડશે.

ॐ भुर्भुवःस्वः। तत्सवितुर्वरेण्यम्भर्गो देवस्य धीमहि। धियो यो नः प्रचोदयात् ॥

સમગ્ર અસ્તિત્વ, સમગ્ર શકિત, સમગ્ર સુખ, સમગ્ર જ્ઞાનનું અંતિમ સ્વરૂપ તે તત્; પછી તેને સર્વાત્મા કહો કે પરમાત્મા, તેનાથી ભિન્ન જણાતું તે અતત્ ખોટી રીતે જણાતું. કોઇ પણ જીવનું વર્ગીકરણ કરતાં આ તત્ અંશ તેમાં આવવાનો જ. આ તત્ તે પોતે જ શ્વેતકેતુને ઉદ્દાલક સમજાવવાનો જ યત્ન કરે છે. અતત્ કયાંએ હોય તો તત્નું તત્પણું મટી જાય છે. અને અતત્ વ્યવહારમાં પ્રત્યક્ષ છે. આમ અસદ્ વસ્તુને પણ સદ્ વસ્તુરૂપે માનીએ તોજ સદ્ વસ્તુને અસદ્ વસ્તુથી છૂટી પાડી ગ્રહણ કરી શકાય તેથીજ આ તત્નુ સવિતા અધિષ્ઠાન બને છે. સવિતામાં બધુંએ અતત્ કલ્પાય છે. પછી સવિતા આ સૂર્યમાળાનો સૂર્ય હોય કે સૂક્ષ્મ સૃષ્ટિનો હિરણ્યગર્ભ હોય કે માયાશબળ બ્રહ્મ હોય, તેની સાથે લેખકને તકરાર નથી. સવિતા દેવનું ભર્ગ તેજ ભર્જનાત્મક છે, શેકી નાંખનાર છે, કલ્પિતની અધિષ્ઠાનમાં નિવૃત્તિ રૂપ છે. આમ હોવા છતાં આ ભર્ગ વિનાશક નથી, વર્ણીય છે, અખંડ એકરસ છે, સર્વ સુખનો મહોદધિ છે. સર્વના અધિષ્ઠાનભૂત આ નિરતિશય આનંદ, આ નિરતિશય શકિત અને આ નિરતિશય જ્ઞાનનો ભંડાર છે. બધી બુદ્ધિઓનો અધિષ્ઠાતા એ જ હોવાથી, તમે જ હોવાથી, તમે તેના ખરા મૂળભૂત પ્રવાહ છો, તમે ન્યૂનતાઓને નકારી શકતા નથી. કલ્પનાથી તર્કથી સિદ્ધ શકિતઓનો ઇનકાર કરી શકતા નથી. અજ્ઞાનનો આથી બીજો પ્રબળ અર્થ કયો હોઈ શકે? અને સૂર્યમાં અંધકારની પેઠે જો તમારામાં ઉપર્યુકત અજ્ઞાન આદિ નથી તો પછી અનાયાસે જ તમે ઉપર્યુકત મહા શકિતઓ છો, એમ માન્યેજ છૂટકો.

શંકરનો વિવર્તવાદ આમ ગાયત્રીમાં છલોછલ ભરેલો છે. તો આ દેવનું ધ્યાન બધી બુદ્ધિઓને લીન કરાવીને સિદ્ધ કર્યું હોય એમ સ્પષ્ટ નથી થતું? અધ્યાસની સામગ્રી વિના વિવર્ત નહીં લાગનારને સામગ્રી વિના પણ અધ્યાસ ઉદ્ભવે છે, એમ કહેવું કદાચ અયુકિતક ન લાગે. વિશેષણો વિના વિશેષનું જ્ઞાન નૈયાયિકોને ગળે ન ઉતરે અને તાદાત્મ્યસંબંધને છોડીને સમવાય કે પછી તેનો વંશવિસ્તાર અપનાવે તો નાકને સીધું ઝાલવાને બદલે

દ્રાવિડી પ્રાણાયામ કરવાનું પ્રહસન કરવું પડે. તમારા વિના તમારી બુદ્ધિનો પ્રેરક બીજો કોણ હોય? તેમાંયે અંતર્યામીને શા માટે લાવવો? તમે જ આ અંતર્યામી કેમ નહીં?

બધા વેદો જે પદનું અર્ચન કરે છે, મહા વાક્યો જે અંતિમ તત્ત્વને લક્ષ્ય બનાવે છે તે આ તત્ તમે જ છો, એમ ગાયત્રી મહામંત્ર તમને શિખવે છે. એ તત્ સર્વોપાદાન સર્વસુખરૂપ અને અંતિમ વિશ્રામરૂપ હોઈ, આ ભર્ગ આ રૂદ્ર આ શિવમાં તમે ગળી જાઓ, તમે પોતે તન્મય થઈ જાઓ; તો તમને નથી લાગતું કે લેખકે આરંભમાં દર્શાવેલ ઉદ્દેશ પાર પડે? શંકર આમ ગાયત્રીનો અર્થ કરે છે.

વેદોના સારરૂપ વ્યાહૃતિઓ ત્રણ કે સાત વ્યુત્પત્તિથી સિદ્ધ અર્થોને માને, છતાં એ માંડુક્યોપનિષદના ૐના અર્થથી જૂદા ન પડી શકે. અસ્તિત્વ વાચક ભૂ, વિસ્તારવાચક ભુવ, કે પ્રકાશવાચક સ્વઃ તે મહર આદિમાં પણ અનુસ્યૂત ગણાય અને એ બધું તે તત્ આપ જ્યોતિ રસ અમૃત બ્રહ્મ. એ શબ્દોના અર્થ સમજાવવાની અમને જરાએ જરૂર લાગતી નથી; અને તાત્પર્ય રૂપ જન્મમરણાદિ સંસારની નિવૃત્તિ અને અમૃતરૂપ પ્રકાશમય મહા સુખરૂપ આ સદ્, ચિત્ અને આનંદ એ સર્વનું ગંતવ્ય છે, એમ ગાયત્રી મહામંત્રનો પરમ કલ્યાણરૂપ મંત્રાર્થ અમને તો નિબોધ જણાય છે. બૃહદ્ ગુહામાં સ્થિત બ્રહ્મ હુતાશનમાં આ કર્તા, કર્મ અને ક્રિયારૂપ હવિને હોમીને સ્વભાવ સંવિત્ ભર્ગમાં અમે ગળી જઈએ.

યાજ્ઞવલ્કય ઉપર્યુક્ત અર્થનું એક બે સ્થળે વિશદીકરણ કરે છે. ભર્ગને તો રૂદ્ર રૂપે સ્પષ્ટ ગાય છે. ભર્ગમાં રહેલ ભગને ભય આપનાર, રંજન કરનાર, અંતિમ ચેતન રૂદ્ર એમ કહે છે. આ ગાયત્રી અર્થને અવલંબીને ભાગવતકાર આખુંયે ભાગવત રચે છે. આરંભમાં પરમ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ. આ પરમ સત્ય વિવર્તનું અધિષ્ઠાન છે, જગત જન્માદિના હેતુભૂત છે એમ આરંભ જ કરી નાખે છે. પછી ભલે રૂદ્રને બ્રહ્માનો દીકરો બનાવે!

લેખકને એક મિત્રે નાનું ચિથરા જેવું ચોપડું આપ્યું; તેના અગાધ વિસ્મય વચ્ચે તેને જણાયું કે વાલ્મીકી રામાયણના ચોવીશ હજાર શ્લોક, પ્રત્યેક હજાર આ ચોવીસ અક્ષરોથી આરંભાય છે. એટલું જ નહીં પણ તે તે અક્ષરોમાં આવેલા અર્થસંદર્ભને તે તે પદો અક્ષરોમાં અનુસરે છે અને સમગ્ર ગાયત્રી મંત્રનો અર્થ આ સમગ્ર સ્તોત્રમાં સમાઈ જાય છે. ઈશ્વર ઈચ્છા

તો આ સમગ્ર સ્તોત્રને અન્ય સમયે અર્થ હેતુ તાત્વિક વિચાર સાથે પ્રકટ કરવાનો યત્ન કરીશું.

ઉત્ક્રાન્તિવાદના આ બીજા વાદને સમજીને જો શિવલહરીનો અભ્યાસ કરવામાં આવે, આ તત્વ વિચારને સાથે રાખીને રૂદ્રાધ્યાય કે વિશ્વરૂપદર્શના-ધ્યાય ભણવામાં આવે, તો અમારા ઉપર્યુક્ત વિચારો કેટલા સયૌક્તિક છે, એ જણાયા શિવાય રહેશે નહીં.

મ૦સો૦રા૦



પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધિ પામવા અગાઉ સદભાવશાળી શ્રી. વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરીનું શોકપૂર્ણ અવસાનની નોંધ લેવાનું કમનસીબ મને પ્રાપ્ત થયું છે. શેઠ શ્રી વિઠ્ઠલદાસ ઝવેરીએ "સ્રીસુમાર્ગ શિક્ષા" ની હજાર પ્રતનો મને સારો આશ્રય આપ્યો હતો, તેમ જ પ્રસ્તુત પુસ્તક માટે પણ તેમના તરફથી આશ્રય મળવાની મને ભારે ઉમેદ હતી. પરંતુ શ્રી ઇશ્વરની ઇચ્છા તેવી નહિ હોય એમ માની મન વાળવું પડે છે. શ્રી વિઠ્ઠલદાસ ઝવેરી ધાર્મિક તેમજ સાહિત્ય પ્રચારના કાર્યોમાં તન મન અને ધનથી સારો આશ્રય આપી સુયશ સારા પ્રમાણમાં કમાયા હતા. હું તો તેમનો મને ઉત્તેજન આપ્યા માટે ઘણો આભારી છું. પરમાત્મા તેમના પરોપકારપરાયણ આત્માને શાશ્વત શાન્તિ અનુભવાવો એટલી પ્રાર્થના છે.

પ્રકાશક.

## શિખાસૂત્રરહસ્ય

શિખા અને સૂત્ર (જનોઇ), એ વર્ણાશ્રમધર્માવલંબિની આર્ય જાતિનાં પરમ આવશ્યક ચિહ્ન છે. સદાચાર, વર્ણધર્મ, આશ્રમધર્મ, સ્ત્રીઓની પવિત્રતા અને બીજી બધી અવસ્થાઓમાં આધ્યાત્મિક લક્ષ્ય રાખવું, એ બધાં આર્ય જાતિનાં લક્ષણ છે.

જેમાં આ બધું નથી હોતું તે અનાર્ય જાતિ છે.

આર્ય અને અનાર્ય જાતિમાં વેદશાસ્ત્રસંમત ફક્ત એટલો ભેદ છે. શિખા એ આધ્યાત્મિક લક્ષ્યનું સૂચન કરનારી છે. જ્યારે જીવનને યજ્ઞમય બનાવવાને માટે એક યજ્ઞસૂત્ર નામક યજ્ઞોપવીત (જનોઇ) જ છે. માટે આધ્યાત્મજ્ઞાનની ઉન્નતિ માટે અધિકારીઓએ તે અવશ્ય ધારણ કરવું, એમ વેદ અને શાસ્ત્રની માન્યતા છે.

મન અને બુદ્ધિનું હંમેશાં ઊર્ધ્વમુખીકરણ કરવું, એ જ આધ્યાત્મિક લક્ષ્યનું ઉત્તમ રહસ્ય જાણવું.

શિખાનું ધારણ અને તેનું બંધન આધ્યાત્મિક લક્ષ્યની સ્થિરતામાં અત્યન્ત સહાયક પ્રતિપાદિત થયું છે.

હંમેશાં સદાચારપરાયણ મનુષ્યોની શિખાઓમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનો, તથા દેવ, ઋષિ અને પિતૃઓનો નિવાસ છે, એમ આર્ય શાસ્ત્રોની માન્યતા છે.

આર્ય જાતિના દ્વિજોનું સમગ્ર જીવન પણ યજ્ઞમય છે. એથી તેઓએ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂતરૂપ ત્રિવિધ પાપની શુદ્ધિ માટે ત્રણગણું (ત્રેવડું) યજ્ઞસૂત્ર (જનોઇ) પહેરવું, એમ વેદ તથા શાસ્ત્રમાં પ્રતિપાદિત કરેલું જણાય છે.

શિખા અને સૂત્રના પરિત્યાગથી મનુષ્યોમાં આધ્યાત્મિક લક્ષ્ય વિનાનું અને યજ્ઞમય જીવનથી હીનપણું આવે છે.

આવી રીતના ત્રિલોકને પવિત્ર કરનારાં શિખાસૂત્રનો પરિત્યાગ બ્રહ્મચારી, ગૃહસ્થ અને વાનપ્રસ્થોએ કદાપિ ન કરવો, કારણ કે તેના ત્યાગથી આર્યત્વથી પતિત થવાય છે.

શિખા એ એક હિન્દુત્વનું બાહ્ય ચિહ્ન છે, જેમ અન્ય ધર્મીઓ માટે તેઓનાં અમુક બાહ્ય ચિહ્ન હોય છે. સ્વધર્મની આજ્ઞા પ્રમાણેનાં બાહ્ય ચિહ્ન ન રાખનારાઓને તેટલા પૂરતા સ્વધર્મથી ભ્રષ્ટ થયેલા કહી શકાય. તેઓ શિખા ન રાખવા માટેની જેટલી દલીલો કરી ખોટો બચાવ કરે છે તટલી તેઓની સ્વધર્માજ્ઞાનુપાલન કરવામાં શિથિલતા જાણવી. તેઓ પોતાનો એક દોષ છૂપાવવા

અનેક દોષો કરવાનું સાહસ કરે છે. તેઓ જેટલી દલીલો કરે તે બધી પોતાના ખોટા બચાવ કરવા પૂરતી હોઇ તેઓની દલીલો ઉપર સમજુ હિન્દુઓએ ભરોસો કરવો નહીં. કારણ કે તેઓ પોતાની શિખા અને જનોઇ વગરની નાત વધારવા માટે એક ભૂલ છુપાવવા અનેક ભૂલો કરે છે,

યવનકાલમાં શિખાની રક્ષા માટે આપણા લાખો પૂર્વજોએ હલદીઘાટ અને પાણીપતના મેદાનમાં પ્રાણો સુદ્ધાં ન્યોછાવર કરી દીધા હતા.

શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિમાર્ગના "નિજવાર્તા અને ઘરુવાર્તા"ના પુસ્તકમાં નિજવાર્તાના સંવત ૧૯૯૦ ની સાલની નવી આવૃત્તિના ૬૭ મા પાને જણાવેલું છે કે શ્રીવલ્લભાચાર્યજી સંવત ૧૫૪૮માં ફાગણ સુદી ૨ ના દિને મથુરામાં જ્યારે પધારેલા ત્યારે યમુનાજીના વિશ્રામઘાટ ઉપર દિલ્હીના બાદશાહના પ્રધાન રુસ્તમઅલિએ હિન્દુમાંથી મુસલમાન થઇ જવાનો એક યંત્ર બંધાવ્યો હતો. તે યન્ત્રની નીચેથી જે હિન્દુ જાય તેની ચોટલી કપાઇ જાય, અને દાઢી ઉગે અને તેથી તે હિન્દુત્વથી ભ્રષ્ટ થાય. આ ફરીયાદ જ્યારે શ્રીવલ્લભાચાર્યને કાને ગઇ ત્યારે તેમણે મુસલમાનમાંથી હિન્દુ થઇ જવાનો એક યંત્ર રૂપી પત્ર વાસુદેવદાસ અને કૃષ્ણદાસ જોડે દિલ્લી મોકલાવી, દિલ્હી દરવાજાની વચ્ચોવચ્ચ લટકાવ્યો, અને તે યંત્રની નીચેથી જે કોઇ મુસ્લીમ જાય તેના દાઢી ઉખડી જાય અને ચોટલી ઉગી નીકળે. છેલ્લે આ બાબતની ફરીયાદ દિલ્હીના તે વખતના બાદશાહ સિકંદર લોદીને કાને ગઇ. તેણે રૂસ્તમઅલિને બોલાવી મંગાવી ધમકાવીને પોતાનો યંત્ર મથુરામાંથી ઉતરાવી લીધો. આવી સંક્ષિપ્ત વાર્તાથી હિન્દુઓના ધર્માચાર્યોએ પણ શિખાની રક્ષા કરી હતી.

શિખા એ એક હિન્દુત્વનો વાવટો છે; અને વાવટો તો હંમેશાં ફરકતો જ રાખવો જોઇએ. વાવટો જ્યાં સુધી ફરકતો રહે છે ત્યાં સુધી જ રાજાની શોભા છે. તેને ઉતરાવી નાંખવો યા ઉતારી નંખાવવો, એ પોતાના હાથે પોતાનું રાજ્ય ગુમાવવા જેવું છે. તેમ શિખારૂપી હિન્દુત્વનું નિશાન–વાવટો ઉતરાવવો, એ પણ હિન્દુત્વ ગુમાવવા જેવું છે. કોઇ પણ વેદ, ધર્મશાસ્ત્ર, દર્શન, વેદનાં છ અંગો, પુરાણો કે ઇતિહાસોમાં શિખા કપાવવાની કયાંય પણ આજ્ઞા નથી. ગુરુ ગોવિન્દસિંહ અને શિવાજીએ શિખાની રક્ષા માટે લાખોના ભોગ આપ્યા છતાં શિખા જવા દીધી નહી. પરન્તુ પાશ્ચાત્ય શિક્ષણ પ્રભાવે તેમાં જ સન્તાનો આજે હાથે કરી શિખાને કપાવી આપમેળે ભ્રષ્ટ થઇ રહ્યા છે.

# ગાયત્રીમંત્રનો મહિમા.

સંપાદક—રા. રા. રેવાશંકર મેઘજી શાસ્ત્રી, દેલવાડાકર.

**गायत्री वेदजननी गायत्री ब्राह्मणः प्रसूः ।**
**गातारं त्रायते यस्माद् गायत्री तेन गीयते ॥ १ ॥**

અર્થ—ગાયત્રી એ વેદમાતા છે. ગાયત્રી એ બ્રહ્માની પુત્રી છે. તેના જપ કરનારનું રક્ષણ કરનાર હોવાથી તે ગાયત્રી નામે ઓળખાય છે.

**गायत्र्येव परो विष्णुर्गायत्र्येव परः शिवः ।**
**गायत्र्येव परो ब्रह्मा गायत्र्येव त्रयी ततः ॥ २ ॥** કાશીખંડ.

ગાયત્રી જ પરવિષ્ણુ છે, ગાયત્રીજ પરશિવ છે. ગાયત્રીજ પરબ્રહ્મા છે, અને તેથી ગાયત્રી જ વેદત્રયી (ઋક્, યજુક અને સામ. વેદ) રૂપ છે.

**वेदाः साङ्गास्तु चत्वारोऽधीताः सर्वेऽथ वाङ्मयाः ।**
**गायत्रीं यो न जानाति वृथा तस्य परिश्रमः ॥** યાજ્ઞવલ્કય !

સર્વ વાણી રૂપ સાંગ ૪ વેદોને ભણ્યા છતાં જે દ્વિજગાયત્રીમંત્રને જાણતો નથી, તેનો સર્વ પરિશ્રમ નિષ્ફલ જાય છે.

**सर्वेषामेव वेदानां गुह्योपनिषदां तथा ।**
**सारभूता तु गायत्री विगता ब्रह्मणो मुखात् ॥** છાંદોગ્યોપનિષદ્ ।

સર્વ વેદોની તથા ગુપ્ત ઉપનિષદોની સારભૂત ગાયત્રી (મંત્ર) બ્રહ્માના મુખથી ઉત્પન્ન થયેલ છે.

**न तथा वेदजपतः पापं निर्दहति द्विजः ।**
**यथा सावित्रिजपतः सर्वपापैः प्रमुच्यते ॥** યમ.

વેદોના પાઠથી દ્વિજ તેવાં પાપોને સંપૂર્ણ બાળી શકતો નથી, જેવો ગાયત્રીના જપથી દ્વિજ સર્વ પાપોથી મુક્ત થાય છે.

**अन्यत्र कोटिजापेन यत् फलं प्राप्यते नरैः ।**
**अष्टोत्तरशतं जप्त्वा तदत्र समवाप्यते ॥**

બીજા મંત્રના કરોડ જપથી માણસ જે ફલ પ્રાપ્ત કરે છે તે ફલ ફક્ત ગાયત્રી મંત્રનો ૧૦૮ વાર જપ કરવાથી તેને મળે છે.

**त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ।**
**तदित्यृचोऽस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥** મનુ અ.૨ ૭૭–૮૨

પ્રજાપતિ બ્રહ્માએ આ સાવિત્રી–ગાયત્રી–ની ઋચાનાં ત્રણ પાદ ત્રણે વેદોમાંથી એક એક પાદ કરીને કહાડયાં છે. ॥ ૭૭ ॥

બંને, સવારની તેમજ સાંજની, સંધ્યાવખતે વેદ જાણનાર વિપ્ર જો એ ૐકાર રૂપ અક્ષર અને વ્યાહૃતિપૂર્વક ગાયત્રીના જપ કરે તો તે સમગ્ર વેદપાઠના ફલને પામે છે. ॥૭૮॥

જે કોઈ દ્વિજ ગામથી બહાર આત્રિક–એટલે પ્રણવ, વ્યાહૃતિ અને ત્રિપદા ગાયત્રીનો–એક હજાર વખત દરરોજ ૧ માસ સુધી જપ કરે તો તે, જેમ સર્પ કાંચળીથી મુકત થાય છે, તેમ મહાપાપથી તે મુકત થાય છે. ૭૯.

બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય, એમાંનો કોઈ પણ એ ઋચા–ગાયત્રી–મંત્રથી રહિત હોય તથા સમયસર જનોઇ આદિ ક્રિયાથી રહિત હોય તો તે સજ્જન પુરુષોમાં નિન્દાને પાત્ર થાય છે. ( ૮૦ ).

ૐકારપૂર્વક અવિનાશિની એવી ત્રણ વ્યાહૃતિઓ અને ત્રિપદા એટલે ત્રણ પાદવાળી ગાયત્રી, એ વેદનું મુખ જાણવું. ( ૮૧ ).

જે દ્વિજ આલસ્ય વિનાનો થઈ, દરરોજ એ ગાયત્રીનું ત્રણ વર્ષ સુધી નિરંતર અધ્યયન એટલે જપ કરે તો તે વાયુની પેઠે સ્વતંત્રચારી થઈને શરીરના બંધનથી મુકત થઈ, પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. ( ૮૨ ).

**एकाक्षरं परं ब्रह्म प्राणायामः परं तपः।**
**सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते॥ ८३ ॥**

ૐ એકાક્ષર એ પરબ્રહ્મ છે, પ્રાણાયામ એ પરં તપ છે. ગાયત્રી કરતાં બીજો કોઈ ઉત્તમ મંત્ર નથી. અને મૌન કરતાં સત્ય વચન. એ વધુ ઉત્તમ છે, ॥ ૮૩ ॥

**अष्टादशसु विद्यासु मीमांसाति गरीयसी।**
**ततोऽपि तर्कशास्त्राणि पुराणं तेभ्य एव च॥**
**ततोऽपि धर्मशास्त्राणि तेभ्यो गुर्वी श्रुतिर्नृप।**
**ततो ह्युपनिषच्छ्रेष्ठा गायत्री च ततोऽधिका॥** પદ્મપુરાણ.

૧૮ વિદ્યાઓમાં મીમાંસા શાસ્ત્ર શ્રેષ્ઠ છે. મીમાંસા શાસ્ત્રથી તર્કશાસ્ત્ર, તેના કરતાં પુરાણો, તેનાથી પણ ધર્મશાસ્ત્રો, તેનાથી શ્રુતિ–વેદો શ્રેષ્ઠ છે, હે નૃપ ! વેદોથી ઉપનિષદો શ્રેષ્ઠ છે અને ઉપનિષદ્ કરતાં પણ ગાયત્રી મંત્ર વધુ શ્રેષ્ઠ છે,

**नास्ति सत्यात् परो धर्मो नास्ति शिवसमा गतिः।**
**गायत्र्याश्च समं नास्ति दिवि चेह च पावनम्॥**

સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી, શિવ સમાન ઉત્તમ ગતિ નથી, અને ગાયત્રી મંત્રની સમાન આ લોક અને પરલોકમાં પવિત્ર કરનાર બીજો કોઈ મંત્ર નથી.

——○——

## જગદ્‌ગુરુશ્રી શંકરાચાર્યવિરચિત મોહમુદ્‌ગર સ્તોત્ર

મનુષ્યે ધનની લાલસાને છોડી, પ્રારબ્ધવશાત્ મળેલા દ્રવ્યથી જ સંતોષ માની, પોતાનું જીવન વ્યતીત કરવું, એમ કહેતાં તેઓ પ્રબોધે છેઃ

**मूढ जहीहि धनागमतृष्णां, कुरु सद्बुद्धिं मनसि वितृष्णाम् ।**
**यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥ १ ॥**

હે મૂઢ ! તું ધન પ્રાપ્ત કરવાની તૃષ્ણાને છોડી દે, સદ્‌બુદ્ધિનું સેવન કરતો રહે. અને મનને વિષે રહેલી તૃષ્ણાનો પણ પરિત્યાગ કર; તેમ પોતાના (પ્રારબ્ધ) કર્માનુસાર નિર્માણ કરેલા જે દ્રવ્યને તું મેળવે તેનાથી જ તારા ચિત્તને આનંદમાં (સંતુષ્ટ) રાખ.

અર્થાત્ તારા પ્રારબ્ધાધીન જે દ્રવ્ય તને મળવાનું છે તે જ મળવાનું છે, મળ્યું છે, એમ માની ખોટી મૃગતૃષ્ણિકા સમાન લાલસાનો ત્યાગ કરી, સદ્‌બુદ્ધિ સેવી, પ્રારબ્ધવશાત્ મળતા દ્રવ્યમાં સંતોષ માની, આનંદ ભોગવ. ૧

સત્ય રીતે જે દ્રવ્યને તું ઉત્તમ માને છે તે દ્રવ્ય જ મનુષ્યના પોતાના અનર્થનું મૂળ છે; તે વિષે હવે કહે છે.

**अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुखलेशः सत्यम् ।**
**पुत्रादपि धनभाजां भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥ २ ॥**

અર્થ—દ્રવ્ય—ને તું અનર્થરૂપ—અનિષ્ટકારક હમેશાં માન; કારણ કે, સત્ય રીતે તેથી લેશ માત્ર પણ સુખ નથી, ઉલટું દુઃખ—સંભવે છે, કેમ કે જેમની પાસે ધન છે એવા ધનવાન્ માણસોને પુત્રથી પણ ભય રહે છે અને એ પ્રકારની નીતિ સર્વ ઠેકાણે રહેલી છે—જોવામાં આવે છે.

અર્થાત્ ધનવાન્ માણસોને ચોરનો ભય, રાજાનો ભય, દ્રવ્યનાશ પામવાનો ભય, અને છેવટે દુષ્ટ પુત્ર વગેરે ઉત્પન્ન થયા હોય તો તેમનાથી પણ દ્રવ્ય ખુંચાવી લેવાનો, અને કદાચ તે કારણે મરણ વહોરી લેવાનો પણ ભય રહે છે. એટલે પોતાના જીવનો નાશ પામવાનો તેને નિરંતર ભય રહે છે, અને તેથી તેવા ધનવાન્ માણસનું જીવન સુખમાં નહીં, પણ ઉલટું દુઃખમાં જ વ્યતીત થાય છે. માટે તું પણ અનર્થના મૂળ રૂપ એવા દ્રવ્યને પ્રાપ્ત કરવાનો વિચાર છોડી દઈ, પ્રારબ્ધવશાત્ મળતા દ્રવ્યથી જ સંતોષ માની, જીવન વ્યતીત કરી, આનંદ ભોગવ. ૨

વળી સ્રીપુત્ર વગેરેથી યુક્ત આ સંસાર કેવો વિચિત્ર છે, તે સંબંધી તત્ત્વનો વિચાર કરવો, એ મુમુક્ષુને માટે ઉત્તમ છે, તે વિષે હવે જણાવે છેઃ—

**का ते कान्ता कस्ते पुत्रः१ संसारोऽयमतीव विचित्रः।**
**कस्य त्वं वा कुत आयातस्तत्त्वं चिन्तय यदिदं भ्रातः ॥ ३ ॥**

તારી સ્ત્રી કોણ છે? તારો પુત્ર કોણ છે? આ આ સંસાર અત્યંત વિચિત્ર—ન સમજી શકાય તેવો ગૂઢ—છે અને તેથી તું કોનો છે તું કોણ છે? અને ક્યાંથી આવ્યો છે? એ જે તત્ત્વ છે તે તત્ત્વનો હે ભાઈ! ઊંડો તું વિચાર કર.

અર્થાત્ એ સર્વ મિથ્યા હોવાથી એ સ્ત્રી પુત્ર વગેરે કોઈ કોઈનાં સંબંધી નથી. પરંતુ સ્વાર્થમય સ્નેહને અંગે તેઓ વળગીને રહેલાં છે અને તેથી એવો સ્વાર્થમય આ સંસાર વિચિત્ર છે, એમ માની પોતે સત્ય સ્વરૂપે કોણ છે અને ક્યાંથી આવેલો છે, એ તત્ત્વનો મનુષ્યે વિચાર કરવો જોઈએ અને તેનો વિચાર કરતાં પોતાનું સત્ય સ્વરૂપ જ્યારે માણસ સમજી શકે છે ત્યારે તેને આ સાંસારિક પ્રપંચ કોઈ પણ પ્રકારે બાધા—અડચણ કરી શકતો નથી. આ રહસ્ય બરોબર સમજી હે ભાઈ! તું પણ એક સાંસારિક પ્રપંચજાળમાંથી મુક્ત થવા માટે સત્યતત્ત્વનો વિચાર કરી. આત્મરૂપ ઓળખવા યત્ન કર. ૩

મનુષ્યે કાલને આધીન રહેલી પોતાની સર્વ ઉન્નતિથી ગર્વ ન કરતાં તે સર્વ માયામય છે, એમ સમજી પરમ તત્ત્વનો વિચાર કરવો જ ઉત્તમ છે. તે વિષે હવે કહે છે:—

**मा कुरु जनधनयौवनगर्वं हरति निमेषात् कालः सर्वम्।**
**मायामयमिदमखिलं हित्वा ब्रह्मपदं त्वं प्रविश विदित्वा ॥ ४ ॥**

તું કુટુંબીજનો કે સેવક વર્ગનો, ધનનો કે, યુવાવસ્થાનો ગર્વ ન કર, કારણ કે એ સર્વ વસ્તુને કાળ એક નિમેષ માત્રમાં અવશ્યે નાશ કરે છે, કારણ કે સત્ય રીતે તો એ સર્વ માયાનું જ કાર્ય છે, માટે એ સૌ નાશવંત છે, એમ સમજી તે સર્વનો ત્યાગ કરી. બ્રહ્મના સ્વરૂપને ઓળખી, તે બ્રહ્મપદમાં પ્રવેશ કર. એટલે કે બ્રહ્મસ્વરૂપ થા.

અર્થાત્ મનુષ્યને બહોળું કુટુંબ, ધન, અંત અને યુવાવસ્થા જ્યારે હોય ત્યારે મહાન્ ગર્વ થાય છે, પરંતુ તે જાણતો નથી કે આ બધું કાળને આધીન હોવાથી તે એક ક્ષણ માત્રમાં એ સર્વનો વિનાશ કરે છે, અને એ સર્વ એક માયાની જાળ છે. તથી તે જાળમાંથી સપડાઈ, અભિમાનથી તે બ્રહ્મનો વિચાર કરવો ભૂલી જઈ, સંસારનાં જન્મમરણાદિમાંથી મુક્ત થતો નથી, પણ ઉલટો તેમાં ગુંચવાઈ ચોર્યાશી યોનિઓમાં અટવાય છે. માટે એ સર્વ વિચાર કરી. તું પણ એ સર્વ કાળના કોળીયા રૂપ હોવાથી વિનાશી અને માયામય છે, એમ પાકું સમજી અભિમાન ન કરતાં

૧ આ શ્લોક ત્રીજા પાદમાંના 'कः' અને ચોથા પાદમાંના "यदिद" ના ફેરફાર સાથે આપવામાં આવેલો છે. આ આખો શ્લોક ચર્પટપંજરિકામાં આવેલો છે.

એ સર્વનો ત્યાગ કરી, સંસારમાંથી મુક્ત થવા માટે બ્રહ્મસ્વરૂપને ઓળખી તેને પામ. ૪

મનુષ્યે કામક્રોધાદિનો ત્યાગ કરી, આત્મતત્ત્વનો વિચાર કરવો, એ જ શ્રેયસ્કર છે, કારણ કે નહીં તો તે મહા નરકાદિ દુઃખોને ભોગવે છે તે વિષે હવે, કહે છે:-

**कामं क्रोधं लोभं मोहं त्यक्त्वात्मानं भावय कोऽहम् ।**

**आत्मज्ञानविहीना मूढाः पच्यन्ते ते नरकनिगूढाः ॥ ५ ॥**

તું કામ, ક્રોધ, લોભ તથા મોહનો ત્યાગ કરી, "હું કોણ છું?" એ પ્રશ્નનો, તારા પોતાના આત્મસ્વરૂપનો પૂરો વિચાર અંતરથી કર. કારણ કે આત્મજ્ઞાનથી રહિત મૂર્ખ મનુષ્યો જે છે તેઓ અજ્ઞાનતામાં સબડી-સડી અત્યંત દુઃખદાયી નરકને વિષે પડી દુઃખ ભોગવે છે.

અર્થાત્ કામક્રોધાદિ શત્રુઓ મનુષ્યોની અધોગતિ કરનારા છે; તે મનુષ્યોને આત્મજ્ઞાનથી વિમુખ રાખે છે. માટે તેમનો ત્યાગ કરી, મનુષ્યોએ પોતે કોણ છે? કયાંથી આવ્યા છે? વિગેરેનો વિચાર કરી, આત્માના સ્વરૂપને ઓળખવું જોઇએ; અને જ્યારે એ પ્રમાણે આત્મસ્વરૂપને તે ઓળખે છે, એટલે આપોઆપ તેનો સંસાર નાશ પામી, તે બ્રહ્મસ્વરૂપને પામે છે. પરંતુ જે મનુષ્યો તેનો વિચાર ન કરતાં કામક્રોધાદિને વશ થઇ, સંસારમાં અત્યંત આસક્ત રહે છે, અને આત્મજ્ઞાનનો વિચાર કરતા નથી, તો તે કામક્રોધાદિથી ઉત્પન્ન થએલાં પોતાનાં અધમ કર્મોના ફળરૂપ મહા નરકોને ભોગવી, અત્યંત દુઃખી થાય છે. માટે તું તે કામક્રોધાદિને છોડી, આત્મતત્ત્વનો વિચાર કરી, પોતાના સ્વરૂપને સમજી, પરમાત્માસ્વરૂપ થવા માટે યત્ન કર. ૫.

વૈરાગ્યથી જ મનુષ્ય ઉત્તરોત્તર બ્રહ્મપ્રાપ્તિરૂપ પરમ સુખને પામે છે તે વિષે હવે કહે છે:—

**सुरमन्दिरतरुमूलनिवासः शय्या भूतलमजिनं वासः ।**

**सर्वपरिग्रहभोगत्यागः कस्य सुखं न करोति विरागः ॥ ६ ॥**

દેવમન્દિરમાં કે વૃક્ષના મૂલમાં નિવાસ કરવો, પૃથ્વીને શય્યા માની તેની પર સૂવું, ચર્મ-છાલ-રૂપી વસ્ત્ર પહેરવું અને સર્વ સાંસારિક ઉપાધિઓ અને ભોગવિલાસનો ત્યાગ કરવો. એમ કરતાં જો (મનુષ્યને) વૈરાગ્ય થાય તો તે વૈરાગ્ય કોને સુખ કરતો નથી? સુખી કરે છે જ.

૧ આ આખો શ્લોક પ્રથમ પદના "सुरतटिनीतरुमूलनिवासः": એટલા પાઠાન્તર સાથે ચર્પટપંજરિકામાં આવેલો છે.

અર્થાત્ એ પ્રમાણેના વૈરાગ્યથી અવસ્ય મનુષ્યને બ્રહ્મપ્રાપ્તિનો સંભવ રહે છે, કારણ કે મનુષ્ય વિશુદ્ધ હૃદયથી આ પ્રમાણે સર્વ પરિગ્રહ તથા ભોગવિલાસાદિનો ત્યાગ કરી, એકનિષ્ઠાથી વૈરાગ્યવાન્ થાય છે, તો અવશ્ય તે બ્રહ્મપ્રાપ્તિરૂપ આત્યંતિક સુખ મેળવવા સમર્થ થાય છે, એમાં સંશય નથી. સર્વભૂત માત્ર પ્રત્યે ભેદબુદ્ધિથી પર રહીશ, તો તું પણ તેવો વૈરાગ્યવાન્ થઈશ તો તું એવું પરમ સુખ મેળવવા યત્ન કર. ૬

બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળાએ સમભાવ રાખવો આવશ્યક છે, માટે પ્રથમ મનુષ્યે તે પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઇએ, તે વિષે કહે છે:—

**शत्रौ मित्रे पुत्रे बन्धौ मा कुरु यत्नं विग्रहसन्धौ ।**
**भव समचित्तः सर्वत्र त्वं वाञ्छस्यचिराद्यदि विष्णुत्वम् ॥ ७ ॥**

તું શત્રુમાં, મિત્રમાં, પુત્રમાં, કે બંધુમાં વિગ્રહ (લડાઈ—કંકાસ) અને સંધિ (સમાધાન) કરાવવાનો યત્ન ન કર, પરંતુ જો તું થોડા જ સમયમાં બ્રહ્મપણાને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતો હોય તો સર્વને વિષે—શત્રુમિત્ર વગેરે—માં સમાન ચિત્તવાળો થા. એટલે કે શત્રુતા, મિત્રતા, વગેરે કરવાનું છોડી, દરેકપર સમાન દ્રષ્ટિવાળો થા.

અર્થાત્ મનુષ્યને બ્રહ્મપ્રાપ્તિરૂપ કર્તવ્યમાં કોઇની સાથે શત્રુતા રાખી, દ્વેષ રાખવો કે મિત્રતા રાખી પ્રેમ કરવો કે પુત્રાદિપર પણ વાત્સલ્યભાવ વગેરે સ્નેહ રાખવો એ સર્વ પ્રતિબંધરૂપ છે. એટલે સર્વથી વિરક્ત રહી, શત્રુ—મિત્રતા વગેરેનાં કારણોને દૂર રાખી, કોઇની પણ સાથે રાગદ્વેષાદિ ન રાખતાં સર્વમાં સમાન બુદ્ધિ રાખી, આત્મજ્ઞાન મેળવી, પરમ તત્ત્વ ઓળખવા માટે જ મનુષ્યે યત્ન કરવો જોઇએ અને તેવા સમાન ચિત્તવાળા મનુષ્યનું ચિત્ત નિર્લેપ હોવાથી તે તત્કાળ પરમપદને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. માટે તું પણ સમદષ્ટિવાળો બની, બ્રહ્મમય થવા યત્ન કર. ૭

બ્રહ્મ સર્વવ્યાપક છે એમ સમજી, મનુષ્યે સર્વત્ર આત્મદ્રષ્ટિ રાખી દ્વૈત-ભાવનો ત્યાગ કરવો જોઈએ, તે વિષે હવે કહે છે:—

**त्वयि मयि चान्यत्रैको विष्णुर्व्यर्थं कुप्यसि सर्वसहिष्णुः ।**
**सर्वस्मिन्नपि पश्यात्मानं सर्वत्रोत्सृज भेदाज्ञानम् ॥ ८ ॥**

તારામાં, મારામાં અને બીજે સર્વ ઠેકાણે એક જ વિષ્ણુ સર્વ—વ્યાપક સ્વરૂપે બ્રહ્મ રહેલું છે અને સર્વ સહન કરનાર એવો તું (અન્યની ઉપર) મિથ્યા કોપ કરે છે, તારો ધર્મ કોપ કરવાનો નથી, માટે સર્વને વિષે તું તારા આત્માને જો અને સર્વને વિષે ભેદનુંજ અજ્ઞાન છે તેને છોડી દે.

અર્થાત્ બ્રહ્મસ્વરૂપ સર્વવ્યાપક છે, અને મનુષ્ય પોતે પણ બ્રહ્મસ્વરૂપ હોવાથી ક્ષમાશીલ વૃત્તિ રાખી, સર્વ પ્રાણી માત્રમાં આત્મસમાન દૃષ્ટિ રાખી, ભેદરૂપી જે દ્વૈતભાવનું અજ્ઞાન છે તેનો મનુષ્યે ત્યાગ કરવો જોઇએ અને એ પ્રમાણે સમજતાં તે સર્વમાં જ્યારે મનુષ્યને આત્મભાવ ઉત્પન્ન થાય છે ત્યારે તેનું સર્વ અજ્ઞાન નાશ પામી, તે બ્રહ્મમય થઇ શકે છે. માટે તું પણ બ્રહ્મપ્રાપ્તિના પ્રતિબંધકરૂપ ક્રોધનો ત્યાગ કરી, ક્ષમાશીલ વૃત્તિથી સર્વમાં આત્મભાવ રાખી, બ્રહ્મરૂપ થવા યત્ન કર. ૮

યોગશાસ્ત્રમાં કહેલાં કેટલાંક બ્રહ્મપ્રાપ્તિનાં સાધનોનો પણ મનુષ્યે અભ્યાસ કરવો જોઇએ, તે વિષે કહે છેઃ--

**१प्राणायामं २प्रत्याहारं ३नित्यानित्यविवेकविचारम् ।**
**जाप्य ४समेतसमाधिविधानं ५कुर्ववधानं महदवधानम् ॥ ९ ॥**

પ્રાણાયામ, પ્રત્યાહાર, નિત્ય અને અનિત્ય વસ્તુના વિવેકનો વિચાર, જપ કરવા યોગ્ય વસ્તુ સાથે સમાધિની ક્રિયા અને અવધાન અને મહદવધાન, એ સર્વને તું કર.

અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિના સાધનભૂત ચિત્તની વિશુદ્ધતા અને એકાગ્રતાની કારણભૂત યોગશાસ્ત્રમાં કહેલી પ્રાણાયામ વગેરે ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ સ્થિતિ માટે જે યૌગિક વિધિ છે તે મનુષ્યે કરવો આવશ્યક છે અને તેમાં જ્યારે મનુષ્ય પરિપક્વ અવસ્થાને પહોંચે છે ત્યારે જ તેના ચિત્તની વિશુધ્ધિ, માનસિક એકાગ્રતા, સ્થિતપ્રજ્ઞતા, સમદષ્ટિ, વગેરે થઇ શકે છે; અને તે જ્યારે થાય છે ત્યારે જ મનુષ્ય ઉત્તરોત્તર ભૂમિકામાં જતા બ્રહ્મમય થઈ શકે છે. માટે તું પણ તે બ્રહ્મમય સ્થિતિ પ્રાપ્ત કરવા યત્ન કર. ૯

મનુષ્યમાત્રનું જીવન ચંચલ એટલે ક્ષણમાત્રમાં વિનાશ પામનારું અને વ્યાધિવગેરેથી પીડાયલું જ રહે છે, તે વિષે હવે કહે છેઃ

---

૧ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ યોગનાં અંગો છે; તેમાં યમ, નિયમ અને આસન સિદ્ધ થયા પછી પ્રાણાયામ વગેરેનો અધિકારી માણસ થાય છે, તેમાં પ્રાણાયામ એટલે શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો ભંગ કરી, એટલે બહાર જતા અને અંદર આવતા વાયુની ગતિને અટકાવી, પૂરક, કુંભક અને રેચક એ વાયુ વડે પ્રાણનો નિરોધ કરવો તે. ૨. પ્રત્યાહાર એટલે ઇન્દ્રિયોને વિષયોમાંથી અટકાવી, ચિત્તને અનુકૂલ કરવી તે. ૩ ધારણા એટલે બ્રહ્મ નિત્ય અને તે શિવાયનું સર્વ અનિત્ય છે, એવો સદ્‌વિચાર કરવો તે. ૪ ધ્યાન એટલે મનની એકાગ્રતા તથા જ્યારે મન ધ્યેય વસ્તુની સાથે એકતા પામે છે ત્યારે તે સમાધિ કહેવાય છે. ૫. અવધાન અને મહદવધાન, એ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધિના ભેદ છે.

**नलिनीदलगतसलिलं तरलं तद्वज्जीवितमतिशयचपलम् ।**
**१विद्धि व्याध्यभिमानग्रस्तं लोकं शोकहतं च समस्तम् ॥ १० ॥**

કમળના પાંદડાપર રહેલું જલ જેમ ચપળ છે તે જ પ્રમાણે (મનુષ્યનું) જીવન પણ અત્યંત ચપળ છે, સરી પડી નાશ પામનારૂં છે; એમ તું જાણ, અને તેજ પ્રમાણે આ સમગ્ર લોકને વ્યાધિ અને અભિમાનથી ઘેરાયલો અને શોકથી આકુલવ્યાકુલ થએલો તું જાણ.

અર્થાત્ કમળપર રહેલું જલ જેમ તેનો સ્પર્શ માત્ર પણ ન કરતાં તત્કાળ પીગળી સરી જાય છે, તે જ પ્રમાણે આ જીવન પણ જોતજોતામાં ચપલપણાથી ક્યારે નાશ પામશે તે કહી શકાતું નથી, એક ક્ષણમાં જ વિનાશ પામે તેવું ચંચળ છે. માટે સમગ્ર લોકો પણ વ્યાધિ, અભિમાન અને શોકથી પીડાયલા છે, એમ જાણ. એટલે જે કંઈ સત્ય કર્તવ્ય છે તે તે સંસારમાં કરી શકતા નથી, માટે એ વ્યાધિ વગેરે દોષોમાંથી મુકત થઈને જીવનની ક્ષણિકતા સમજી, આત્મજ્ઞાન પ્રાપ્ત કરી, મનુષ્યે બ્રહ્મસ્વરૂપ થવા માટે યત્ન કરવો જોઈએ, અને તેથી તું પણ એ પ્રમાણે વિચાર કરી, મનમાં વિરાગને ધારણ કરી, સંસારમાંથી મુકત થવા માટે આત્મજ્ઞાન સંપાદન કરી. સ્વસ્વરૂપને સમજી, બ્રહ્મમય થવાનો પ્રયત્ન કર. અને તેમ કરીશ ત્યારે જ તું તારું કલ્યાણ કરી શકીશ; નહીં તો સંસારમાંથી તારી મુકિત થવાનો સંભવ નથી, એમ તું સમજ. ૧૦

મુમુક્ષુને આત્મજ્ઞાનનો ઉપદેશ આપનાર ગુરુ મળી શકે છે; માટે તેણે તેવા ગુરૂની તપાસ કરવા યત્ન કરવો જોઈએ, તે વિષે હવે કહે છે.

**का तेऽष्टादशदेशे चिन्ता वातुल तव किं नास्ति नियन्ता ।**
**यस्त्वां हस्ते सुदृढनिबद्धं बोधयति प्रभवादिविरुद्धम् ॥ ११ ॥**

આ (ભારત વર્ષના) અઢાર દેશમાં તારે શી ચિન્તા છે? કેમકે હે વાયુ પ્રકૃતિવાળા! શું તારો કોઈ નિયન્તા એવો નથી કે જે પોતાના હાથમાં તને દૃઢ રીતે બાંધીને જન્મમરણ વગેરેથી વિરુદ્ધ એવા આત્મજ્ઞાનનો ઉપદેશ કરે?

૧ આ શ્લોકના ઉત્તરાર્ધનો "क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका" એવો પાઠાન્તર છે અને ત્યારે તેનો એવો અર્થ થાય છે કે, "જો મનુષ્યને એક ક્ષણવાર પણ સત્સંગ થાય તો તે સત્સંગતિ આ સંસારરૂપી સમુદ્રને તરવા માટે એક નૌકારૂપ થાય છે, અર્થાત્ તેવી સત્સંગતિથી આત્મજ્ઞાનદ્વારા મનુષ્ય આ સંસાર સમુદ્રને તરી જાય છે.

અર્થાત્ જો મનુષ્યને આત્મજ્ઞાન મેળવવાની ઈચ્છા હોય તો તેવા ગુરૂ પોતાને ન મળી શકે એવી ચિન્તાની જરુર નથી, કારણ કે આ અઢાર દેશના ભરતખંડમાં જો તપાસ કરવામાં આવે તો અવશ્ય જન્મમરણાદિનો ફેરો ટાળનાર કોઇ ને કોઈ આત્મજ્ઞાની ગુરૂ અવશ્યે મળી શકે છે. માટે જો તારી પણ તેવી ઇચ્છા હોય તો પણ તેવી ચિંતા ન કરતાં તેવા મહાત્મા ગુરૂની તપાસ કરી, જન્મમરણનો ભય ટાળવા માટે જ્ઞાની ગુરૂ પાસે જા અને તેમને મળી, જ્ઞાન દ્વારા મુકિત મેળવવા પ્રયત્ન કર, ૧૧

સદ્‌ગુરુની ભકિતપૂર્વક સેવા અને ઇન્દ્રિયોના નિગ્રહથી મનુષ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે, તે વિષે હવે કહે છે:—

**गुरुचरणाम्बुजनिर्भरभक्तः संसारादचिराद् भव मुक्तः ।**
**सेन्द्रियमानसनियमादेवं द्रक्ष्यसि निजहृदयस्थं देवम् ॥ १२ ॥**

તું ગુરુના ચરણકમળનો પરમ ભકત બન અને તેથી સંસારમાંથી તત્કાળ મુકત થા, અને ઇન્દ્રિય સહિત મનને નિયમમાં જો રાખીશ તો તું તારા હૃદયમાં રહેલા દેવ જે બ્રહ્મ તેને તું જોઇશ.

અર્થાત્ મનુષ્ય જો ગુરુ પર શ્રધ્ધા રાખી, તેનો ભકત થાય છે તો કૃપાદષ્ટિથી ગુરુ તેને આત્મજ્ઞાનનો ઉપદેશ આપે છે કે જેથી તે સંસારમાંથી તત્કાળ મુકત થાય છે. અને તે જ પ્રમાણે જો મનુષ્ય ઇન્દ્રિયો તથા મનને નિયમમાં રાખે છે તો મનની એકાગ્રતા વડે તે પોતાના હૃદયમાં રહેલા બ્રહ્મને ઓળખવાને માટે શકિતમાન્ થાય છે. એટલે સદ્‌ગુરુની કૃપા અને ઇન્દ્રિયોનું દમન એ જ મોક્ષનું સત્ય દ્વાર છે. માટે તેને માટે મનુષ્યે યત્ન કરવો જોઇએ. અને તેથી તે પ્રમાણે તું પણ પરમ ભકિતથી ગુરુદ્વારા આત્મજ્ઞાન મેળવીને અને ઇન્દ્રિયો અને મનનો નિગ્રહ કરીને સંસારમાંથી મુકત થવાનો યત્ન કર; અને તેમ કરીશ તો તું સત્વર પરમપદને પ્રાપ્ત કરવા સમર્થ થઈશ. ૧૨

મહાન્ પુરૂષો લોકકલ્યાણ માટે ઉપદેશ કરે છે. પરંતુ જેઓ તે વિવેક સમજી શકતા નથી, તેઓ અન્તે નરકનાં મહા દુઃખોને ભોગવે છે; તે વિષે હવે કહે છે—

**द्वादशपञ्जरिकामय एषः शिष्याणां कथितो ह्युपदेशः ।**
**येषां चित्ते नैव विवेकस्ते पच्यन्ते नरकमनेकम् ॥ १३ ॥**

(મેં) આ બાર પંજરિકારૂપ ઉપદેશો શિષ્યોને માટે કહેલા છે. પરંતુ જેમના ચિત્તમાં (સત્યાસત્ય વસ્તુ સમજવાનો) વિવેકજ નથી, તેઓ તો અજ્ઞાનતામાં જ સબડી–સડી તેના પરિણામે અનેક નરકોમાં પડે છે, એટલે કે દુઃખોને ભોગવે છે.

અર્થાત્ શિષ્યોના અને લોકોના કલ્યાણ માટે આ ઉપદેશ આપવામાં આવેલો છે, અને તેથી મનુષ્યોએ વિવેકપુર:સર એ તત્વ સમજી, આત્મકલ્યાણના માર્ગે વળવું જોઇએ. અને જેમ જીવ તેમ સંસારની ઉપાધિઓમાંથી મુકત થઈ, પરમ પદને પ્રાપ્ત કરવું જોઇએ. પરંતુ જે મનુષ્ય તે પ્રમાણે ન કરતાં આ ઉપદેશના તારતમ્યનો વિવેક સમજતો નથી, તે જ્ઞાનથી રહિત રહીને સંસારમાં રચ્યોપચ્યો રહેવાથી, પાપકર્મો કરતો રહેવાથી, તેના ફળરૂપ અનેક નરકની યાતનાઓને ભોગવે છે અને તેથી સંસારમાંથી મુકત થતો નથી. માટે તું પણ વિવેકપુર:સર આ ઉપદેશનો સ્વીકાર કરી, સંસારની ઉપાધિઓનો ત્યાગ કરી, આત્મજ્ઞાન દ્વારા પરમાત્મ-સ્વરૂપને પ્રાપ્ત થવાનો યત્ન કર. ૧૩

આ મોહમુદ્દગર—સ્તોત્રમાં ઉપરના બાર શ્લોકો ઉપરાંત બીજા પણ ૭ શ્લોકો વિશેષ જોવામાં આવે છે. તેમાંનો ઘણો વિભાગ ચર્પટપંજરિકાને મળતો છે. એ, શ્લોકો નીચે પ્રમાણે:—

**यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्तः ।**
**तदनु च जरया जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे ॥ १ ॥**

મનુષ્ય જ્યાંસુધી દ્રવ્ય મેળવવામાં આસકત રહે છે (અને પોતાનાં કુટુંબીઓને દ્રવ્ય આપે છે) ત્યાં સુધી જ તેનો પોતાનો પરિવાર તેનાપર સ્નેહવાળો રહે છે, પરંતુ જ્યારે તેનો દેહ વૃદ્ધ થાય છે, એટલે તેને ઘડપણ આવે છે ત્યારે ( દ્રવ્ય ન લાવતો હોવાથી અને બેઠાં બેઠાં ખાનાર હોવાથી ) તેનો કોઈ પણ ભાવ પૂછતું નથી, અર્થાત્ ખબર લેતું નથી. માટે હે મૂઢ બુધ્ધિવાળા ! તું ગોવિંદને ભજ.

અર્થાત્ સર્વ પરિવાર સ્વાર્થી છે, એમ સમજી, તેમનાથી મુકત થઈ પરમાત્મસ્વરૂપને પામવા દરેક મનુષ્યે યત્ન કરવો જોઇએ, એમ માની તેમનાથી મુકત થઈ, આત્મકલ્યાણ કરવા માટે તું પણ ગોવિંદનું ભજન કર. ૧

**अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।**
**करधृतकंपितशोभितदण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ॥ २ ॥**

પુરૂષનું શરીર બધું ગળી ગયું, માથું વળીયાં પળીઆંથી વ્યાપ્ત થઈ ગયું, અને મુખ દાંત વિનાનું થઈ ગયું અને તેથી શકિતહીન થવાથી એ વૃધ્ધ પુરૂષ લાકડી લઈને ચાલે છે, છતાં તે આશાના પિંડને છોડતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા ! ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ.

અર્થાત્ આશા જ મનુષ્યને બંધન કરનારી હોવાથી ડાહ્યા માણસે તેનો ત્યાગ કરવો જોઈએ, માટે તેને ત્યાગીને તું ગોવિન્દને ભજ. ૨

**बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।**
**वृद्धस्तावच्चिन्तामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्नः ॥ ३ ॥**

જ્યાંસુધી માણસ બાલક હોય છે ત્યાંસુધી રમત રમવામાં આસકત રહે છે, જ્યારે યુવાન થાય છે ત્યારે પોતાની પ્રિયામાં આસકત રહી, વિલાસ ભોગવવામાં તત્પર રહે છે, અને જ્યારે વૃધ્ધ થાય છે ત્યારે અનેક જાતની ચિંતામાં મગ્ન રહે છે; પરંતુ પરબ્રહ્મ સંબંધી વિચારમાં કોઈ પણ લાગેલો હોતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા ! તું ગોવિંદને ભજ, ગોવિંદને ભજ.

અર્થાત્ આત્મકલ્યાણ કરવાની ઇચ્છાવાળા પુરુષે સંસારમાં આસકિત ન રાખતાં પરબ્રહ્મના વિચારથી તન્મય થવાનો જ યત્ન કરવો શ્રેયસ્કર છે. માટે તે તું કર. ૩

**दिनयामिन्यौ सायं प्रातः शिशिरवसन्तौ पुनरायातः ।**
**कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुञ्चत्याशावायुः ॥ ४ ॥**

દિવસ અને રાત્રિ, સાંજ અને સવાર, શિશિર ઋતુ અને વસંત ઋતુ (વગેરે) જાય છે, અને (કાલને આધીન હોવાથી) પાછાં આવે છે. અને એ પ્રમાણે કાલ પોતે ક્રીડા કરી રહ્યો છે (અને દિવસ રાત્રિ વગેરેની ઘટમાળને ચલાવી રહ્યો છે. અને તેથી મનુષ્યનું આયુષ્ય ચાલ્યું જાય છે. છતાં આશામાં ને આશામાં તે જીવન વ્યતીત કરતા હોવાથી) આશાનો વાયુ તેને છોડતો નથી. માટે હે મૂઢ બુદ્ધિવાળા, તું ગોવિન્દનું ભજન કર.

અર્થાત્ પ્રત્યક્ષમાં જ થતી આ બધી કાલચક્રની ગતિ અને નિરર્થક જતું આયુષ્ય એ સર્વને વિચાર કરી, આશા વાયુપ્રવાહમાં મનુષ્યે ન તણાતાં પરમાત્માને સેવવા એમ સમજી, તું ગોવિન્દનું ભજન કર. ૪

**यावज्जननं तावन्मरणं तावज्जननीजठरे शयनम् ।**
**इति संसारे स्फुटतरदोषः कथमिह मानव तव संतोषः ॥ ५ ॥**

જ્યાં સુધી મનુષ્યનો જન્મ થયાં કરે છે ત્યાં સુધી તેને મરણ અને ગર્ભવાસ એટલે માના જઠરમાં રહેવાનું નક્કી જ છે. આ એક સંસારમાં સ્પષ્ટ (દુઃખ) માલમ પડે છે. તો હે માનવી ! અહીં તને કેવી રીતે સંતોષ રહે છે ?

અર્થાત્ આવી દુઃખતર સ્થિતિમાં સંતોષ એટલે મનની શાન્તિ છે જ ક્યાં ? માટે તું ગોવિન્દને ભજ, ગોવિન્દને ભજ. ૫.

**सप्तकुलाचलसप्तसमुद्राः ब्रह्मपुरंदरदिनकररुद्राः ।**
**न त्वं नाहं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥ ६ ॥**

સાતે પર્વતો, સાતે સમુદ્રો અને બ્રહ્મા, ઈન્દ્ર, સૂર્ય કે રૂદ્ર વગેરે દેવો તેમ જ તું કે હું, એમ આ સર્વ સ્થાવર જંગમાત્મક જગત્ (લોક) નશ્વર છે, એટલે કે શાશ્વત રહેનારૂં નથી. તો પછી તું તે જતાં રહેતાં તેનો શા માટે શોક કરે છે' ?

અર્થાત્ શરીરના રક્ષણ માત્ર કંથા ધારણ કરી નિષ્ક્રિય થઇને રહેનાર તથા સર્વ વસ્તુ માત્ર વિનાશિ છે એમ સમજી માત્ર જ્ઞાનનિષ્ઠ થઇને બ્રહ્મમય થવાની ઇચ્છા રાખનારને શોક રહેતો જ નથી. પરંતુ ઉલટું સર્વદા આનંદજ રહે છે. એમ સમજી તેવો આનંદ મેળવવા માટે તું ગોવિન્દનું ભજન કર. ૬

**૨षोडशपञ्जरिकाभिरशेषः शिष्याणां कथितो ह्युपदेशः ।**
**येषां नैव करोति विवेकस्तेषां कः कुरुतामतिरेकम् ॥ ७ ॥**

આ ષોડશ શ્લોકાત્મક પંજરિકા રચી, તે દ્વારા શિષ્યોને વેદાન્તતત્વનો અશેષ ઉપદેશ કહેવામાં આવ્યો છે. એના ઉપદેશથી જેમને કંઇ વિવેક-સારાસારનું જ્ઞાન થતું નથી તેમને બીજું કોઇ શું વધારે કહી શકે તેમ છે? કાંઇ જ નહીં.

ઇતિશ્રી **શંકરાચાર્યવિરચિત "મોહમુદ્દગર" સ્તોત્રનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.**

——:•:——

# દેવાધિદેવ વિશ્વંભરમાં અર્જુનનો વિશ્વાસ

પાંડવો બાર વર્ષના અવધિવાળા વનવાસ નીકળેલા, એકાન્ત જંગલમાં રહેતા હતા. જંગલમાં નિવાસનો ત્રાસ, તે તો જંગલમાં મંગલ કરી આવ્યા હોય તે જ સમજી શકે. ટાઢતડકો, જંગલી પશુપ્રાણી, જીવજંતુનો ઉપદ્રવ. અન્ન પાણી કે ફળાફળાદિની પણ મુશ્કેલીએવાં દુઃખમાં વળી જળાશયની પણ તંગાશ. આવી હાલતમાં દિવસો ગુજારતા પાંડવો રહેતા હતા. અર્જુનને નિય નિયમ હતો કે જ્યાં સુધી શિવલિંગનાં દર્શન ન કરે ત્યાં સુધી જમવું નહીં, અને એક ભાઇ ન જમે એટલે બધાએ ભૂખ્યા જ રહે. અર્જુન શિવ-લિંગનાં દર્શન વિના ભૂખ્યો રહ્યો ત્યારે બીજા સહુએ ભૂખ્યાં રહી, એક ટંક તો ચલાવ્યું, પણ ભીમથી તો ભૂખ સહન ન થવા લાગી, એટલે તે શિવ-

૧ આ શ્લોકમાં થોડો વિશેષાર્થ છે અને તે એટલો જ કે "સાત કુલાચલ, સાત સમુદ્ર, બ્રહ્મા, ઇન્દ્ર, સૂર્ય અને રૂદ્ર તેમ તું, હું અને આ લોક કોઈ પણ રહેનારાં નથી તો તું શોક શા માટે કરે છે ?" આમાં પુર્વાર્ધમાં જ ફેરફાર છે.

૨ આમાં સોળ શ્લોકની પંજરિકાથી એમ જણાવેલું છે, પણ આ શ્લોકો ગણતાં સંખ્યા અઢાર શ્લોકની થાય છે.

મંદિર શોધવાને જંગલમાં નીકળી પડયો. જંગલમાં તે શાનું દેવળ બાંધેલું હોય? જ્યાં ગામ જ નહીં ત્યાં બાંધકામ શેનાં હોય? ત્યાં ભીમે વટેમાર્ગુએ એક જગાએ કાળી હાંલ્લીમાં પકાવીને રઝળતી મૂકેલી. ભીમસેનને વિચાર સૂઝયો કે આ હાંલ્લી ઊંધી પાડીને ગોઠવી દઉં અને અર્જુનને લાવી, દર્શન કરાવીને ખવડાવું. આમ વિચાર કરી, ભીમે એક બીલીપત્રનું વૃક્ષ હતું તેની નીચે હાંલ્લી ઊંધી પાડી. અને તુટેલી પાળી જેવું ગોઠવ્યું. પક્ષીની અઘારના હાંલ્લી ઉપર લીટા કર્યા. થોડી ધૂળ ઉરાડી પૂજા ઉપર ધૂળ પડેલી તથા પુરાણું છે એવું દૃશ્ય ઉભું કર્યું. સૂકાં પાન બીલીપત્ર વિગેરે હાંલ્લી ઉપર નાંખ્યાં તથા થોડું કાળું દેખાય તેમ શિવલિંગનો ભાસ થાય એવું દેખાતું રહેવા દઇ, અર્જુનને બોલાવવા દોડયો અને કહ્યું જે ભાઈ અર્જુન ! શિવજી છે ખરા, પણ પુરાણું લિંગ છે. તે ચાલશે? અર્જુને કહ્યું હા, ગમે તેવા હોય પણ મુદ્દલમાં જોઇએ.

પછી ભીમ અર્જુનને તેડી ત્યાં લઇ આવ્યો. દૂરથી દર્શન કરી. અર્જુન પગે પડી, ઘરે આવ્યા તથા સર્વેએ ફળાહાર કર્યો.

પછી સર્વે નિવૃત્ત થતાં ભીમસેને અર્જુનને કહ્યું! ભાઇ આવો જ નિયમ રાખો છો કે? અસલ શિવનાં દર્શન કરીને ખાધું કાં? અર્જુને કહ્યું કેમ? ભીમસેને કહ્યું કે એ તો કોઇ મુસાફરે એંઠી હાંલ્લી નાંખેલી રઝળતી તે મેં ઊંધી પાડી, શિવજી બનાવેલા. અર્જુને કહ્યું તારે મનથી ગમે તે હોય, મારે મનથી તો ખુદ શિવભોળાનાથ જ છે. ભીમસેને કહ્યું ચાલ દેખાડું, બહુ ડાહ્યો થાય છે ત્યારે.

બન્ને ત્યાં આવ્યા. સાથે ખેલ જોવા નકુળ અને સહદેવ પણ ભળ્યા. ભીમસેને ગદા મારી અને હાંલ્લી ભાંગી નાંખવા યત્ન કર્યો, પણ લાચાર અને અદ્દભૂત પરિણામ. અર્જુનનો નિશ્ચય હતો તેથી તે બધું ફેરવાઈ ગયું અને ગદા વાગતાંની સાથે જ હાંલ્લીવાળા શિવલિંગમાંથી રૂધિરધારા ઉડી. ભીમસેન તો ઝંખવાણો જ પડી ગયો.

અર્જુને કહ્યું ભાઈ! ઉતાવળા ન થઇએ અને બધુંએ ઠઠ્ઠા મશ્કરી નથી. વિશ્વાસમાં તો વિશ્વંભર વસે છે. **તત્ત્વજ્ઞાનના ભંડાર.**

——(૦)——

## ભસ્મ બનાવવાની વિધિ

૧ ગાય છાણ કરે ત્યારે તેને અદ્ધરથી જ હાથે ઝીલી લઇ, તે છાણને સદ્યોજાત વગેરે પાંચ મંત્રોથી મંત્રી, બાળવામાં આવે તો ગોમયની ભસ્મ શાન્તિદા કહેવાય; તે શાન્તિ સુખ આપનારી છે.

૨ જો ગોમયને અદ્ધર ને અધ્ધર ઝીલી લઇ ષડંગ મંત્રથી બાળવામાં આવે તો તે પૌષ્ટિક ભસ્મ કહેવાય છે.

૩ જે ગોમય અધ્ધર ઝીલી લઈ ह्रौं એ મંત્રથી બાળવામાં આવે તે ભસ્મ કામદ છે, તે બધા મનોરથ પૂરા કરે છે.

સવારે ઉઠી, સ્નાનસંધ્યા કરી, ગાયોના વાડામાં જઈ, ગાયોને પ્રણામ કરી, બ્રાહ્મણે ધોળી ગાયનું, ક્ષત્રિયે રાતી ગાયનું, વૈશ્યે પીળી ગાયનું, અને શૂદ્રે કાળી ગાયનું છાણ ॐ ह्रौं એ મંત્રથી ઝીલી લેવું. પછી નમઃ એ મંત્રથી પીંડા વાળી, સૂર્યને તાપે સૂકવવો. સૂકાયા પછી તે ફોતરાં કે ભુંસાથી વીંટી ॐ એ મંત્ર ભણી, પવિત્ર જગ્યામાં મૂકવું. પછી એ પીંડને અરણીમાંથી ઉત્પન્ન થયેલો કે વેદ ભણનાર બ્રાહ્મણના ઘરનો અગ્નિ તેમાં નાંખી, ॐ नमः शंभवाय च એ મંત્રથી પીડો મૂકી, સળગાવવું. એ બળી રહે એટલે, ભસ્મ લઈ ह्रौं એ મંત્ર ભણી નવા વાસણમાં નાંખી, તેમાં કેતકીવાળું ચંદન, કેશર, વગેરે સુગંધી પદાર્થો सद्योजात મંત્રથી ભેળવી, ગોળા વાળી, સૂકાવી રાખવા.

એ શિવાય શતચંડી, સહસ્રચંડી, મહારૂદ્ર વગેરે યજ્ઞોની, અગ્નિહોત્રની ભસ્મના પણ सद्योजात એ મંત્રથી ગોળાવાળી સુકાવી ઉપયોગમાં લેવાય છે.

## ભસ્મ–વિભૂતિનો મહિમા

સોનાના, રૂપાના કે ત્રાંબાના ડાબલામાં ભસ્મ રાખવી. બહારગામ જવાનું થાય તો પૂજાની પોથી સાથે રેશમી લુગડામાં બાંધીને ભસ્મ સાથે લઈ જવી. મંત્રોચ્ચારપૂર્વક ભસ્મ નહીં લગાડનાર પતિત થાય છે. જેઓ શાસ્ત્ર પ્રમાણે ભસ્મ વિભૂતિ ધારણ નથી કરતા તેઓનો જન્મ નિષ્ફળ છે. જે માણસ ભસ્મ ધારણ ન કરે, ત્રિપુંડ્ર ન કરે, તેઓને સ્મશાન જેવા સમજવા. તેઓનું મોઢું જોવું નહીં. ભસ્મ–વિભૂતિ તથા ત્રિપુંડ્ર વગરના કપાળને, શિવાલય વિનાના ગામને, વેદાધ્યયન વિનાના જન્મને ધિક્કાર છે. જેઓ ભક્તિથી ત્રિપુંડ્ર કરે છે તેઓ શિવને જ ધારણ કરે છે, એમ સમજવું. અગ્નિહોત્ર વિનાનો બ્રાહ્મણજન્મ નિષ્ફળ છે, તેમ ભસ્મ ધારણ કર્યા વિનાનું શિવપૂજન નિષ્ફળ છે. ભસ્મ અને ત્રિપુંડ્ર કર્યા વિના કરેલાં સત્કર્મો અવળાં ફળ આપે છે. જે માણસ ત્રિપુંડ્ર ધારણ ન કરે તેણે કરેલાં સત્કર્મો, સાંભળેલાં શાસ્ત્રો, ભણેલા વેદ, સત્ય, પવિત્રપણું, જપ, હોમ, તીર્થસ્નાન, દેવપૂજન, યજ્ઞ, દાન, તપ, વ્રત અને ઉપવાસ, એ બધાં વૃથા જાય છે. જે માણસ ભસ્મ ધારણ ન કરતો હોય અને મોક્ષ ઇચ્છે છે તે ઝેર પીને અમરપણાને ઇચ્છે છે, એના જેવું છે.

બ્રહ્માએ સૃષ્ટિ ઉત્પન્ન કરી, ત્યારે મનુષ્યોનાં કપાળને આડું બનાવ્યું છે ઉભું કે ગોળ નથી કર્યું, તેમ સર્વ મનુષ્યોનાં કપાળમાં ત્રિપુંડ્ર જેવી આડી રેખાઓ હોય છે, એ દરેકે ત્રિપુંડ્ર ધારણ કરવું એમ સૂચવે છે. મનુષ્યોએ

ત્રિપુંડ્ર વિના કરેલું ધ્યાન, જ્ઞાન, તપ, પાઠ, અને પૂજન, એ બધું નિષ્ફળ છે. લલાટમાં, હૃદયમાં, ગળામાં અને હાથે વિભૂતિ કરવી. જે રાજાના રાજ્યમાં બ્રાહ્મણો વિભૂતિ, ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષ ધારણ કરે છે તે પોતે અને તેની પ્રજા સુખી, વ્યાધિ વગરની થાય છે અને દુકાળ પડતો નથી. પ્રજા સદાચરણી, પવિત્ર, રાજા પ્રત્યે ભક્તિપ્રેમવાળી બને છે. ભસ્મ ધારણ કરનારો બ્રાહ્મણ શ્રાદ્ધ અને બ્રહ્મભોજનમાં પંક્તિપાવન છે, સર્વેએ પૂજવા યોગ્ય છે. દેવતાઓ પણ તે બ્રાહ્મણને આધીન રહે છે. શ્રાદ્ધ યજ્ઞ, જપ, હોમ, વૈશ્વદેવ, દેવપૂજન, વગેરે હમ્મેશાં કરવામાં અને અમુક સમયે કરવાનાં યજ્ઞાદિ કર્મોમાં ભસ્મ ધારણ કરવાથી જ તે તે કર્મનું ફળ મળે છે. ભસ્મ અને ત્રિપુંડ્ર ધારણ કરનારા મૃત્યુને જિતે છે. શ્રીકૃષ્ણ વગેરે યોગીઓ અને શ્રીરામચંદ્ર વગેરે રાજર્ષિઓ ભસ્મ અને ત્રિપુંડ્ર ધારણ કરતા.

ભસ્મ ધારણ કરવાથી યતિ, યોગી, સંન્યાસીઓને જ્ઞાન મળે છે, વાનપ્રસ્થીઓને વૈરાગ્ય મળે છે, ગૃહસ્થોને ધર્મ, ધન અને સંતાન, સુખ મળે છે. બ્રહ્મચારીઓને વિદ્યા મળે છે, પોતાની રક્ષા થાય છે. ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ, વગેરેની બાધા નડતર થતી નથી. વેદશ્રુતિમાં ભસ્મ અને ત્રિપુંડ્ર ધારણ કરવાનું કહેલ છે. બ્રહ્મા. વિષ્ણુ, શંકર, દેવતાઓ, પિતૃઓ, ઋષિઓ, મુનિઓ, સિદ્ધપુરૂષો, વિદ્યાધરો, પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી, તથા દેવપત્નીઓ, દેવીઓ, યક્ષો, રાક્ષસો અને ગંધર્વો, એ બધા ભસ્મ–વિભૂતિ, રૂદ્રાક્ષ અને ત્રિપુંડ્રને ધારણ કરે છે. વિભૂતિ અને ત્રિપુંડ્ર ધારણ કરેલાં હોય તેવા બ્રાહ્મણને જમાડવાથી શંકર–પાર્વતીને જમાડવા જેટલું પુણ્ય થાય છે.

ભસ્મ, રૂદ્રાક્ષ અને ત્રિપુંડ્ર ધારણ કરનારા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો અને પ્રજા વસતી હોય તે પ્રદેશ કાશીક્ષેત્ર જેવો પવિત્ર જાણવો તથા તે દેશમાં પાર્વતી સાથે શંકર હમ્મેશાં વસે છે. વિભૂતિ અને ત્રિપુંડ્ર ધારણ કરવાથી જે ગતિ મળે છે તે ગતિ સેંકડો યજ્ઞો કરવાથી મળતી નથી. વિભૂતિ ધારણ કરનારા ઉપર બધા દેવો પ્રસન્ન થાય છે. શંકર ત્રિપુંડ્ર વિભૂતિ ધારણ કરનારને પોતાનો માને છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે બીજી જાતનાં મનુષ્યો શુદ્ધ મનથી વિભૂતિ ધારણ કરે છે તેના પર શંકર પ્રસન્ન થાય છે.

**નમઃશિવાય** એ શિવના મંત્ર જેવો પવિત્ર બીજો મંત્ર નથી. શિવપૂજનથી વધુ પવિત્ર બીજું કર્મ નથી અને ભસ્મથી વધુ ઉત્તમ બીજું તીર્થ નથી. મંત્રપૂર્વક કપાળમાં ધારણ કરેલી વિભૂતિથી યમનો કાળનો ભય દૂર થાય છે. અકાળ મૃત્યુ થતું નથી અને ગળા ઉપરના અવયવથી થયેલાં પાપ મટે છે. કંઠ–ગળા–માં ચોપડેલી ભસ્મથી ગળાથી થયેલાં રસ સંબંધી પાપ મટે છે. બાહુમાં કરેલી ભસ્મથી બાહુથી કરેલાં પાપ, છાતી પર કરેલી

વિભૂતિથી મનથી થયેલાં પાપ, નાભી પર કરેલી ભસ્મથી જનનેંદ્રિયથી કરેલાં પાપ પરસ્ત્રી ગમનાદિ પાપ નષ્ટ થાય છે.

ભસ્મ ધારણ કરનાર મનુષ્ય, ગ્રહબાધા, કોઢ, ગુલ્મ, ભગંદર, એંશી પ્રકારના વાના રોગ, ચોસઠ પ્રકારના પિત્તના રોગ, બધા કફના રોગ તથા બધા અસાધ્ય રોગથી મુકત થાય છે. પાપ કર્મ કરનારા મનુષ્યને મરણ-વખતે ભસ્મ ચોપડે તો તેનાં બધાં પાપ નાશ પામે છે. અને ઉત્તમ ગતિને પામે છે; પાપ, રોગ, ઉપાધિ અને દુઃખનો નાશ કરે છે, માટે ભસ્મ બુદ્ધિ, સ્મૃતિ, મેધા અને જ્ઞાનનો પ્રકાશ કરે છે; તેથી વિભૂતિ વિવિધ પ્રકારનાં કષ્ટમાંથી રક્ષણ કરે છે, માટે જ તે રક્ષા કહેવાય છે. આયુષ્યની. ધનની, સંતાનની અને મોક્ષની ઇચ્છાવાળાએ હમ્મેશાં ભસ્મ ધારણ કરવી, આખે શરીરે વિભૂતિ ચોળવી. એ ભસ્મસ્નાન કે આગ્નેયસ્નાન કહેવાય છે. સોમવતી અમાસને દિવસે સ્નાનસંધ્યા કરી, ભસ્મસ્નાન કરી. દેવ-પિતૃનું તર્પણ કરે, તો દેવતા પ્રસન્ન થાય છે. પિતૃઓ આશીર્વાદ આપે છે અને તેનાં સર્વ પાપ બળી જાય છે. ભસ્મસ્નાનનો મહિમા વેદમાં વર્ણવેલ છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ अग्निरितिभस्म વગેરે મંત્રોથી સંધ્યા-પ્રયોગમાં કહ્યા પ્રમાણે ભસ્મને શુધ્ધ કરીને કપાળ વગેરે અવયવો ઉપર તર્જની, મધ્યમા અને અનામિકા, એ ત્રણ આંગળીએથી ત્રિપુંડ્ર કરવું. ભસ્મ ધારણ કર્યા વિના ગાયત્રીના ઉપદેશ કે જપ નિષ્ફળ થાય છે. બ્રાહ્મણોનું બ્રાહ્મણપણું ગાયત્રીમાં રહેલું છે અને લલાટમાં વિભૂતિનું ત્રિપુંડ્ર કર્યા વિના ગાયત્રીનો જપ થતો નથી, એમ વેદો કહે છે. મંત્રોથી પવિત્ર કરેલી ધોળી વિભૂતિ જેના કપાળને શોભાવે છે તે બ્રાહ્મણમાં જ બ્રાહ્મણપણું રહેલું છે અને તેની જ વિદ્વત્તા સફળ છે. વિભૂતિ ઉપર સોના કે ઝવેરાત જેટલી જેને પ્રીતિ હોય તે જ શુધ્ધ બ્રાહ્મણ જાણવો.

વિભૂતિ કર્યા વિના જેઓ ભોજનનો, ખાવાપીવાના પદાર્થોનો ઉપયોગ કરે છે તેઓ નરકગામી થાય છે. વિભૂતિ ધારણ કર્યા વિના શિવનું પૂજન કરે તો શંકર અપ્રસન્ન થાય છે. વિભૂતિ ધારણ કર્યા વિના સુવર્ણની તુલા કરે, પોતે સોનાથી ભારોભાર જોખાય તો તેનું ફળ નહીં મળતાં દુઃખ ઉત્પન્ન થાય છે, પતિત થાય છે. વિભૂતિ કર્યા વિના સંધ્યા કરે તે દોષિત થાય છે. ભસ્મ ધારણ કરનારનું અંતઃકરણ પવિત્ર રહે છે. અનામિકા અકારરૂપ છે, મધ્યમા ઉકારરૂપ છે. અને તર્જની મકારરૂપ છે; માટે તેનાથી વિભૂતિ કરવી.

શ્રી દેવી ભાગવત

# શિવલિંગપ્રાકટ્યનું રહસ્ય

લે. **શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત, દેલવાડાકર**

અધ્યાપક:-**સ્વ ડી. એલ. સંસ્કૃત પાઠશાળા, ગુલાલવાડી, મુંબઇ ૪**

શિવલિંગની પૂજા સર્વ દેશોમાં અને સર્વ જાતિઓમાં કોઇને કોઇ રૂપમાં થાય છે, અને તે આર્યાવર્ત હિન્દની આર્યજાતિમાં તો અનાદિકાલથી થતી આવી છે. શિવ એ નામ કોઈ સ્થૂળ દેહધારી વ્યક્તિનું નથી, પણ સાક્ષાત્ પરબ્રહ્મનું છે. કેટલાક પોતાને આર્ય કહેવરાવનાર બંધુઓ લિંગનો મૂત્રેન્દ્રિય અને ભગનો યોનિ એવો અશ્લીલ અર્થ કરી, લોકોને ભ્રમમાં નાંખી, "શિવલિંગ-પૂજાને અનાર્ય પૂજા" કહેવા સુધીની હિમ્મત કરે છે, અને કહે છે કે "શિવપુરાણ અને લિંગપુરાણમાં ઘણું બીભત્સ સાહિત્ય છે, અમુક પુરાણો અને અનેક સ્મૃતિઓ તો તામસ છે અને તેને વાંચવાથી કે શ્રવણ કરવાથી પતિત થવાય છે." તેઓ આવા આવા બકવાદ કરે છે અને પોતે આર્ય છતાં વિધર્મિઓનાં પ્રમાણો આપી, શિવલિંગપૂજાને અનાર્યપૂજા સિદ્ધ કરવા જ્યારે તત્પર થાય છે ત્યારે ઘણો ખેદ થાય છે. એ, હિન્દુ શાસ્ત્રોના અનભિજ્ઞ બંધુઓ નકામા શિવલિંગવાચક પરબ્રહ્મની જ નિન્દા કરીને કરીને અન્તે નરકના અધિકારી થાય છે.

## લિંગ અને ભગ શબ્દનો અર્થ

વ્યાકરણમાં પુલ્લિંગ, સ્ત્રીલ્લિંગ આદિ શબ્દો છે, પણ તેનો અર્થ કંઇ મૂત્રેન્દ્રિય થતો નથી. શિવલિંગની પેઠે જલાધારીને જોઇને પણ આ નાસ્તિકોને યોનિનો ભ્રમ થઇ જાય છે. પરન્તુ ખરી રીતે વેદાદિ શાસ્ત્રોમાં भग-[redacted]-જલાધારી-નું આદિનામ પ્રકૃતિ છે.(જૂઓ અથર્વવેદ ૩-૧૬-૨) યજુર્વેદોક્ત પ્રાત:સ્મરણસૂક્તમાં ઘણી વાર भग શબ્દ આવે છે. प्रातर्जितं भगमुग्रं हवामहे । અર્થાત્ અમે પ્રાત:કાલે ભગનું આવાહન કરીએ છીએ. આ મંત્રમાં ભગ શબ્દ ઐશ્વર્યવાચક છે. भग एव भगवान् એ યજુર્વેદ ૩૧-૧૯ મંત્રમાં ભગ-ઐશ્વર્ય અને વાન-વાળા

ઈશ્વરને ભગવાન્ કહીને વર્ણવ્યા છે. योनिमेकं आससाद (ઋગ્વેદ ૬-૨-૩૬) તથા तस्य योनिं परिपश्यन्ति धीराः (યજુર્વેદ) એ પરમાત્માની યોનિ, એટલે મૂળ કારણ અથવા પ્રકૃતિ-માયાને ધીર પુરૂષો યથાર્થ સમજી શકે. આમ જેવો અર્થ વેદોમાં લિંગ અને ભગનો ઉપર બતાવ્યો તેવો જ તેનો અર્થ પુરાણોમાં પણ છે.

શિવપુરાણ વિદ્યેશ્વરસંહિતાના અધ્યાય ૧૬ શ્લોક ૧૦૬ માં લખ્યું છે કેઃ-

लीनार्थगमकं चिह्नं लिङ्गमित्यभिधीयते । १०६ ।

भं वृद्धिं गच्छतीत्यर्थाद्भगः प्रकृतिरुच्यते ॥ १०१ ॥

मुख्यो भगस्तु प्रकृतिर्भगवाञ्छिव उच्यते ।

એટલે કે અદૃશ્ય ચીજને બતાવવાવાળા ચિહ્નને લિંગ કહેવામાં આવે છે.

ભ=વૃધ્ધિ, ગ=પ્રાપ્ત થનાર વસ્તુને ભગ કહે છે, જે ભગ=પ્રકૃતિ નામે છે.

તે જ ભગ=પ્રકૃતિ-ના અધિષ્ઠાતા શિવ "ભગવાન્" કહેવાય છે.

આમ વેદપુરાણાદિમાં લિંગભગાદિ શબ્દોનો પ્રયોગ ચિહ્ન, લક્ષણ, પ્રકૃતિ, અને માયા આદિ, અર્થોમાં કરવામાં આવ્યો છે.

ન્યાયદર્શનમાં આકાશ, કાળ, દિશા, મન, આત્મા આદિ નિરાકાર પદાર્થોનાં પણ લિંગો બતાવ્યાં છે. તેમાં લિંગ શબ્દનો અર્થ લક્ષણ ચિહ્ન, નિશાન, ઈત્યાદિ જ થાય છે.

## શિવલિંગ શબ્દનો અર્થ

**शेते असौ शिवः** અર્થાત્ જે સૂવે છે તે શિવ; અર્થાત્ પ્રલય બાદ જ્યારે પ્રકૃતિનાં સર્વે કાર્યો બંધ થઈ જાય છે, તે વખતે નિશ્ચેષ્ટ, શાન્ત, નિષ્ક્રિય અને કેવલ ચેતનક્રિયાવિશિષ્ટ જે બ્રહ્મ છે તેને શિવ કહે છે. **लयत्यस्मिन् इति लिङ्गम्** જેમાં સર્વનો લય થાય છે તે લિંગ છે. વેદમાં પણ नमः शंभवाय च मयोभवाय नमः शंकराय च मयस्कराय च नमःशिवाय च शिवतराय च ॥ અર્થાત્ શંભુ, એટલે સુખદાતા

શિવને નમસ્કાર. આ મંત્રમાં શંભુ, શંકર, શિવ, આદિ નામો દ્વારા શિવ ભગવાનની સ્તુતિ કરાઇ છે. એવા, તો વેદોમાં શિવ-સ્તુતિના અસંખ્ય મંત્રો છે. ઉપનિષદોમાં પણ શિવને તુરીયાવસ્થા બ્રહ્મરૂપ કહ્યા છે. આમ જ્યારે "શિવ" શબ્દનો અર્થ બ્રહ્મ અને લિંગનો અર્થ ચિહ્ન થાય છે, ત્યારે એ સ્થિતિમાં શિવલિંગની પૂજામાં આસ્તિક હિન્દુને તો વાંધો લેવાનો રહેતો નથી, પરન્તુ શિવ શબ્દ કે શિવ નામથી અભડાઇ જનારા કેટલાકો બ્રહ્મરૂપ શિવ ભગવાનની લિંગ-રૂપ પ્રતિમાના પૂજનમાં કેવળ મૂત્રેન્દ્રિયના ભ્રમને લીધે ઇશ્વિરપૂજાથી વિમુખ બની, શિવનિન્દાના પાપથી છેવટે રીબાઇ મરીને નિર્વંશ થઇ, નર્કમાં જાય છે.

જૈનો અને બૌદ્ધોને આવો શિવદ્વેષ નહતો. આજે પણ જૈનોમાં શિવશંકર. શંભુલાલ શિવલાલ, ઇત્યાદિ શિવાદિ નામો સાંભળવામાં આવે છે. પરન્તુ જ્યારે તેને વૈષ્ણવ બનાવવામાં આવે છે ત્યારે તેનું શિવદાસને બદલે શ્યામદાસ કે શ્યામલાલ રૂપે નામમાં પરિવર્તન કરે છે, અને સ્વભક્તોને શિવરાત્રિ વગેરે શિવવ્રતો કરવા માટે તથા શિવના મંદિરે દર્શન કરવા જવા માટે પણ મના કરવામાં આવે છે. એ ખરેખર દુઃખની વાત છે. પરન્તુ તેઓ જો બધાં પુરાણો વાંચે અથવા સ્વભક્તોને વાંચવા આજ્ઞા કરે તો શિવલિંગ અને શિવ, એ શું છે તેનું તેમને જરૂર ભાન થાય. अष्टादशपुराणेषु दशभिर्गीयते शिवः। ૧૮ પુરાણોમાં ૧૦ પુરાણોમાં તો શિવ અને શિવલિંગનું ગાન છે. પરન્તુ જ્યાં તેવાં પુરાણોને અને સ્મૃતિગ્રંથોને તામસ તરીકે ઠરાવી, તેના વાંચનથી પણ પાતિત્ય અને નરકવાસ દર્શાવાય, ત્યાં તેમને શિવલિંગનો મહિમા ક્યાંથી સમજાય ?

## શિવલિંગની ઉત્પત્તિની કથા

શિવપુરાણ, ધર્મસંહિતા, અ. ૨. માં ૧૫–૧૬, ૧૭, ૧૮ અને ૬૩–૬૪ શ્લોકો ખાસ વાંચવા જેવા છે. તેનો અર્થ એ છે કે–

"આ સ્થૂળ દ્રશ્યમાન જગત્ જ્યારે ઉત્પન્ન થયું નહતું ત્યારે એટલે કે મહાપ્રલયના અન્તસમયે સત્ કે અસત્ કાંઇ પણ નહતું. તે

વખતે નિરન્તર વ્યાપ્તિરૂપ એક બ્રહ્મમય તેજ પ્રકટ થયું ॥૧૫॥ બ્રહ્મા નારદને કહે છે કે હે પુત્ર ! તે બ્રહ્મતેજ સ્થૂળ, સૂક્ષ્મ, શીત, ઉષ્ણ કંઇ પણ નહતું. તે અલૌકિક દિવ્ય તેજનો આદિ કે અન્ત કંઇ જણાતો નહતો. તે સત્ય, જ્ઞાનસ્વરૂપ અને અનન્ત હતું. ॥૧૬॥ યોગી લોકો સમાધિમાં દિવ્ય દૃષ્ટિથી તે તેજનું નિરન્તર ધ્યાન કરતા હતા. એ જ જ્ઞાનવિજ્ઞાન દેનારૂં બ્રહ્મતેજ પ્રકટ થયું. ॥૧૭॥

કેટલાક સમય પછી આ બ્રહ્મતેજમાં જે ઇચ્છા–ક્રિયાશકિત પ્રકટ થઇ, તેને પ્રકૃતિ કહે છે, કે જે પ્રકૃતિ ચરાચર જગતને ઉત્પન્ન કરે છે. ॥૧૮॥

ज्योतिर्लिङ्गं तदोत्पन्नमावयोर्मध्य अद्भुतम् ।
ज्वालमालासहस्राढयं कालानलचयोपमम् ॥ ६३ ॥
क्षयवृद्धिविनिर्मुक्त—मादिमध्यान्तवर्जितम् ।
अनौपम्यमनिर्दिष्टमव्यक्तं विश्वसंभवम् ॥ ६४ ॥

તે વખતે અમો બંને(બ્રહ્મા અને વિષ્ણુ)ની વચ્ચે આશ્ચર્યજનક જ્યોતિર્લિંગ ઉત્પન્ન થયું. તે જાજ્વલ્યમાન તેજોમય પરિધિઓથી યુકત અને પ્રલયાગ્નિની સમાન તેજસ્વી હતું. ॥૬૩॥ તે વધતું નથી કે ઘટતું નથી. કયાંય તેનો આદિ, મધ્ય અને અન્ત નથી, દુનિયામાં તેની ઉપમા નથી અને કોઇ રીતે તેનું વર્ણન થઇ શકતું નથી. તે સર્વથી અવ્યકત હતું, અને વિશ્વને ઉત્પન્ન કરનાર હતું.

પુરાણની આ જ કથાનું મૂળ ઋગ્વેદમાં અને યજુર્વેદમાં પણ જણાય છે:—

नासदासीन्नो सदासीत्तदा नासीद्रजो नो व्योमा परो यत् ।

(ઋગ્વેદ ૮।૭।૭।૧)

અર્થ–એક સમય એ હતો કે જયારે સત, અસત, સ્થૂલ અને સૂક્ષ્મ, આકાશ અને પૃથ્વી કંઇ પણ ન હતું.

सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि ।
नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् ॥ યજુર્વેદ

તે પછી વિદ્યુત-પુરુષ-"ज्योतिर्लिंग" ઉત્પન્ન થયું, જેનાથી કલા, કાષ્ઠા આદિ સર્વ ચરાચર જગત્ બન્યું, તે જ્યોતિર્લિંગનો પાર, ઉપર, નીચે, આસપાસ અને વચમાંથી કોઈ પણ કાંઇજ પામી શક્યું નહીં. આ જ વાત મનુસ્મૃતિમાં પણ છે:—

तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ॥ मनु० १।९ ॥

અર્થાત્-સૃષ્ટિના આરંભમાં એક અંડ ઉત્પન્ન થયું, જે હજારો સૂર્યોની સમાન પ્રકાશમાન હતું.

વાસ્તવિક રીતે ઉપરનાં વેદાદિક પ્રમાણોની એકસંમતિથી એ સિદ્ધ થયું કે,—

સૃષ્ટિના આરંભમાં નિરાકાર બ્રહ્મ સાકાર રૂપમાં પરિણત થઇ ज्योतिर्लिंग ના સ્વરૂપમાં પ્રકટ થયું. આ જ્યોતિર્લિંગ બ્રહ્માંડ રૂપે કહેવાય છે. અને એ જ બ્રહ્માંડની અંડાકાર મૂર્તિનો સમાન બ્રહ્મની -પ્રતિમા આર્યજનો-હિન્દુઓમાં शिवलिंग નામે પૂજાય છે.

શિવપુરાણ, વિદ્યેશ્વરી સંહિતા અધ્યાય ૧૦૭ માં લખ્યું છે કે:—

शिवशक्त्योश्च चिह्नस्य मेलनं लिङ्गमुच्यते ।

શિવ-બ્રહ્મ અને શકિત-માયાનાં ચિહ્નોનો જે મેળ છે તે શિવલિંગ કહેવાય છે.

જ્યોતિર્લિંગની ઉત્પત્તિનું વર્ણન કેવળ હિન્દુ શાસ્ત્રોમાં જ છે, એમ નથી. પરન્તુ અન્ય ધર્માવલંબીઓના મતમાં પણ કોઈ ને કોઇ રૂપે તેનું વર્ણન છે. મુસલમાન લોક આ જ્યોતિર્લિંગને ખુદાના નૂરના નામે ઓળખાવે છે, અને આ નૂરમાંથી સમસ્ત સૃષ્ટિની ઉત્પત્તિ માને છે. આ જ પ્રમાણે ક્રિશ્ચિયન લોકોના માન્ય ધર્મગ્રંથ બાયબલના તૌરેત પર્વ ૧, આયત ૧-૨-૩-૪ માં લખેલ છે કે "ઇશ્વરે કહ્યું જે ઉજાળું થાવ અને ઉજાળું થઇ ગયું. ઇશ્વરનો આત્મા જળથી ડોલતો હતો" ચાલુ જમાનાનુ સાયન્સ પણ એ જ રૂપમાં સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ બતાવે છે કે જગતની શરૂઆતમાં સર્વત્ર હવાઇ ગેસ ફેલાયેલી હતી, અને તે પછીથી તેમાં ગતિ અને પ્રગતિ આવી અને ક્રમશઃ તે અન્દરથી નકોર થવા માંડી, ઇત્યાદિ.

આથી એમ સાબીત થાય છે કે, વેદનો વિદ્યુતપુરુષ, પુરાણનું જ્યોતિર્લિંગ, મનુસ્મૃતિનું સુવર્ણમય અંડ, મુસલમાનોનું ખુદાઇ નૂર, ક્રિશ્ચિયનોનું અજવાળું, અને સાયન્સની ચમકતી ગેસ, એ એક જ પદાર્થ અને એક જ સ્વરૂપ છે. (પુરાણ દિગ્દર્શન પૃ. ૩૫૬) શિવલિંગ એ ૐ કાર રૂપ છે. નિરાકાર વસ્તુને વ્યકત કરવા માટે કોઇ રૂપવાન સાકાર વસ્તુની સહાયતા લેવાની જરૂર પડે છે, જેમકે ચન્દ્રદર્શન માટે કોઇ ઝાડ કે મકાન બતાવવું પડે છે, અને તે જ મુજબ સૃષ્ટિની આદિમાં નિરાકાર જે બ્રહ્મ તે સાકાર રૂપમાં પરિણુત થતાં ગોળ અંડાકર રૂપે પ્રકટ થયું. તે ગોળ અંડાકર ૐ અથવા શિવલિંગ નામે બ્રહ્માનો સંકેત નિયત થયો છે. આજે પણ દેશવિદેશની પ્રત્યેક લિપિમાં શૂન્યનું રૂપ ૦ અંડાકારમાં જ મળે છે. તો શું તેને પણ મૂત્રેન્દ્રિય માનવી ? ખરી રીતે ૐ માં અકાર એ શિવલિંગ એટલે બ્રહ્મનું ચિહ્ન છે.

ઉકાર એ જલાધારી=માયાનું ચિહ્ન છે.આ, આખું બ્રહ્માંડ પણ બ્રહ્માના સાકારસ્વરૂપ માયાના આધારપર સ્થિત અને એ જ વાત પ્રકટ કરવા માટે શિવલિંગને જળાધારીના આધારે સ્થિર કરવામાં આવે છે. ત્રીજો અક્ષર મકર એ બ્રહ્મ અને પ્રકૃતિનું સંમેલન કરાવે છે. જેમાં ત્રિગુણી માયા અને વચમાં બિન્દુના રૂપમાં બ્રહ્મને પ્રકટ કરી બતાવ્યા છે. એટલા ખાતર શિવોપાસક સજ્જનો પોતાના કપાળમાં ત્રિપુંડ્ર ધારણ કરી, એમ સૂચવે છે કે અમે ત્રિગુણ–માયાતીત બ્રહ્મોપાસક છીએ, અને એ જ ૐ કારમાંથી સર્વ સંસારની ઉત્પત્તિ થઇ છે.

## ૧૨ જ્યોતિર્લિંગની ઉત્પત્તિ

એક શિવદ્રોહીના પુસ્તકમાં મેં વાંચેલું કે "જે ૧૨ જ્યોતિર્લિંગો છે તે શંકરની મૂત્રેન્દ્રિયના ૧૨ ટુકડા છે." આમ લખવું એ પણ એક નરી મૂર્ખતા છે. ખરી રીતે ૧–બ્રહ્મ, ૨–માયા, ૩–જીવ, ૪–મન, ૫–બુદ્ધિ, ૬–ચિત્ત, ૭–અહંકાર, ૮–આકાશ, ૯–વાયુ, ૧૦–અગ્નિ, ૧૧–જલ, અને ૧૨–પૃથ્વી, આમ આ બાર મૂળ તત્ત્વો છે, જેમાં

સમસ્ત સંસારની સર્વ જડચેતન આદિ વસ્તુનો સમાવેશ થયો છે. એમાં કોઈ રીતે ૧૨ ના ૧૧ કે ૧૩ એવી વધઘટ થઈ શકતી નથી. આ ૧૨ મૂળ તત્ત્વોને વેદપુરાણાદિમાં ૧૨ જ્યોતિર્લિંગના નામે ઉપદેશ્યાં છે, કારણ કે શુદ્ધ બ્રહ્મ અને શુદ્ધ માયા=(૨), માયા સહિત બ્રહ્મના જીવ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર નામક પાંચ ચેતનના ભેદ=(૫), અને બ્રહ્મ સહિત માયાના, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી નામક જડના પાંચ ભેદ=(૫), બરાબર (૨)÷(૫)+(૫)= ૧૨ મૂળતત્ત્વો થાય છે. તૈ-તેરીય ૧-૧-૬-૭ માં પણ એ જ વર્ણવ્યું છે—संवत्सरस्यप्रतिमा गौ द्वादश। અર્થાત્ આ પરમાત્મા કે જેમાં આ સર્વ ચરાચર જગત્ નિવાસ કરે છે તેની બાર મૂર્તિ છે.

## પુરાણોમાં શિવલિંગની ઉત્પત્તિ માટે બે કથાઓ

૧-એક કથા એવી છે કે, "બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચે અન્યોઅન્યમાં એક બીજાની મોટાઈ માટે વાદવિવાદ થયો. તે વખતે એક જ્યોતિર્લિંગ ઉત્પન્ન થયું. બ્રહ્મા અને વિષ્ણુ તે લિંગનો આદિ અને અન્ત શોધવા પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેનો પાર પામ્યા નહીં.

આ પૌરાણિક કથાનું મૂળ પ્રથમ બતાવેલા વૈદિક જ્યોતિર્લિંગના વર્ણનમાં આવી ગયું છે. આ બ્રહ્મા અને વિષ્ણુ વચ્ચેના પરસ્પર વિવાદનું તાત્પર્ય એ છે કે જ્યોતિર્લિંગના આસપાસ, ઉપર, નીચે કોઈ પણ તરફથી અન્ત નથી, વાસ્તવિક રીતે ગોળ અંડાકાર વસ્તુનો ક્યાંય પણ આદિ કે અન્ત હોતો નથી. દાખલા તરીકે પૃથ્વીનો ગોળો, રમવાનો દડો, વગેરે. આવા વિષયમાં નિરાકાર બ્રહ્મના બ્રહ્માંડરૂપ અંડાકાર સ્વરૂપમાં મૂત્રેન્દ્રિયની ભાવના કરવી, એ નરી મૂર્ખતા છે. આ વર્ણન એ સમયનું છે કે જ્યારે મનુષ્યસૃષ્ટિનું તો કહેવુંજ શું, પણ તે વખતે સ્થૂલ દૃશ્યમાન જગતનો પણ પત્તો નહતો. એટલે પૃથ્વી, જલ, તેજ વાયુ અને આકાશ, એ પંચ મહાભૂત પણ પેદા થયાં ન હતાં, તે સમયની આ શિવલિંગપૂજા છે.

## દેવદારૂ વનની કથા

૨—બીજી કથા-સ્કંદ, લિંગ, શિવપુરાણુ અને દેવી ભાગવતાદિમાં એવી છેઃ

"એક વાર દેવદારૂ વનમાં ઋષિલોકો યજ્ઞકાષ્ઠ (સમિધ) લેવા ગયા હતા ત્યાં પાછળથી શિવ ભગવાન્ ઋષિપત્નીઓના સમૂહમાં નગ્ન સ્વરૂપે ભીક્ષા માગવા પૂગ્યા. નગ્ન સ્વરૂપે જવાનું કારણુ એ છે કે,—

दृष्टुं स्त्रीणां च दौशील्यं साध्वीनां च तथा धृतिम् ।

कोतुहलावयौ गौरी देववदारुवनं शनैः ॥ શિવ પુ, ધર્મ સં. અ. ૧૦-૧૦૯.

અર્થાત્—દુષ્ટ સ્ત્રીઓનું દૌઃશીલ્ય (દુષ્ટ સ્વભાવ) અને પ્રતિવ્રતા સ્ત્રીઓની ધીરજની પરીક્ષા કરવા માટે શિવજી દેવદારુ વનમાં ગયા. તેમની પાછળ શ્રી પાર્વતીજી પણુ અનેક માતૃશકિતઓને સાથે લઇ ભીલડીનું રૂપ ધારણુ કરી, પાછળ ગયાં. શિવ ભગવાનનું દિગંબર રૂપ જોઇને ઋષિપત્નીઓ પોતપોતાના પતિઓને તજી, ભિક્ષા માગવા આવેલા યોગીની આસપાસ ટોળે વળી, એવી અનેક ચેષ્ટાઓ કરવા લાગી કે જેથી યોગી તેમની ઉપર મોહિત થાય. આમ કરવા છતાં પણુ આ યોગીનો પોતાની તરફ પ્રેમ ન જોઇને તેઓ સ્પષ્ટ શબ્દોમાં કહેવા લાગી કે, તમો (યોગી) અમારા ઘરમાં આવીને રહો. અમો આપની સર્વ પ્રકારે સેવા કરીશું. તમો યુવાન છો, તમારા જેવા પુરુષે સ્ત્રીઓની ઉપેક્ષા કરવી ન ઘટે, પ્રાપ્ત ભોગને તજવો, એ મૂર્ખતા છે. એટલે તમો આંખો મીચીને ભિક્ષા ન માગો. અર્થાત્ અમારી સામું જોઇને ભિક્ષા માગો. અમારા શરીરની સુન્દરતા, કોમળતા આદિ તરફ નજર કરો અને અમારી ઉપર કૃપા કરો. વગેરે.

આવી, અનેક પ્રકારે સ્ત્રીઓની ઘણી ઘણી વિનવણી થઇ, છતાં પણુ શંકર ભગવાને એ તરફ કાંઇ પણુ ધ્યાન ન આપતાં તેમને જે ઉત્તર આપ્યો છે તે એ ૧૦ મા અધ્યાયમાં ખાસ વાંચવા જેવો છે.

(આ યોગી રૂપ શિવનેસ્ત્રીઓએ શંકર સ્વરૂપે ન ઓળખતાં એક સાધારણ મનુષ્ય માન્યા હતા.)

યોગી શંકર કહે છે કે, "સૂર્યાસ્ત પહેલાં દિવસે માંસાદિ પદાર્થો વિનાનું ભોજન પૂર્વમુખ થઈ, એક વાર હું જમું છું, હું અખાદ્ય વસ્તુ ખાતો નથી, અપેય વસ્તુ પીતો નથી. કદિ હું કયાંય જમું છું તો દૂરથી મને એક ગ્રાસ અન્ન આપે, તથા આચમન કર્યા પછી બન્ને ગ્રાસ આપે; તેમાં ઘી દૂધ, શાક, ફળ, કદમૂળનો બનાવેલો, વાળ, જીવ, કે જંતુ વિનાનો એક ગ્રાસ એક સ્ત્રી મને દૂરથી ખાવા આપે. આ જમણો હાથ જ મારૂં ભોજનપાત્ર છે." મારી જોડે વાત કરવાની રીત એ છે કે, "ભૂમિ પર બંને ઘૂંટણુ ટેકવી, હાથ જોડી, नमोऽस्तु भगवन् ? એમ કહેવું. મારો અનાદર અને અપમાન કરવાથી પણ હું નિત્ય પ્રસન્ન રહું છું વૃક્ષોનાં કોતરોમાં કે ઘાટા જંગલમાં જ્યાં ત્યાં હું એકલો સુઇ રહું છું. (૧૪૯) (જો તમો એમ શંકા કરો કે "હું આવો વિરક્ત હોવા છતાં પણ આ ભીલડીઓનાં રૂપ ધારી સ્ત્રીઓને સાથે લઇને કેમ ફરૂં છું," તો તેના જવાબમાં કહેવાનું કે (શ્લોક ૪૨ માં કહ્યા મુજબ) હું સાક્ષાત્ પરમાત્મા છું અને આ ભીલડી રૂપી પ્રકૃતિ–માયા છે. જ્યારે હું સૃષ્ટિ રચવા ધારૂં છું ત્યારે આ માયા રૂપી અગ્નિમાં હું સંસારોત્પત્તિનું બીજ હોમું છું. જે કોઇ મારી પાસેથી જે કાંઈ ઇચ્છે છે તે મારા તરફથી જ્ઞાનવૈરાગ્યાદિની પ્રાપ્તિ કરે છે કે જેનાથી તે સાંસારિક દુઃખમાંથી નિવૃત્તિ પામી, સંતુષ્ટ અને સુખી થઇ, પૂર્ણ મનોરથ પ્રાપ્ત કરે છે. (૧૫૨) (તાત્પર્ય એ છે કે તમો મારી પાસેથી કામભોગની ઇચ્છા કરો છો તે હું પૂરી કરી શકું તેમ નથી, કારણ કે તે મારા વ્રતથી વિરુદ્ધ છે. હું તો કામનો શત્રુ છું, માટે બીજું કંઈ માગો)

આ ઉત્તર સાંભળી, સ્ત્રીઓ સંતુષ્ટ નજ થઇ અને હસીને યોગીની મશ્કરી કરવા લાગી. (૧૫૩) તેમણે તો યોગીને કહ્યું કે તું અમોને વ્યર્થ ઉપદેશ કેમ દે છે? જો તું એવો યોગી

નિર્વિકારી હો તો તું આ રૂપાળી ભીલડીને સાથે લઇને કેમ ફરે છે ? એવા જિતેન્દ્રિય તો એક મહેશ્વર જ છે. (આ વનવાસિનીઓને ખબર ન હતી કે આ યોગી પોતેજ મહાદેવજી છે અને સાથે ભીલડી એ પાર્વતી છે, જો એ વાત તેઓ પ્રથમથી જ જાણતી હતે તો તેમની કામવાસના ઝટ અદૃશ્ય થઇ ગઇ હોત, અને શિવજીને પગે પડી હોત. પરન્તુ આ દેખાવ ઉમામહેશ્વરને સંસારના ભલા માટે કરવો હતો, તેથી તેમને એથી અજાણ રાખ્યાં.)

યોગી–શિવજીને તેમણે આવી અનેક વાતોથી લલચાવ્યા છતાં પણ તેઓ તો આંખ આડા કાન કરી, ઘર ઘર માગવા લાગ્યા. સ્ત્રીઓ પણ નિર્લજ્જ થઇ, ભિક્ષા માગતા યોગીની પાછળ પાછળ જવા લાગી. આ વાતની ઋષિઓને ખબર પડતાં તેમને એ યોગીપર ક્રોધ આવ્યો. તેઓ, આ શિવ છે એમ ન જાણવાથી એમને મારવા લાગ્યા. (છતાં પોતે કંઈ ગભરાતા કે બોલતા નથી. ભીલડીઓ પણ આ બધું શાન્ત પણે જોયાં કરતી હતી.) શિવજી ત્યાંથી વસિષ્ઠ ઋષિને ત્યાં ગયા અને હે માતા ! ભિક્ષા આપ એમ કહી, ઉભા રહ્યા. અરુંધતીએ યોગીનું પુત્રભાવે સ્વાગત કરી, તેની પૂજા કરી. શિવે પ્રસન્ન થઇને તેને અખંડ સૌભાગ્યવતીનો અને તેના પતિને અજર અમર થવાનો વર દઇ આગળ ચાલ્યા. (આ વખતે પણ પેલા ઋષિ અને ઋષિપત્નીઓ શિવની પાછળ હતા.) છેવટે ઋષિઓએ શિવલિંગને ભૂમિ પર ખરી પડવાનો શાપ આપ્યો. અને તે નીચે પડતાં જ ઘણા જ યોજનના વિસ્તારવાળું તે જ્યોતિર્મય લિંગ વનરૂપી સતીના દેહમાં અદૃશ્ય થયું અને સર્વત્ર ગ્રહણ જેવો અંધકાર છવાયો. આ વખતે ઋષિઓનો ક્રોધ શાન્ત થઈ ગયો અને શિવજીને ઓળખી લઇ પ્રસન્ન કર્યા, અને તે વખતે આકાશવાણી થઈ જે, अग्निस्थं तद्द्विजातीनां हृदयस्थं तु योगिनाम् । અગ્નિસ્થ જ્યોતિર્મય શિવલિંગ બ્રાહ્મણોને વિશેષ પૂજ્ય છે અને યોગીઓને હૃદયસ્થ શિવલિંગ પૂજ્ય છે, સાધારણ મનુષ્યો માટે પાષાણાદિનું અને જ્ઞાનીઓ માટે સર્વવ્યાપી શિવલિંગ પૂજનીય છે. તે સર્વ કામના પૂર્ણ કરે છે. છેવટે—

सकामानां मुनीनां तु चापल्यं स्त्रीजनस्य च
पतिव्रतानां धैर्यं तु गृहस्थाश्रमिणां तथा ।
हास्यं नक्तव्रतानां तु दर्शयित्वा महीतले
सदरः सगणः पश्चात् तत्रैवान्तर्दधे हरः ॥ २१३–१५

અર્થાત્ આ રીતે શિવજીએ આ લીલા દ્વારા સકામ મુનિ અને તેમની સ્ત્રીઓની ચપલતા, ગૃહસ્થો અને પતિવ્રતાઓની ધીરજ અને પાપીઓની હાસ્યમય લીલા દેખાડી, સતી અને પોતાના ગણો સાથે યોગી, શિવજી ત્યાંથી અન્તર્ધાન થઇ ગયા. ૨૧૪.

## આ દેવદારૂ વનની કથાનું રહસ્ય

આ કથામાં કયાંય એવું લખ્યું નથી કે કોઇએ શિવનો મૂત્રેન્દ્રિય કાપી નાંખી. વળી યોગી આટઆટલો માર ખાવા છતાં મૌન રહે અને કાંઇ ન બોલે. એ બધું સ્થૂળ દેહધારીને માટે ઘટે ખરૂં ? વળી આ કથામાં એ પણ સ્પષ્ટ લખ્યું છે કે, શિવજીની જોડે ખુદ પાર્વતી તથા બ્રાહ્મી આદિ માતાઓ, અને પ્રમથ આદિ ગણો પણ હતા. વળી જ્યારે ઋષિઓના શાપથી લિંગ ખરી પડયું ત્યારે સર્વત્ર અંધકાર કેમ છવાઇ ગયો ? તેમ જ તેના નીચે પડવાથી યોગી અચેતન કેમ ન થયા ? મૂત્રેન્દ્રિય કાપ્યાથી કોઇ બેભાન ન થાય અને ત્રિલોકમાં અંધારૂં ફેલાવી શકે તેવી લીલા કોઇ મનુષ્ય બતાવી શકે ખરો ?

તાત્પર્ય એ છે કે, જે વખતે પુરૂષના હૃદયનાં અન્તર્મુખવૃત્તિ પ્રકટ થાય છે ત્યારે સ્ત્રીપુરુષના શરીરના ભેદ અને નગ્ન યા ઢંકાયેલ મર્યાદાનું બંધન દૂર થઇ જાય છે. અન્તર્મુખ દ્રષ્ટિવાળા પુરૂષની દ્રષ્ટિમાં નીચેથી ઉપર સુધીનું આખું શરીર મળમૂત્રનું બનેલું દેખાય છે, અને અન્તર્મુખ વૃત્તિ પણ નગ્ન આત્મજ્ઞાનનું સ્વાગત કરે છે, એમ આ કથામાં બતાવવામાં આવ્યું છે. જ્યારે બાહ્ય વૃત્તિઓના પતિ ગભરાઇ જાય છે. અને મનરૂપ ભ્રગુ આદિ ઋષિઓ ક્રોધાન્ધ થઈ શાપ દઈ બેસે છે, ત્યારે આત્મજ્ઞાન રૂપ શિવનું લિંગ–અર્થાત્ જડ અને ચેતનના અજ્ઞાનજન્ય બંધન તૂટી જાય છે, અને તુરીયા-

વસ્થા ઉત્પન્ન થાય છે. આ જડચેતનના વિભેદરૂપ લિંગ–આત્મજ્ઞાનની ઉપાસનાથી મનુષ્યની મુકિત થાય છે, એવો આ કથાનો આધ્યાત્મિક ભાવ છે. એમાં આકાશવાણીએ યોગીઓના અન્તરાત્માનો ધ્વનિ છે. આજે પણ સેંકડો ઉંચી વૃત્તિના પરમહંસો નગ્ન ફરતા જોવામાં આવે છે. હિન્દુઓમાં જ નહીં, પણ અન્ય જૈનાદિમાં પણ તેવા દિગંબર રૂપે વિચરનારા યોગીઓ છે. ખરા જ્ઞાનની પરીક્ષા જ ત્યાં છે કે, કોઇ પણ વિકારી ચીજ જોવાથી યોગીનું મન ચલિત થતું નથી. આ દારૂવનની કથામાં શિવજી કયાંય વિકારી બન્યા કે ખરાબ શબ્દ બોલ્યા હોય તેવું કયાંય જણાતું નથી, ઉલટું તેમનામાં વૈરાગ્ય, શાન્તિ અને ધૈર્યનો પરિચય થાય છે.

## શંકાસમાધાન

જો તમો ફકત આવી કથાઓમાં આવતા ભગ=યોનિ અને લિંગ શબ્દથી ઘૃણવાન થશો તો વેદમાં તો એ શબ્દો અનેક સ્થળે આવે છે, અને તે વાંચી તમે અમુંઝાશો. પરન્તુ તેમાં કયાંય મૂત્રેન્દ્રિયની ભાવના કોઇ વિદ્વાને કરી નથી. તે છતાં તમો જો તેવો દુરાગ્રહ કરશો તોજે કલંક શિવપુરાણાદિ ઉપર લગાડશો તે જ કલંક વેદ ઉપર પણ આવશે. કેટલાક વળી એવી શંકા કરે છે કે, "પાર્વતીએ શિવલિંગને યોનિમાં ધારણ કર્યું." આમ કહેવું તે પણ અસત્ય છે. આ પ્રકરણમાં એવું કયાંય પણ લખ્યું નથી. ઉલટું પાર્વતીરૂપ માયા સ્વતઃ યોનિ રૂપ બન્યાં, એટલું જ છે. અહિ લિંગ તે જયોતિર્લિંગ છે, જો મૂત્રેન્દ્રિય હતે તો તે સંસારને ભસ્મ કેમ કરત ?

બીજી શંકા એ કરે છે કે, "મહાદેવ દિગંબર–નગ્ન થઇને સ્ત્રિઓ પાસે કેમ ગયા ?" તેનો ઉત્તર એ છે કે, શંકર સદાકાલ દિગંબર રહે છે, કેવલ દારૂવનમાંજ દિગંબર આવ્યા ન હતા, મોટી મોટી સભાઓમાં પણ તેઓ દિગંબર જાય છે. શંકર કંઇ પ્રવૃત્તિ-માર્ગના ગુલામ નથી, કે મોટા મોટા વૈભવ રાખે ? તેઓ તો યોગી હોઇ નિવૃત્તિમાર્ગની પરાકાષ્ઠાએ પૂગેલા છે. નિવૃત્તિમાર્ગવાળાઓને

પ્રકૃતિની સુન્દર ચમત્કૃતિ પણ લોભાવી શકતી નથી. તેમને પરસ્ત્રી માતા સમાન, સોનું ધૂળ સમાન છે અને સર્વ ભૂતોમાં આત્મવત્ ભાવ હોય છે, નિવૃત્તિમાર્ગીની ઉપર સ્ત્રી રૂપ માયાનો પ્રભાવ જ પડતો નથી. તેથી નગ્ન રહેવામાં તેમને કંઈ દોષ દેખાતો નથી. ફક્ત પ્રવૃત્તિમાર્ગીઓ જો નગ્ન રહે તો તેને માટે જ શાસ્ત્રમાં નિષેધ કરાયો છે. એથી શિવજીને માટે ઉચ્ચારેલ "વેદમાર્ગનો લોપ કરનાર તું કોણ છે?" એ શબ્દો શંકરને ઋષિઓ ઓળખી શક્યા ન હતા તેથી બોલ્યા હતા. તેનું પણ કારણ એ છે કે, शिवमायाविमोहिताः ઋષિઓ શિવની માયામાં મોહિત થયા હતા. જ્યારે શંકર તો ત્રૈગુણ્યથી વિરહિત માર્ગમાં વિચરનારા છે, તેમને માટે કોઇ વિધિનિષેધ જ હોતા નથી. શ્રીકૃષ્ણે પણ અર્જુનને કહેલું કે, "વેદો ત્રિગુણોનું પ્રતિપાદન કરે છે, માટે તું (નિસ્ત્રૈગુણ્યથા) निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः ॥ વર્ત.

કેટલાક શંકા કરે છે કે, "ઋષિપત્નીઓ શંકરને વળગી પડી," એ આક્ષેપ પણ નિર્મૂલ છે. યોગીને જોઈ સ્ત્રીઓ જાતે જ આપસ-આપસમાં આલિંગન કરી, પ્રસન્ન થઇ, એમ લખ્યું છેઃ

परस्परं तु संघर्षात् संभ्रमास्ता स्त्रियस्तदा ॥ १२ ॥ શિવ. કોટિ અ. ૧૩.

વળી કેટલાક લોક શંકા કરે છે કે, "ઋષિઓએ ક્રોધમાં આવી મહાદેવને શાપ દીધો અને શંકરનું લિંગ કપાઇને જમીન પર પડી ગયું."

અહિં આ અજ્ઞાનીઓ એમ સમજતા હશે કે ઋષિઓના શાપથી શિવની મૂત્રેન્દ્રિય કપાઇને પડી ગઈ. પરંતુ અહિં તેમ સમજવામાં તેમની મોટી ભૂલ છે. અહિં મૂત્રેન્દ્રિય પડી ગઇ નથી; પરંતુ શંકરના હાથમાં જે લિંગ હતું તેને ઋષિઓનો શાપ થયો અને તે જ પડી ગયું. શ્રી શંકર હાથમાં લિંગ રાખે છે, એ વાત મહાનન્દા વેશ્યાની કથાથી સ્પષ્ટ થાય છે. જે વખતે મહાનન્દાને ત્યાં શંકર ગયા છે ત્યારે પોતાના હાથમાંનું રત્નમય લિંગ लिंगं रत्नमयं तस्य हस्तात्पतितमब्रवीत्। (શિવ પુ૦

શતરુદ્રિય અ—૨૬, ૨૭,) તેને આપ્યું અને કહ્યું કે આને તું સુરક્ષિત રાખજે. ત્યાં પણ શંકરના હાથમાં એક રત્નનું લિંગ હોવાનું લખ્યું છે. અને તે જ લિંગને નીચે પડવાનો શાપ થયો હતો અને તે જ લિંગ જમીન પર પડી ગયું હતું, કંઈ મૂત્રેન્દ્રિય પડી ન હતી. તેમાં પ્રમાણ એ છે કે શાપ લિંગ પડવાનો થયો છે, કપાઇને પડવાનો શાપ થયો નથી. જ્યારે મૂત્રેન્દ્રિય કદિ પણ કપાયા વિના નીચે પડતી નથી. "કપાઇને પડ્યું," એવો એકે શબ્દ આ કથામાં નથી. શિવપુરાણની ટીકા કર્તા સ્વ. પં. જ્વાલાપ્રસાદ મિશ્રે આ હાથમાંના લિંગને જ્યોતિ મર્યલિંગના નામે સ્પષ્ટ રીતે પ્રતિપાદન કર્યું છે. તેથી તેને મૂત્રેન્દ્રિય કેમ જ મનાય? આવી નિંદ્ય ભાવનાની આ કથામાં છાયા પણ જણાતી નથી. વિશ્વેશ્વર સંહિતામાં જ્યાં આગળ શિવનાં લિંગોનું વર્ણન છે, ત્યાં પણ મૂત્રેન્દ્રિયનું ગ્રહણ કર્યું નથી. તેથી આ લિંગ જળહળતું રત્નમય જ્યોતિર્લિંગ જ હતું, એમ સ્પષ્ટ થાય છે.

વળી અન્ય પુરાણની કથા પ્રમાણે જ્યારે આ લિંગ પૃથિવી ઉપર પડ્યું ત્યારે તેના પડવાથી પૃથ્વી ઉપર આગ લાગી અને તે લિંગ સમગ્ર પૃથ્વી, સ્વર્ગ, પાતાળ માં ઘૂમતુ બ્રહ્માંડને ભસ્મ કરવા લાગ્યું. તો શું આવી શક્તિ કોઈ પોતાની મૂત્રેન્દ્રિયમાં ધરી શકે ખરો? ખરી રીતે તો તે એ જ તેજોમય જ્યોતિર્લિંગ છે કે જેનું વર્ણન અગ્નિત-ત્વદ્વારા વિદ્યેશ્વર સંહિતા નાં લિંગોમાં કર્યું છે. તેમ છતાં તેને વિધર્મી અને આર્યાભાસોના કહેવાથી મૂત્રેન્દ્રિય માની લેવું, એ પોતાની આસ્તિકતા, વિદ્યા, બુધ્ધિ અને વિચારશક્તિને તિલાંજલિ દેવા બરોબર છે.

## શિવલિંગપૂજા અનાદિ છે

કેટલાક એવી શંકા કરે છે કે જ્યારે મહાદેવનું લિંગ કપાઇ નીચે પડી ગયું અને તે પાર્વતીની યોનિમાં સ્થાપિત કરવામાં આવ્યું અને જ્યારથી આ લિંગ જલાધારીથી ચારે કોર ઘેરાયું ત્યારથી આ શિવલિંગપૂજા ચાલુ થઇ. આમ કહેવું, એ પણ પોતાની નરી અજ્ઞાનતા છે. શંકરનું પૂજન તો અનાદિ છે, જેને એ વિષયમાં શંકા થાય તેણે અથર્વ

વેદ કાંડ ૧૧ અ. ૧ સૂ. ૨ માં ૧૮મંત્રો જોઈ લેવા.

ઋગ્વેદમાં પણ તે જ પૂજા अर्चत प्रार्चत प्रियमेघासो अर्चत अर्चन्तु पुत्रक ઈ. ૬–૫–૫૮–૮ માં જોઈ શકાય છે.

નિરાકારવાદી જોડે શાસ્ત્રાર્થ કરતાં આદ્ય જગદ્ગુરૂ શંકરાચાર્ય કહે છે કે—

अथ ब्रह्मावतारस्य शिवस्योपासनं श्रुतौ ।
प्रोक्तं तस्य निरासो नो कर्तुं केनापि शक्यते ॥

બ્રહ્માના અવતાર અને શિવનું ઉપાસન વેદમાં જે કહ્યું છે તેનું ખંડન કરવાની કોઈની તાકાત નથી. અર્થાત્ આ કથામાં એવું કયાંય પણ એવું લખ્યું નથી કે આજથી શિવલિંગપૂજા ચાલુ થઈ. આ લિંગ પાર્વતીએ યોનિમાં ધારણ કર્યું, એમ કહેવું કે લખવું એ શિવપુરાણના કથનથી વિરૂદ્ધ કલ્પના છે. શિવપુરાણમાં તો गिरिजां योनिरूपां च ગિરિજા પાર્વતી યોનિરૂપા બન્યાં. અર્થાત્ સંસારની ઉત્પન્ન અને પ્રલયની શકિતને ધારણ કરી ગિરિજાએ બાણરૂપ પંચ તત્ત્વાત્મિક સ્વરૂપ ધારણ કર્યું. તેમાં આ તેજઃપુંજ લીન થઈ સ્થિર થયો, એવું કથન છે. આજ પણ એ જોવામાં આવે છે કે, વિજળીરૂપ તેજઃપુંજ પંચતત્ત્વોમાં વ્યાપક છતાં પણ જલ અને પર્વતોમાં તે અધિક રૂપે જોવામાં આવે છે.

## શિવ અને મોહિની

કેટલાક લોકો એવી શંકા કરે છે કે, શિવજી મોહિનીનું રૂપ જોઈ તેની ઉપર આસકત થઈ, તેની પાછળ દોડયા. દોડતાં દોડતાં શંકરનું વીર્ય હેઠું પડયું અને તેનાથી ચાંદી અને સોનાનાં ક્ષેત્રો બન્યાં. આવી અનેક પુરાણોમાં કથા છે. આ કથામાં કેવળ રૂપકાલંકાર છે. જે કથા વેદમંત્રના पिता यस्त्वां दुहितरम घिष्कन् આ મંત્રમાં વર્ણવેલી છે, તેનો અભિપ્રાય પ્રકૃતિ ઉપર બ્રહ્મની આસકિત અને આ કાર્યથી સંસારની ઉત્પત્તિનું વર્ણન છે, એ છે. એ જ ગંભીર વિષયને અહિં ઇતિહાસના રૂપે લખ્યો છે. તેના સાદૃશ્ય માટે જુઓ (૧) પ્રમાણ શતપથ કાંડ ૧૦ અ. બ્રા. ૭ કં. ૪ માં છે. તેમાં

"પ્રજાપતિ પોતાની દુહિતાની પાછળ ચાલ્યા. અહિં દ્યુને પ્રજાપતિ અને ઉષાને પ્રજાપતિની પુત્રી માની છે. દ્યુરૂપ પ્રજાપતિ ઉષા રૂપ પુત્રીની પાછળ ચાલ્યા. ઉષાની પાછળ દોડતાં પ્રજાપતિનું વીર્ય પડ્યું અને તેનાથી સૂર્ય ઉત્પન્ન થયો. આ શ્રુતિ સંસારોત્પત્તિનું માત્ર ઉપલક્ષણ છે, અર્થાત્ પ્રકૃતિએ અનેક રૂપ ધારણ કર્યાં તે અનેક રૂપોની પાછળ પ્રજાપતિ અનેક રૂપેથી દોડયા અને ત્યારે સંસારનાં અનેક પદાર્થ ઉત્પન્ન થયા.

આ મોહિનીની કથામાં પ્રકૃતિને મોહિની નામે લખી છે અને પ્રજાપતિને શંકર રૂપ લખ્યા છે. પ્રજાપતિ શંકર પ્રકૃતિ રૂપ મોહિનીની પાછળ ભાગ્યા અને તેનાથી સોનું અને ચાંદીની ઉત્પત્તિ થઇ. ટૂંકમાં સમસ્ત સંસારની ઉત્પત્તિ થવાનો એ જ માર્ગ છે કે પ્રકૃતિ ઉપર પુરુષની દૃષ્ટિ પડે, એટલે ત્રીજો પદાર્થ ઉત્પન્ન થાય જ છે. ટુંકમાં લખવાનું કે જે વાત વેદમાં છે તે જ શ્રીમદ્ભાગવતાદિમાં છે. તેમાં અશ્લીલતાનો ગંધ પણ નથી. આવા રૂપકાલંકારની કથાઓ પુરાણોમાં ઘણીએ છે. જેવી કે પુરંજન અને પુરંજનીનું આખ્યાન, ત્રિપુરાસુરની કથા, વગેરે.

મોહિની એ વિષ્ણુની શકિત છે. શંકરે વિષ્ણુને આગ્રહ કર્યો કે આપ મને મોહિની શકિત દેખાડો, અને તે એમણે તેમનેદેખાડી. એમાં ભલા અશ્લીલતા શી જણાઈ? શું નિર્ગુણ નિરાકાર ઈશ્વર સંસારનાં સમસ્ત સ્ત્રીપુરુષોને રોજ નાગાં જોતા નથી? पश्यत्यचक्षुः તે સર્વવ્યાપક હોવાથી વિના ચક્ષુએ પણ સર્વને સર્વ રીતે જુએ છે. ચાંદી, સોનું ઉત્પન્ન કરવા માટે શંકર મોહિનીની પાછળ દોડયા, એમાં દોષ શો આવ્યો? અગાઉ લખ્યા પ્રમાણે સ્મૃતિમાં કહેલા વિધિનિષેધ ઈશ્વર ઉપર લાગુ પડતા નથી, એમ શ્રીકૃષ્ણની પણ આવી જ રીતની રાસલીલા કુબ્જાવિહારાદિની અનેક કથાઓથી જણાય છે.

## દારૂવનની કથાનું તાત્પર્ય

(૧) શાન્તાત્મા, નિર્વિકાર, અને માનાપમાનમાં તુલ્ય પુરૂષ જ જ્ઞાનીપદનો અધિકારી છે. જેવી રીતે ઋષિપત્નીઓના હજારો પ્રયત્ન

છતાં શિવ જરા પણ ચલિતચિત્ત ન થયા, તેમજ સેંકડો ઋષિઓએ આ યોગીનું અપમાન કર્યા છતાં અને શાપ આપ્યા છતાં પણ તેણે બદલો લેવાની કે સામો શાપ આપવાની પણ ઇચ્છા ન કરી.

( ૨ ) જે લોકો સ્ત્રીપુરૂષના રૂપલાવણ્ય ઉપર મુગ્ધ થઈ જાય છે તો તે પછી ગમે તે મોટા ઋષિની પત્ની હોવા છતાં તે પતિવ્રતા કહેવાય નહીં.

(૩) કોઇ પણ પ્રસંગ આદ્યન્ત સમજ્યા વિના સહુસા કંઇ ને કંઇ કરી બેસવું તે એક જીદગી સુધી પસ્તાવાનું દ્વાર છે, નિરપરાધિને દંડ દેવો અને અપરાધિને સબંધિના હાવાથી છોડી દેવો, એ મહાન્ અન્યાય છે, એ ઋષિઓના આ વ્યવહારથી સ્પષ્ટ થાય છે.

૪—પૂર્ણ પતિવ્રતા સ્ત્રી એ છે કે જે પોતાના કદરૂપા, વૃદ્ધ પતિને સર્વસ્વ સમજે છે. તે વિનાના સંસારના સમગ્ર રૂપ લાવણ્યવાળા યુવાનો તેણીને પુત્રરૂપે જ દેખાય છે. આ ભાવ યોગીના અરૂન્ધતી જોડેના વ્યવહારથી જણાઈ આવે છે. પતિવ્રતા અનસૂયાએ પણ ત્રિદેવોને પોતે માતૃરૂપા થઈ પુત્રભાવે જોયાની કથા છે.

પ- અતિથિસેવાનો આદેશ એ છે કે પોતાના દ્વારે આવેલ પુરૂષનો ગમે તે વેષમાં, "કોણ જાણે કયા રૂપમાં નારાયણ મળી જાય," એ ઉકિત અનુસાર દ્વારે આવેલા અતિથિનો ઇશ્વરની પેઠે સત્કાર કરવો જોઇએ. આ શિક્ષા અરૂંધતી અને વસિષ્ઠના વ્યવહારથી પ્રાપ્ત થઈ શકે છે.

શિવજી તો નિર્વિકાર, શાન્ત અને કામદેવના શત્રુ છે, તેનું સ્વરૂપ વૈરાગ્ય, શાન્તિ, જ્ઞાન, કૃપા અને શકિતનું પ્રતીક છે. તેઓ સર્વેશ્વર છતાં ભિક્ષુક અને સ્મશાનવાસી છે, વર્ણે ગૌર છતાં અંગે ભસ્મ લગાવે છે, અર્ધનારીશ્વર છતાં ઊર્ધ્વરેતા છે, ધનાધીશ કૂબેર તેનો સેવક છે, છતાં ભિક્ષુક વેષે રહે છે, સવિષ છતાં અમૃતરૂપ છે, શબમુંડવાળા છતાં પાવનકર્તા છે, ભવ છતાં ભવાન્તક છે, વિષમ નેત્રવાળા છતાં સમદૃષ્ટિ છે. શંકરના આવા સ્વરૂપને દર્શાવતી અને ઉત્તમ ભાવવાળી કથાને અશ્લીલ કહેવી અને શિવલિંગપૂજાને અનાર્ય પૂજા કહેવી, એ તેમ કહેનાર જાતેજ

પોતાની અનાર્યતા જણાવે છે. અહિં કંઇ શિવલિંગ શબ્દનો અર્થ મૂત્રેન્દ્રિય નથી, પણ સૃષ્ટિની આદિમાં ઉત્પન્ન થયેલું બ્રહ્મનું અંડાકાર રૂપ છે, કે જેનાથી આ સચરાચર જગત્ ઉત્પન્ન થયું છે, એ અને શિવલિંગ એ એક જ સ્વરૂપે છે. નિરાકાર બ્રહ્મમાં હાથપગ આદિની કલ્પના કદિ પણ થઇ શકતી નથી. માટે તેની (૦)શૂન્ય માફક અંડાકાર પ્રતિમા રૂપેજ ઉપાસના કરવી જોઇએ.

## જ્યોતિર્લિંગનું સ્વરૂપ

અગાઉ જ્યોતિર્લિંગના સંબંધમાં તેનું તાત્ત્વિક સ્વરૂપ કહેવાઇ ગયું છે તે સંબંધમાં વિશેષ વર્ણન લિંગપુરાણ(૧-૧૭) માં છે. તેમાં એમ સ્પષ્ટલખ્યું છે કે અગ્નિ એટલે જ્યોતિ, અને લિંગ એટલે ચિહ્ન, 'જ્યોતિર્લિંગ' એટલે જ્યોતિનું ચિહ્ન, એ જ શિવ અથવા રૂદ્ર છે. અગ્નિકુંડમાં પણ એ જ ભાવના છે. આ એક શિવનું નિર્ગુણ સ્વરૂપ છે.

आयोर्हस्कंभ उपमस्यनीले पथां विसर्गे धरणेषु तस्थौ। ઋગ્વેદ ૧૦-૫-૬

આમ વેદોમાં શિવને અગ્નિ રૂપ માનેલા છે. અગ્નિની જ્વાળાનું ચિહ્ન ઉભું લંબગોળ જેવું હોય છે. તેથી શિવની અંડાકાર મૂર્તિઓ પણ ઉભી લંબગોળ કરવામાં આવે છે. વળી જો શિવલિંગને મૂત્રેદ્રિન્ય, માનશો, તો શાલિગ્રામ શિલાને પણ તેમાંના છિદ્રને લીધે યોનિરૂપ માનવી પડશે. પણ ખરી રીતે તે બંનેય બ્રહ્મ અને પ્રકૃતિરૂપે છે. પુંડરીક વિઠ્ઠલનાથજીના શિર ઉપર અંગુષ્ઠ માત્ર પ્રમાણમાં શિવલિંગ વિરાજે છે, એ સર્વવિદિત વાત છે, અને તેનું પૂજન પુરૂષસૂકતથી થાય છે અને અભિષેક રૂદ્રસૂક્ત नमस्ते रुद्र मन्यव: એ અધ્યાયથી થાય છે. એટલે કે શિવ, વિષ્ણુ, હરિકૃષ્ણ હરિહર, આદિએ એકજ સ્વરૂપે છે. બ્રહ્મોત્તર ખંડમાં ગોપો પ્રત્યે મહાદેવનું કહેવું છે કે, હું તમારા વંશમાં અવતાર ધારણ કરીશ, એથી શ્રીકૃષ્ણ એ મહાદેવનો અવતાર છે. મહાભારત અનુશાસન પર્વ અ. ૧૭ માં તંડીઋષિકૃત શિવસહસ્રનામમાં ૧૨૮ માં कृष्णरूप: એમ સ્તવેલ છે, એટલે કૃષ્ણ અને શિવ એકજ સ્વરૂપ છે. જો લિંગનો અર્થ મૂત્રેન્દ્રિય કરશો તો ગયામાં આજે પણ ગદાધર શ્રી વિષ્ણુનું લિંગરૂપે જ દર્શન થાય છે તેને પણ શિવદ્રોહીઓએ મૂત્રેન્દ્રિય માનવી પડશે.

## શિવલિંગપૂજાની જગતભરમાં વ્યાપકતા

આજે હિન્દુસ્થાનમાં કોઇક જ એવું ગામ બાકી હશે કે જેમાં શિવાલય નહી હોય. અને આજે પણ પ્રતિવર્ષ સેંકડોની સંખ્યામાં નવાં શિવાલયો બંધાતાં જાય છે અને કરોડોની સંખ્યામાં હિન્દુઓ તે શિવલિંગનાં દર્શનપૂજનાદિ કરે છે.

શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં તથા રામાયણ, મહાભારત, હરિવંશાદિમાં સેંકડોની સંખ્યામાં આ શિવલિંગનાં માહાત્મ્યો વર્ણવાયાં છે, તે બધાં શું અનાર્યપ્રણીત છે? તેમ જ તેને માનનારા તેમ જ હજારો કે લાખો વર્ષનાં જૂનાં શિવાલયોને બંધાવનારા, અને તેના દર્શનપૂજનાદિ કરનારા રાજા, મહારાજા અને પ્રજાઓ શું અનાર્ય અને મૂત્રેન્દ્રિયની પૂજા કરનારા હતા અને છે ? કે પછી વેદાદિના પ્રમાણ વિના એવું કહેનારા જાતે અનાર્યો છે, તેનો વિચાર તો સુજ્ઞ જનો જ કરશે. શ્રીરામચંદ્રને રાવણ અને શ્રીકૃષ્ણને શિશુપાલ ગાળો દેતા દેતા મરી ગયા, પણ તેમને કોઇએ પૂજ્યા નથી, પણ શ્રીરામ, શ્રીકૃષ્ણાદિને જ લોકોએ પૂજ્યા છે. અને આજે પણ પૂજે છે. તેમ જ દેવાધિદેવ–મહેશ્વરની નિન્દા કરનારા દક્ષ પ્રજાપતિ વગેરે ઘણા શિવદ્રોહીઓ થઇ ગયા પરંતુ તેમને કોઇએ કયાંય પૂજ્યા નથી. ઉલટા સર્વ દેવો કરતાં એકલા હિન્દુસ્તાનમાં જ નહીં, પરંતુ વિદેશોના ખૂણે ખૂણામાં પણ મોટે ભાગે શિવાલયોમાં મહાદેવ જ પૂજાતા આવ્યા છે અને પૂજાય છે. ભલભલા વૈષ્ણવો પણ તેનું પૂજન તેમ અભિષેકાદિ કરાવે છે. આજે પણ યુરોપ, આફ્રિકાદિમાં અનેક શિવાલયો બંધાયાના સમાચાર વાંચવામાં આવ્યાં કરે છે.

## શિવલિંગપૂજાની ઐતિહાસિક પ્રાચીનતા

મોહેન જોદેરોના અને હરપ્પાના ખોદકામમાંથી તથા બલુચીસ્તાનમાંથી અતિ પ્રાચીન કાલની હજારો વર્ષ પૂર્વની શિવલિંગ અને જલાધારીઓની નાની મોટી આકૃતિઓ મળી આવી છે. આ આકૃતિઓ ઉપરથી સર જોન માર્શલે હજારો વર્ષથી સિન્ધુસંસ્કૃતિવાળી પ્રજામાં શિવલિંગ–પૂજા પ્રચલિત હોવાનું જણાવ્યું છે.

કાશીપુરીનિવાસી બાબુ શિવપ્રસાદે આખી દુનીયાની મુસાફરી કરી, पृथ्वीप्रदक्षिणा નામનું એક પુસ્તક લખ્યું છે, જે ૧૫) રુપીયામાં કાશીની " જ્ઞાનમંડલ " સંસ્થા તરફથી વેચાતું મળે છે; તેમાં તેના લેખકે હિન્દુસ્તાનની બહારના દેશોનાં કેટલાંક શિવાલયોનું તેના ફોટાઓ સાથે વર્ણન આપ્યું છે; એ વર્ણન વાંચવાથી વિદેશોમાં પણ કયાં કયાં આગળ શિવલિંગપૂજા થતી હતી તેની ખાત્રી થાય છે. આ વિષયના મેં પણ એવા અનેક લેખો તે તે દેશોનાં નામો સાથે જાહેર વર્તમાન પત્રોમાં લખી, શિવલિંગપૂજાની વ્યાપકતા અને પ્રાચીનતા વર્ણવી છે, જેઓ તે જાણવા માગતા હોય તેને તે વિષયનાં પુસ્તકલેખાદિ બતાવવા હું તૈયાર છું.

"શારદા" નામના એક ગુજરાતી માસિકમાં જણાવેલું છે કે માળવા પ્રાન્તમાં આગર નામના શહેરથી દોઢેક માઈલ છેટે વજનાથ મહાદેવનું શિવાલય છે. ત્યાં એક અંગ્રેજ કર્નલ માર્ટીને અને તેની પત્નીએ મહાદેવના ચમત્કારથી મુગ્ધ થઈ એક વૈજનાથનું વિશાળ શિવાલય બંધાવી, તેમાં શિવલિંગનું સ્થાપન કર્યું છે. તે દેવળના દ્વારની સામે એક સ્થંભ ઉપર એવો લેખ છે કે "કર્નલ માર્ટીન સાહેબ બહાદૂરના હુકમથી દફેદાર પ્યારેલાલ હ. મીર્ઝા ભગ્ગાજી સંવત્ ૧૯૩૯, ઇ. ૧૮૮૨ ઓગસ્ટ." આ શિવના મંદિરનો ફોટો અને તેનું વર્ણન "શારદા"માં પૃ. ૮૭૩ થી ૮૭૫ માં "એક અંગ્રેજ મહિલાની શિવભક્તિ" શીર્ષકમાં વાંચવા જેવું છે.

## શિવલિંગનું સ્વરૂપ

હવે હું સંક્ષેપમાં શિવલિંગનું સ્વરૂપ કહું છું કે જેના વિજ્ઞાન માત્રથી મનુષ્ય મુકત થાય છે. **शिव एव स्वयंलिङ्गं लिङ्गं गमकमेव च । शिवेन गम्यते सर्वं शिवो नान्येन गम्यते ॥**

નિરંજન, નિરાકાર, નિરવયવ શિવ પોતે જ લિંગ રૂપ છે. "લિંગ એટલે જ્ઞાપક" શિવ પોતે સ્વપ્રકાશ ચિદ્રૂપ હોવાથી સર્વ જડવર્ગના જ્ઞાપક છે, પણ તે પોતે બીજા જડવર્ગથી જ્ઞેય નથી.

જો સાક્ષાત્ પરમેશ્વર શિવ સ્વપ્રકાશ ચિદ્રૂપ ન હોય તો તેનું શિવપણુંજ હોઇ શકે નહીં.

ભગવતી શ્રુતિ મહેશ્વરને સ્વયંજ્યોતિ: સ્વપ્રકાશ, કહે છે. અને તેની ચૈતન્યજ્ઞાનશકિતથી આ સર્વ જગત્ ભાસમાન થાય છે, એમ જણાવે છે.

શિવનું લિંગ તે શિવલિંગ, એમ કેટલાક કહે છે. પરન્તુ સ્વયંપ્રકાશ શિવનું લિંગ (જ્ઞાપક) એમ કહેવું યોગ્ય નથી, કેમકે શંભુ પોતેજ સર્વના જ્ઞાપક છે.

જેમાંથી આ સર્વ પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે તેથી તે ચિદાકાશ શિવનું લિંગ છે. અને તે જ પરમશિવ છે.

**शिवस्य लिङ्गं कथयन्ति केचिद्बहुप्रकारं व्यवहारदृष्टया ।**

છતાં પણ કેટલાક વ્યવહારદૃષ્ટિથી શિવના લિંગનું બહુ પ્રકારનું વર્ણન કરે છે.

યોગિઓ જેવા જેવા ભાવથી શિવનું ધ્યાન કરે છે, તેવા તેવા ભાવનું તે લિંગ કહેવાય છે અને તે લિંગ વ્યક્ત (વ્યાકૃત) અવ્યકત (અવ્યાકૃત) અને ઉભયાત્મક એમ ત્રણ પ્રકારનું છે. વ્યકત એ સકલ છે. અવ્યકત એ નિષ્કલ છે અને જ્ઞાનજ્યોતિર્મય લિંગ એ વ્યકતાવ્યકત કહેવાય છે.

સર્વ દેવોએ નમસ્કાર કરેલા મહાદેવ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવા માટે (લિંગ-નિરવયવ સૂચકમાં) પ્રગટ થાય છે. માટે નિત્ય-શિવલિંગનું પૂજન કરવું. **आकाशं लिंगमित्याहुः पृथिवि तस्य पिण्डिका । आलयः सर्वभूतानां लयनाल्लिङ्गमुच्यते ॥**

આકાશ એ લિંગ સ્વરૂપ છે. પૃથ્વી તેની પીંડી–થાળું છે, અને પ્રાણીમાત્ર તેનામાં પ્રલયકાળમાં લીન થાય છે, માટે તે લિંગ કહેવાય છે.

જે લિંગને દેવો પણ નમસ્કાર કરે છે તેનો દ્વેષ કરનારા પુરૂષની સાથે વાત કરનાર પણ નર્કમાં જાય છે. **लिंगे तु पूजिते सर्वमर्चितं स्याच्चराचरम् । तस्मात्सदार्चनं कार्यं लिंगस्य सुमहात्मनः ॥**

હે મહાત્માઓ ! લિંગના પૂજનથી આ સચરાચર જગત્ (સર્વ દેવો સાથે)નું પૂજન થઇ જાય છે માટે હમેંશા તે સદાશિવ-લિંગનું અર્ચન કરવું જોઇએ.

---

# શ્રી. હરિહરની વાસ્તવિક એકરૂપતા

## નરસિંહ મહેતા શ્રી હરિહરને એકરૂપ માનતા હતા.

નરસિંહ મહેતા નાગર અને જન્મથી શિવભકત હતા. શ્રી સદાશિવેજ તેમને શ્રીહરિનો મેળાપ કરાવ્યો હતો. તેઓનું નવમું પદ વાંચવા જેવું હોવાથી હું નીચે ટાંકું છું:—

"જે રસ શંકર કોઈ દિન દેખે, હું ઝીલી રહ્યો છે માંહે,
મહારસમાં મહાલીઓ, તે શંભુ કેરી સહાયે.
કૃપા હવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ.
રંકને રિધિપતિ કીધલો, કાપ્યો તે ભવપાશ.
અનાથ હુંને સનાથ કીધો, પાર્વતીને નાથ.
દિવ્ય ચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.
તેના તે ચરણપ્રતાપથી, પામ્યો પ્રેમનિધાન,
પછી 'ગોપેશ્વરનાથનું', અવની પર શું કરૂં ગાન.'
ઇત્યાદિ.

નરસિંહમહેતા કહે છે કે ગોપેશ્વર મહાદેવનાં દુનિયામાં હું શાં શાં ગુણગાન કરૂં ?

"હેત જાણી પોતાના માટે, મહાદેવ વચન બોલ્યા તે વાર.
નરસઈઆ આ લીલા ગાજે, જે કીધી કૃષ્ણાવતાર,
તે દિનનો તે લીલા ગાઉં, સાંભળ્ય ભીમ કહું એ ભેવા,
ગુરુ મળ્યા મને મહાદેવા;

( દિ. બ. હરગોવિંદદાસ કાંટાવાળાની હારમાળા પદ ૭મું )

"રામજીના સેવક હોય સમદષ્ટિ, તે કોને નવ કહે માઠું રે,
રામકૃષ્ણમાં અન્તર શાનો, જ્ઞાન તારૂં કયાં નાઠું ?
ઇત્યાદિ

(હારમાળા પદ ૧૪ મું.)

"શંકર ત્રુઠે રે, તેહને ભોળો શંકર ત્રુઠે રે;
ગોપેશ્વર ગોકુલની લીલા, તે દેખાડી મુજને રે.

ધન્ય ભાભીએ વચન કહ્યું તો, હું ભેટયો ભૂધરને રે;...
ધન ભાગ્ય તે ઉભો નિરખું, શ્રી સદાશિવ ચરણે રે.
**ગંગાધરમાં ને ગોકુલપતિમાં, જે કોઇ જાણે ભેદ રે,**
**ભણે નરસૈયો વૈષ્ણવ નહીં તે, અધમ જાતિ કહે વેદ રે.**

નરસિંહ મહેતે છેલ્લા પદમાં ગંગાધર અને ગોકુલપતિમાં જે વૈષ્ણવ ભેદ જુવે છે તે અધમ જાતિનો છે એવો, વેદનો નિશ્ચિત મત દર્શાવ્યો છે.

---

## શિવલીલાઃ શિવજીએ માટીની મૂર્તિ ધારણ કર્યાનું કારણ,

**अत्तुं वांछति वाहनं गणपतेराखुं क्षुधार्तः फणी**
**तं च क्रौञ्चपतेः शिखी गिरिसुतासिंहोऽपि नागाननम् ।**
**गौरी जन्हुसुतां हिनस्ति च कलानाथं कपालानलो**
**निर्विण्णः स शिवः कुटुम्बकलहान्मूर्तिं दधौ मृन्मयीम् ॥**

શંકરના ગળાનો સર્પ ભૂખ્યો થઇને ગણપતિના વાહન ઉંદરને ખાવાની ઇચ્છા કરે છે, ત્યારે તે સર્પને કાર્તિક સ્વામીનું વાહન મોર ખાવાને ઇચ્છે છે, પરંતુ તે મોરને પણ પાર્વતીજીનું વાહન સિંહ ખાઈ જવા ઈચ્છા કરી રહ્યો છે. ગૌરી—પાર્વતીજી જન્હુપુત્રી—જાહ્નવી—ગંગાજીનો અને કપાલનો અગ્નિ ચન્દ્રનો નાશ કરવાની ઇચ્છા કરે છે. આમ શિવજીએ વિવિધ કુટુંબકલેશોને લીધે સંસારથી વિરક્ત થઇ માટીનું સ્વરૂપ ધારણ કર્યું.

---

## પ્રભાતિયું.

જાગીને જોઉં તો જગત દિસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત બ્રહ્મ વિષે ઉપન્યા, અણુઅણુ માંહિ રહ્યાં રે વળગી;
ફુલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ નહીં રે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનકકુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જીવ ને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પ્રપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈંયો એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા.

### પદ.

હરહર હરહર ભજ મન તો તો, હરિભજન બીન સોતા કયા ?
કાળ પારધી શિરપર તેરે, ઇધર ઉધર ફિર જોતા કયા ?—હર૦

પંચ તત્ત્વકા યે તન પિંજરા, યામેં શહેર બસેરા ક્યા ?
આગ જલેકી હણે પારધી, પસાર પંખ દુઃખ સહેના ક્યા ?—હર૦
છબબલ કરકે છોડ પિંજરા, જૂઠા જગ મેં નાતા ક્યા ;
કોઇ નહિં તેરા તું ન કીસીકા, ઘડી ઘડી ફીર આતા ક્યા ?—હર૦
અપના વતન દેખ મન પીછે, જગ જંગલમેં રહેના ક્યા ?
બ્રહ્મગગન ઉડ ચલો પંખેરૂ, જન્મ જન્મ દુઃખ સહેના ક્યા?—હર૦
વિવેક એક વૈરાગ્ય પંખ દો, તદપિ નિર્બળ એઠા ક્યા ?
જ્ઞાનચંચ સેં તોડ પિંજરા, અન્જાને ઘર પેઠા ક્યા ?—હર૦
મન તોતા તન તુંહી બનાયા, તું જીતા તું મરતા ક્યા ?
કરકે ભૂલ ભટકે ચોરાશી, ભજન બિના અબ તરના ક્યા ?—હર૦

## ૫૬.

જગતની બાજી છે જૂઠી રે, ભરાણી શંખલાની મૂઠી;
કામ સાધ્યો ને પરિવાર વાધ્યો, મને ગોત્રજમા તુઠી રે—જગતની
કેનેક લાખો ને કેનેક કરોડો, સમૃધિ થઇ મોટી;
અરબ ખરબનાં લેખાં, કરતાં; અંતે ચાલ્યા ઉઠી રે—જગતની૦
મન જાણે હું માયા પામ્યો, ભરૂં નાણાંની કોઠી;
કાયા પડે ત્યાં કામ નહીં આવે, કેમ હૈયાની ફૂટી રે—જગતની૦
તૃષ્ણાની દોરીએ તાણી બાંધ્યો, તે ન શક્યો છુટી;
મિથ્યા વારિમાં શું સુખ પામ્યો ? મરે છે માથાં ફૂટી રે—જગતની૦
કામબાણોથી વિશ્વ બંધાણું, લાલચ જાય તૂટી;
વિષયના વહેવાર સાચવતા. પછી અંતર લાગ ઉઠી રે—જગતની૦
કાયા માયા જેણે મિથ્યા રે જાણી, તે ગયા છૂટી;
દાસ રતન કહે આવાગમનની આશા તો તૂટી રે—જગતની૦

—o—

નટરાજ-શિવજીની માયા કને કોને અસિત કરતી નથી :

कनीयः सख्यास्तिर्विषविषयसख्यातिकरुचि-
र्दिशां वासो भूयो नवनटविलासोऽनवरतम् ।
जरज्जन्तुर्यानं जटिलमभिधानं त्रिजगता-
मधीश ! त्वच्चर्य्या कमिह नहि पर्य्याकुलयति ॥

श्री श्यामानन्द झा

પોતાનાથી નાના દેવતાઓ સાથે મૈત્રી, વિષયુકત પદાર્થો પર પ્રેમ, દિશારૂપી વસ્ત્ર, નિરંતર નટરાજ તરીકેનો વિલાસ, ઘરડા બળદનું વાહન, જટાધારી નામ, આવી આવી આપની ચેષ્ટાઓ હે ત્રિલોકનાથ ! આ જગતમાં કોને આકુળ વ્યાકુળ બનાવતી નથી ? બધાને ભ્રાન્તિમાં નાંખે છે.

---

## ભગવાન્ શ્રીશંકર અને તેના મહિમાનાં શાસ્ત્રોની તામસિકતાના આક્ષેપનું ખંડન

કેટલાએક શિવદ્રોહી વૈષ્ણવો ભગવાન શંકરને તામસિક કહે છે અને તેના મહિમાવાળાં શાસ્ત્રો, સ્તુતિઓ અને પુરાણાદિને પણ તામસિક કહી, તેના શ્રવણથી જ્ઞાની પણ પતિત બને છે, માટે આ તામસિક દેવ શંકર અને તેના મહિમાવાળા પુરાણાદિ તમોગુણી મનુષ્યોનેજ ઉપાસ્ય છે એમ કહે છે. આવો નિંદિત આક્ષેપ તેઓ ઘણા ગર્વથી કરી, શિવદ્રોહ અને શાસ્ત્રદ્રોહનું પાતક વ્હોરી નર્કાધિકારી બને છે.

ઉપર્યુકત આક્ષેપ મિથ્યા છે કે તેની યથાર્થ તપાસ શિવદ્રોહીઓએ માન્ય કરેલાં પ્રમાણોથી જ કરીએ અને જોઈએ કે એ આક્ષેપ કેટલા યોગ્ય છે ? **उमासहायं परमेश्वरं विभुं त्रिलोचनं नीलकंठं प्रशांतम् ।...तमसः परस्तात् ।** આ શ્રુતિમાં ઉમાના સહાયક પ્રભુ, ત્રિલોચન, નીલકંઠ **મહેશ્વરને** અત્યંત શાંત સ્વરૂપ લેખી તેનું ધ્યાન કરનાર પણ બ્રહ્મભાવને પામે છે. આવી રીતે મહાદેવ સર્વના સાક્ષી અને 'તમ'થી રહિત છે, એમ વેદ કહે છે.

શ્રીમદ્ભાગવતમાં—**नमः शिवाय शांताय सत्वाय प्रमृडाय च । रजोजुषेऽप्यघोराय नमस्तुभ्यं तमोजुषे ॥** સ્કંધ. ૧૨. અ. ૧૦ શ્લોક ૧૭.

શ્રીધરસ્વામી શંકરની આ સ્તુતિવાળા શ્લોકની ટીકા કરતાં લખે છે કે–**निर्गुणत्वेन त्रिगुणत्वेन च नमस्करोति । नमः शिवाय निर्गुणाय । सत्वाय सत्वाधिष्ठात्रे । अत एव प्रमृडयति सुखयति इति तस्मै ।** આપ શંકર કે જે નિર્ગુણ, શાંતસ્વરૂપ, સત્વગુણના અધિષ્ઠાતા અને તેથીજ પરમસુખ આપનારા છો. રજોગુણ અને તમોગુણને સેવનારા છતાં અઘોર છો તેમને હું નમસ્કાર કરૂં છું.

આ સ્તુતિમાં શંકરનું નિર્ગુણ અને સગુણ રૂપે સ્તવન કરી સત્વગુણના અધિષ્ઠાતા અને અઘોરરૂપે વર્ણવ્યા છે. તે પછી ૨૦ **મા** શ્લોકમાં ભગવાન્ શંકર મુનિને કહે છે કે તમારા જેવા શાંત બ્રાહ્મણો

અમો ત્રણ દેવોમાં જરા પણ ભેદદ્રષ્ટિ રાખતા નથી. આ પ્રમાણથી ખરા બ્રાહ્મણો તો ત્રિદેવમાં સત્વ, રજ, તમ એવી ભેદદ્રષ્ટિ રાખેજ નહીં. ભા. સ્કંધ. ૪. અ. ૬. શ્લો. ૪૨-૪૩માં શંકરને જગતની શકિત અને બીજરૂપ પુરૂષના પણ કારણ અને ભેદ રહિત નિર્વિકાર બ્રહ્મ તથા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કરનારા તરીકે કહીને બ્રહ્મદેવે સ્તુતિ કરી છે. સ્કંધ. ૮, અ. ૭માં સેશ્વર પ્રજાની સમુદ્રમાંથી નીકળેલા હાલાહલ વિષથી જ્યારે કોઇ દેવે રક્ષા ન કરી, ત્યારે સદાશિવે તે સેશ્વર પ્રજાની રક્ષા કરી હતી. તે વખતે કરેલી સ્તુતિમાં સદાશિવ શંકરની પરબ્રહ્મ સ્વરૂપે સ્તુતિ કરતાં પ્રજાપતિઓ કહે છે કે-" આ વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને માટે તમો બ્રહ્મા. વિષ્ણુ અને શિવ એવાં નામ ધારણ કરનાર જગદીશ્વર છો." આમ પ્રજાપતિઓએ શંકરને વર્ણવ્યા છે. એજ ૭ મા અધ્યાયના ૩૧ મા શ્લોકમાં કહે છે કે-

**न ते गिरित्राखिल लोकपाल, विरंचवैकुण्ठसुरेन्द्रगम्यम् ।**
**ज्योतिः परं यत्र रजस्तमश्च, सत्वं न यद्ब्रनिरस्तभेदम् ।**

સદાશિવ પરમ જ્યોતિ અને ભેદરહિત બ્રહ્મ છે કે જેમાં સત્વ, રજ કે તમ કંઇ પણ નથી; તે આપનું સ્વરૂપ સર્વલોકપાલો, બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રના પણ જાણવામાં આવે તેવું નથી.

આ આખો અધ્યાય પોતાને સત્વગુણી કે દૈવી જીવમાનતા શિવદ્રોહીઓએ આંખો ઉઘાડીને શાન્તરૂપે ખાસ જોવો ઘટે છે.

વાલ્મીકિ રામાયણમાં અશ્વમેધમાં શ્રી રામચંદ્રે પણ શિવારાધન કર્યાનું પ્રમાણ છે—

**विशेषाद् ब्राह्मणान् सर्वान् पूजयामास चेश्वरम् ।**
**यज्ञेन यज्ञहन्तारमश्वमेघेन शङ्करम् ॥**

અર્થાત્ શ્રીરામે યજ્ઞહંતા શંકરનું અશ્વમેધથી યજન કર્યું.

**अत्र पूर्वं महादेवः प्रसादमकरोद्विभुः ।**

શ્રી રામેશ્વરમાં મહાદેવે શ્રી રામચંદ્ર ઉપર કૃપા કરી હતી. **ईश्वरः सर्वभूतानां, तमेव शरणं गच्छ । स तं परं पुरुषमुपैति दिव्यम् ।** ઇત્યાદિ ગીતામાં પણ શિવને શરણ્ય કહ્યા છે. આવા સર્વમાન્ય ગ્રંથોમાં શિવને આરાધ્ય દેવરૂપે તથા નિર્ગુણ અને સગુણ રૂપે વર્ણવ્યા છતાં તેમને તામસ કહેનારાની અજ્ઞાનબુદ્ધિ ઉપર હસવું આવે છે. શિવદ્રોહીઓ શિવજીને તામસી

કહી, તેના ભક્તોને પણ તમોગુણી કહી **अधोगच्छन्ति तामसाः** તે તમો-ગુણી જીવો નર્કમાં જાય છે એમ કહે છે. આવું જુઠાણું તે કહેનારનું પોતાનું જ તામસપણું દર્શાવે છે કારણ કે વેદ ભગવાન કહે છે—**याते रुद्र शिवा तनूरघोरा पापकाशिनी। तया नस्तन्वा शन्तमया गिरिशन्ताभिचाकशीहि**॥ યજુ. ૧૬। ૨। હે ગિરિશન્ત ! કૈલાસમાં અથવા મેઘ કે વેદ-વાણીમાં સ્થિત થઈ મનુષ્યોને સુખ દેનાર રૂદ્ર ! તમો તમારા અઘોર શિવ, સત્વગુણી શાન્ત સ્વરૂપ શરીરથી અમોને જુઓ. **अ थोये अस्य सत्वानोऽहन्तेभ्योऽकरन्नमः।** આ મંત્રમાં શિવભક્તોને પણ સત્વગુણી જણાવી તેમને વંદન કર્યું છે. મહાભારત શાન્તિપર્વ અ. ૩૪૧ ના ૨૭ માં શ્લોકમાં લખ્યું છે કે—

**रुद्रो नारायणश्चैवेत्येकं सत्वं द्विधा कृतम्।**
**लोके चरति कौन्तेय व्यक्तिस्थः सर्वकर्मसु॥**

હે કૌન્તેય ! તે પરમેશ્વરે પોતાની માયાના એક જ શુદ્ધ સત્વગુણને રુદ્ર અને નારાયણ રૂપે બે પ્રકારનું કર્યું. ઉપરનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ભગવાન્ મહેશ્વર તમોગુણી નહીં. કિંતુ સત્વગુણી છે. ત્યારે એક પ્રશ્ન ઉદ્ભવે છે કે જે પુરાણોમાં શંકરને તમોગુણી કહ્યા છે તેનો શો ખુલાસો છે ? તેનો ખુલાસો એ છે કે તે વચનોનું તાત્પર્ય એ નથી કે શિવજી તમોગુણી છે. પરંતુ ખરૂં રહસ્ય એ છે કે શિવજી તમોગુણ ધારણ કરીને સૃષ્ટિનો સંહાર કરે છે; પરંતુ સ્વયં વ્યવહારમાં તમોગુણી નથી. અને તેઓ મહેશ્વર હોવાથી કોઇ પણ ગુણોથી લેપાતા નથી. જો તમોગુણ ધારણ કરવાથી ઈશ્વર તમો-ગુણી બની જતા હોય તો પછી જીવ અને ઇશ્વરમાં ભેદ શો રહે ? વાસ્તવિક રીતે જીવ શુધ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપ હોઇ ગુણોને અંગે બંધનને પામે છે; માટે શ્રીકૃષ્ણ અર્જુનને નિસ્ત્રૈગુણ્ય થવાનો ઉપદેશ કરે છે. યદિ ઉપર કહેલ તર્કને ન માનતાં વિષ્ણુને જ સત્વગુણી માની, તેની ઉપાસના શ્રેષ્ઠ છે અને શંકરની ઉપાસના કનિષ્ઠ છે, એમ માનવાનો જે કોઈ હઠાગ્રહ કરે તો તેનો જવાબ શિવપુરાણમાં વેદવ્યાસજી આ પ્રમાણે આપે છે—

**अन्तःस्तमोबहिस्सत्वस्त्रिजगत्पालको हरिः।**
**अन्तसत्वस्तमोबाह्यस्त्रिजगल्लयकृद्धरः॥**
**अन्तर्बहीरजाश्चैव त्रिजगत्सृष्टिकृद्विधिः।**
**एवं गुणास्त्रिदेवेषु गुणभिन्नः शिवःस्मृतः॥**

આ સૃષ્ટયાત્મક ત્રણ લોકનું પાલન કરનાર શ્રી હરિ—વિષ્ણુ અંદરથી તમોગુણી છે અને બ્હારથી દેખાવમાં સાત્વિક જણાય છે. ત્રિલોકસંહારક શ્રી

મહાદેવજી અંદરથી સત્વગુણી હોઈ બહારથી દેખાવમાં તમોગુણી જણાય છે. ત્રણ લોકને ઉત્પન્ન કરનારા બ્રહ્મદેવ અંદર અને બહાર રજોગુણી છે.

પરબ્રહ્મરૂપ શિવજી ત્રિગુણરહિત છે. તેનું રહસ્ય એ છે કે સત્વગુણ સુખરૂપ છે, તમો-ગુણ દુ:ખરૂપ છે અને રજોગુણ ક્રિયારૂપ છે. ભગવાન્ વિષ્ણુ સૃષ્ટિનું પાલન કરે તેથી સૃષ્ટિ સુખરૂપ જણાય છે; પરંતુ વાસ્તવિકમાં દુ:ખરૂપ હોવાથી વિષ્ણુનું કાર્ય બહારથી સત્વગુણી હોવા છતાં વાસ્તવિકરીતે તમોગુણીજ છે એટલા માટે જ વિષ્ણુના શૃંગાર આદિ સુંદર સાત્વિક હોવા છતાં વિષ્ણુનું સ્વરૂપ તો પ્રત્યક્ષમાં તમોગુણસૂચક શ્યામ વર્ણનું છે અને મહાદેવજી જોવામાં તો દુ:ખદ જણાય છે, પરંતુ ખરી રીતે સંસારને ટાળી દઈ પરમાત્મામાં લીન કરાવે છે જેથી સુખરૂપ છે. એ જ અભિપ્રાયથી ભગવાન્ શંકરનો બહારનો શૃંગાર તમોગુણી હોવા છતાં નિજસ્વરૂપ **कर्पूरगौरं** ગૌરવર્ણનું છે. સદાશિવ શીઘ્ર પ્રસન્ન થવાના કારણે આશુતોષ કહેવાય છે; તે પણ સત્વગુણનો સ્વભાવ સિધ્ધ છે.

ઈશ્વર જો ગુણ ધારણ કરવાથી તમોગુણી બને તો તેમાં ઈશ્વરત્વ સિધ્ધ થઇ શકે નહીં. કોઈ કહે કે અમો શિવને ઈશ્વર માનતા નથી; તે દેવતા છે, જીવકોટિમાં છે, વિષ્ણુભકત છે. તો બનશે એવું કે વિષ્ણુના ભકત હોવા છતાં ભગવાન્ શિવ જો તમોગુણી રહે તો વિષ્ણુભકિતનું માહાત્મ્ય રહેતું નથી અને વિષ્ણુભકિતની નિષ્ફળતા ઠરે છે. કદાચ **तुष्यतु दुर्जनः** ન્યાયે સત્વગુણને વિષ્ણુથી શ્રેષ્ઠ માનવો પડશે, તો વિષ્ણુની ઉપાસનાને બદલે સત્વગુણની જ ઉપાસના કરવી ઉત્તમ ઠરશે. બીજું બ્રહ્મદેવ નિરંતર સૃષ્ટિ-નિર્માણ જ કર્યા કરે છે. એથી તેમનું ક્રિયાત્મક સ્વરૂપ પણ શાસ્ત્રે રકત-લાલ રંગનું કહ્યું છે. એથી વિષ્ણુ પણ તમોગુણી સિધ્ધ થાય છે. તેથી તેમની ઉપાસના તામસી મનુષ્યોને ઉપયોગી થશે.

કોઈ એમ શંકા કરે કે ઉપર્યુકત વચન શિવપુરાણનું હોવાથી અમો દૈવી જીવો તે તામસિક પુરાણને પ્રમાણિક માનતા નથી, તો તેના સમાધાન માટે સાત્વિક પુરાણ તથા સ્મૃતિઓના સિધ્ધાંતો જણાવું છું. શ્રીમદ્ભાગવતના અષ્ટમ સ્કંધના ચોવીશમા અધ્યાયમાં પરીક્ષિત રાજા શુકદેવજીને પૂછે છે કે-

**यद्यर्थमदधाद्रूपं मात्स्यं लोके जुगुप्सितम्।**

**तमःप्रकृतिदुर्धर्षं कर्मग्रस्तमिवेश्वरः॥**

**एतन्नो भगवन्सर्वं यथावद्वक्तुमर्हसि॥ २॥**

હે મુને! કયા કારણથી ઇશ્વરે લોકનિંદ્ય ઘોર કર્મોથી ગ્રસ્ત જીવોની પેઠે તમોગુણી મત્સ્યાવતાર ધારણ કર્યો? તે કહો.

ઉપર્યુક્ત શ્લોકમાં શ્રી વ્યાસજીએ શ્રી વિષ્ણુના મત્સ્યાવતારને તામસી કહ્યો છે. એ જ રીતે વરાહ, કૂર્મ, હયગ્રીવ, પરશુરામ, નૃસિંહ, વિગેરે વિષ્ણુના અવતારો ઓછાવત્તા પ્રમાણમાં તામસી છે. કિં બહુના! ભગવદ્-ગીતામાં સ્વયં શ્રીકૃષ્ણએ અર્જુનને વિરાટ્ સ્વરૂપનાં દર્શન કરાવ્યાના પ્રસંગવખતે અર્જુને પ્રશ્ન કર્યો કે **को भवानुग्ररूपः?** તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણ કહે છે કે–

**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ॥**

"હું લોકોનો ક્ષય કરનાર કાલ છું અને તેથી હું લોકોના નાશ કરવા તત્પર થયો છું." આના જવાબમાં શ્રીકૃષ્ણ પોતાના બ્હારના સાત્વિક અંશને દૂર કરી, પોતાનું અસલી તામસી સ્વરૂપ બતાવી સૃષ્ટિસંહારક ભગવાન શિવની પેઠે પોતે તમોગુણી હોવાનો સંકેત કરે છે.

બીજું એ છે કે રાવણ, કંસાદિ અસંખ્ય રાક્ષસોનો નાશ કરવાનું કાર્ય તમોગુણના ભાગ ક્રોધ વિના બનતું નથી. શ્રી મહાદેવની સાત્વિકતાનાં અનેક પ્રમાણો શાસ્ત્રોમાં વિદ્યમાન છે, પરંતુ સ્થળસંકોચને લીધે લખવાં બને નહીં. બુધ્ધિમાનને માટે એટલાં ઘણાં છે. હઠાગ્રહીને ગમે તેટલાં પ્રમાણો આપો તોય તે નકામાં છે.

ઉપરનાં પ્રમાણોથી સિધ્ધ થયું કે શ્રી વિષ્ણુ ભગવાન્ બ્હારથી સત્વગુણી હોવા છતાં વાસ્તવિક રીતે તમોગુણી છે અને આ વાત જો સિધ્ધ છે તો પછી શિવપુરાણના શ્લોકો શિવદ્રોહીઓએ માનવા જ પડશે. શિવજી બ્હારથી તામસી હોવા છતાં અંદરથી સાત્વિક છે. ઉપરનાં શાસ્ત્રસિદ્ધ પ્રમાણોથી શિવ અને વિષ્ણુ બન્નેય સાત્વિક અને તામસી હોવાનું સિધ્ધ થાય છે. કેવલ શિવજી ઉપર તામસિકતાનો મિથ્યા દોષારોપણ કરવો તે મહાન્ પાપ છે અને **शिवद्वेषे कुलक्षयः** કરવા જેવું છે. ખરી રીતે ત્રણેય દેવ ઈશ્વર છે અને તેઓ એકરૂપ હોઇ ગુણાતીત છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવા માટે ત્રણે દેવો માયાના ગુણગ્રાહી બને છે. પરંતુ તેનાથી તેઓ લેપાતા નથી; કારણ તે કે ગુણરહિત ગુણાતીત હોયછે. માયા તેમને આધીન છે શિવપુરાણમાં લખ્યું છે કે-

**गुणभिन्नः शिवः साक्षात्प्रकृतेः पुरुषात्परः ।**

પરીક્ષિત રાજાના ભાગવતના ૮–૨૪ મત્સ્યાવતારના તામસિકતાના નિંદિત પ્રશ્નનો ઉત્તર શુકદેવજી આપે છે કે—

गो विप्रसुरसाधूनां छन्दसामपि चेश्वरः ।
रक्षामिच्छँस्तनूर्धत्ते धर्मस्यार्थस्य चैव हि ॥ ५ ॥
उच्चावचेषु भूतेषु चरन् वायुरिवेश्वरः ।
नोच्चावचत्वं भजते निर्गुणत्वाद्धियोगुणैः ॥ ६ ॥

હે રાજન્! ભગવાન સ્વતંત્ર છતાં ગાય, બ્રાહ્મણ, દેવતા સાધુ, વેદ, ધર્માદિની રક્ષા માટે મત્સ્યાદિ તામસી અવતાર ધારણ કરે છે. પરંતુ સર્વગત નિર્લેપ વાયુની પેઠે ઉત્તમ અધમ યોનિઓમાં પ્રેરક રૂપે વિદ્યમાન રહેલા ઇશ્વર પણ નિર્ગુણ હોવાથી ઉત્તમ અધમતાના દોષથી લેપાતા નથી.

કોઇ કહેશે કે શ્રી મહાદેવનું સ્વરૂપ શાસ્ત્ર પ્રમાણથી ગુણરહિત નિર્ગુણ સિધ્ધછે. પરંતુ તેનાંજ ગુણગાન ગાનારાં પુરાણો અને સ્મૃતિઓ તામસિક હોવાથી અમોને તે માન્ય નથી.

આ માટે કેટલાએક લોકો તામસપણું બતાવવાને "પદ્મપુરાણ"ના ઉત્તર ખંડના ૨-૪ શ્લોકો રજુ કરે છે. પરંતુ તેઓ જો દ્વેષભાવ તજી યથાર્થ બુધ્ધિથી વિચારે તો સ્પષ્ટ સમજાય છે કે સ્મૃતિ, પુરાણાદિનું તામસત્વ દર્શાવતા શ્લોકો શિવદ્વેષીઓએ પાછળથી ઉમેર્યા છે. સનાતન ધર્મના મહાન પંડિતો પણ એ જ અભિપ્રાય જણાવે છે. આ બધું વિસ્તારભયને લીધે રજુ કરવા ઇચ્છતો નથી, જે પદ્મપુરાણના ઉત્તર ખંડમાં 'મત્સ્યપુરાણ' અને 'મનુસ્મૃતિ' આદિને તામસ. રાજસ વર્ણવી અનાદરણીય જણાવ્યાં છે તેને બીજાં પુરાણો અને વેદો સર્વોપરિ બતાવે છે. જુઓ 'વામનપુરાણ'ના ૧૨મા અધ્યાયમાં લખ્યું છે કે—

श्रुतिर्वरायद्वदिहागमेषु मुख्यं पुराणेषु तथैव मात्स्यम् ।

આગમો—શાસ્ત્રોમાં જેમ શ્રુતિ-વેદ શ્રેષ્ઠ છે તેમ સર્વ પુરાણોમાં મત્સ્યપુરાણ શ્રેષ્ઠ છે ભાગવતના અષ્ટમ સ્કંધના ૨૪ મા અધ્યાયમાં કહ્યું છે કે-

पुराणसंहितां दिव्यां सांख्ययोगक्रियावतीम् ।
सत्यव्रताय राजर्षे आत्मगुह्यमशेषतः ॥

મત્સ્યાવતારી ભગવાને સત્યવ્રત રાજર્ષિને દિવ્યપુરાણ સંહિતા સાંખ્ય યોગ અને વેદના સારરૂપ ગુપ્ત મત્સ્યપુરાણ સંપૂર્ણ સંભળાવ્યું હતું. શ્રુતિ કહે છે કે-मनुर्वैयत्किंचिमिवदत्तद्भेषजदति तद्भेषजतायाः । તેમજ

वेदार्थोपनिबंधत्वात्प्राधान्यं हि मनोः स्मृतम् ।
मन्वर्थविपरीता या सा स्मृतिर्नैव शस्यते ॥

મનુએ જે કંઇ પણ કહ્યું છે તે ઉત્તમ ઔષધ રૂપ છે. વેદાર્થને બતાવતા નિબંધોમાં મનુસ્મૃતિ પ્રધાન છે. મનુના અર્થથી વિપરીત સ્મૃતિ

તે સ્મૃતિ જ નથી. જે સ્મૃતિ અને પુરાણને વેદ, શાસ્ત્રો સર્વોપરિ અને ગ્રાહ્ય માને છે તેને અજ્ઞાનીઓ તામસ, રાજસ જણાવી નિંદિત ગણે છે. જેઓ શાસ્ત્રોને તામસ રાજસની ભેદદ્રષ્ટિથી નિહાળે છે તેઓને પૂછીએ છીએ કે શાસ્ત્રો રાજસ તામસ હોવાનો પુરાવો કયો છે ?

તમો ગુણી શિવ કે વિષ્ણુ વિના બીજા દેવોનો મહિમા દર્શાવતાં શાસ્ત્રો તામસી છે અને લડાઇ માંસ-મદિરા આદિના વર્ણનથી કે તેવી અનેક કથાઓથી તે તામસી છે. એમ જો કહો તો તેનો ઉત્તર એ છે કે શંકર અને વિષ્ણુ સિવાય બીજા દેવોનો મહિમા સાત્વિક પુરાણોમાં પણ વર્ણવ્યો છે, અને તામસી કથાઓ પણ વર્ણવી છે તો તેથી તે પુરાણ પણ તામસી કહેવાશે ? પૂર્વોકત પ્રમાણોથી શિવજી તામસી નહીં, પરંતુ ગુણાતીત છે અને તેના મહિમાનું પ્રતિપાદન કરનારાં પુરાણો અને શિવભકતો પણ સાત્વિકજ છે. વાસ્તવમાં વેદ, શાસ્ત્ર, પુરાણ અને સ્મૃતિઓમાં ભિન્નતા જણાવવી એ નરી મૂર્ખતા છે. દરેક પુરાણ, શાસ્ત્ર અને દેવતા સર્વનું કલ્યાણ કરનારા હોવાથી આસ્તિક હિંદુઓને તે સમાનભાવે માન્ય છે. ભેદદ્રષ્ટિથી નિહાળનારાઓ પોતેજ તામસી છે.

ઇશ્વર સર્વને સદ્દબુધ્ધિ આપે, એજ પ્રાર્થના.

**શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર**

---

## અભિપ્રાય

**વનિતાઓના સુખી સંસાર**'માં તેના સંપાદક અમથાલાલ શાહે વાર્તા, સંવાદ, નિબંધ અને એવું એવું ઘણુંએક ચોપડીમાં ભેગું કર્યું છે. તેનો પ્રચાર બોધ માટે છે.

**'સ્ત્રીસુમાર્ગશિક્ષા'માં સ્ત્રીઓને** ઉપયોગી થાય તેવા શાસ્ત્રીય તથા વ્યાવહારિક બોધની વાતો તથા કેટલાક ઘરગથુ વૈદ્યકીય ઉપચારો પણ બતાવ્યા છે. પુસ્તકનું વાચન બોધપ્રદ છે; શરૂઆતનાં પાનાં વાંચતાં વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારની શૈલીનું સ્મરણ થાય છે.

**ગુજરાત સાહીત્ય સભા અમદાવાદ**
કાર્યવહી. સને ૧૯૩૮-૩૯

વાસુદેવ શ્રીકૃષ્ણ પુત્રપ્રાપ્તિ માટે હિમાલયમાં તપ કરે છે.



શિવપાર્વતી પ્રસન્ન થઇ શ્રીકૃષ્ણને વરદાન આપે છે.

॥ ॐ ॥

॥ श्री सद्गुरवे नमः ॥

# શ્રી શિવલહરી

## પ્રથમ ઉર્મિ

### શ્રી શંકરમાહાત્મ્યના પ્રસંગનું નિરૂપણ.

[અઢાર દિવસનું, અઢાર અક્ષૌહિણી સેનાનો ઘોર સંહાર કરનારૂં, પાંડવકૌરવો વચ્ચેનું, મહાભારત યુદ્ધ પૂરૂં થયું, અને હસ્તિનાપુરનું રાજ્યપાટ પાંડવોને મળ્યું, છતાં પાટનગરમાં જઈ, રાજ્યપાટ ન લેતાં, એ રણસંગ્રામમાં મરણ પામેલા પોતાના કુટુંબીઓ અને સહાયકોની ઉદકક્રિયા (શ્રાદ્ધ) કરવા, પાંડવો, વિદુર, ધતરાષ્ટ્ર, આદિ સૌ પવિત્ર ગંગા નદીના તીર ઉપર હસ્તિનાપુરની બહાર એક મહિનો રહ્યા. એમ રહેવામાં એક બીજો પણ હેતુ એ હતો કે વિજયનું ફળ ભોગવવા પહેલાં, પાટનગરની બહાર એક મહિનો નિવાસ કરવાથી કપટયુદ્ધને અંગે જે કોઈ દોષો થયા હોય તેની નિવૃત્તિ કરવી. ત્યાં રહી, ઉચિત શ્રાદ્ધાદિક ક્રિયા ધર્મરાજા યુધિષ્ઠિરે કરી. તે દરમ્યાન તેમના મનનું સાન્ત્વન અને સમાધાન કરવા અને શોક શમાવી પુનઃ રાજ્યકાર્યમાં પ્રેરવા કંઈ કંઈ મહાત્માઓ, સિદ્ધો, મહર્ષિઓ, વેદવ્યાસ, નારદ, મહર્ષિ દેવળ, કણ્વ, વેદવેત્તા બ્રાહ્મણો, બુદ્ધિમાન સદ્ગૃહસ્થો, સ્નાતકો તથા સત્પુરૂષો આવ્યા, અને તેમની સમીપ બેસી, પ્રસંગે પ્રસંગે તેમને દૃષ્ટાન્તસહ ઉપદેશ આપવા લાગ્યા. છતાં ધર્મરાજા યુધિષ્ઠિરને રાજ્યલોભે અસંખ્ય સંબંધીઓના સંહાર કર્યાનું શલ્ય ભારે સાલતું હતું, અને તેઓ અભિમન્યુ, દ્રૌપદીના પુત્રો, વડીલ બંધુ કર્ણ, વગેરે મરણ પામેલાં નિકટ, સગાંઓનાં પરાક્રમો, યશ, સદ્ગુણો, વગેરે સંભારી સંભારીને શોકમગ્ન થતા હતા. નારદે તેમને અનેક બોધવચનો દ્રષ્ટાન્તોદ્વારા આપી, શાન્ત થવા અને

રાજ્યકર્તવ્ય ભાર ઉપાડવા ઘણું ઘણુંયે સમજાવ્યા, છતાં તે સૌ સફળ થયું નહીં, અને યુધિષ્ઠરે રાજ્યત્યાગનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો,

તેમની આવી વિષમ ને કરૂણ સ્થિતિ જોઇ, અર્જુને, ભીમે, અને દ્રૌપદીએ પણ તેમને કેટલાંક કઠણ વચનો કહ્યાં, રાજધર્મ સમજાવ્યો, ત્યાગનું સ્વરૂપ તેમજ દંડનું માહાત્મ્ય પણ સમજાવ્યું. છતાં ધર્મરાજ યુધિષ્ઠિરનું મન રાજપાટ લેવાને માન્યું નહીં. એટલે ત્યાં વેદવ્યાસ પધાર્યા અને રાજધર્મ, વ્યવહારધર્મ, સુખદુઃખમય જગતનું સ્વરૂપ, ક્ષત્રિયનાં ઉચિત કર્તવ્ય, પાપપુણ્યનાં લક્ષણો વગેરે અનેક વિષયોનો સ્પષ્ટ સદ્બોધ આપ્યો. આખરે શ્રીકૃષ્ણે તેમને શોક ત્યજી દઇ, રાજ્યપાટ લેવા ખુબ વિનવ્યા. પરિણામે યુધિષ્ઠિર રાજપાટ લેવા તૈયાર થયા, અને મોટી ધામધૂમથી સ્વારી કાઢી, હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો. પછી ત્યાં તેમનો પૂરા ઠાઠમાઠથી રાજ્યાભિષેક થયો.

એ કાર્ય પત્યા પછી યુધિષ્ઠિર મહાત્મા શ્રીકૃષ્ણની પાસે ગયા, અને તેમનું કુશળ પૂછ્યું. પરંતુ શ્રીકૃષ્ણનું ચિત્ત તે સમયે, તેમનું ચિંતન કરતા, અને રણક્ષેત્રમાં બાણશય્યા પર પડેલા, ઇચ્છામૃત્યુવાળા, ભીષ્મપિતામહ કને ગયું હતું, તેથી શૂન્ય મનને અંગે તેમણે યુધિષ્ઠરને કાંઈ પણ જવાબ આપ્યો નહીં. એથી યુધિષ્ઠિરે મુંઝાઇ તેમને બોલવા અનેક વિનવણીઓ કરી. ત્યારે સફાળા સચેત થઇ, શ્રી કૃષ્ણે તેમને કહ્યું કે શાન્ત અગ્નિની પેઠે બાણશય્યામાં પોઢેલા, પુરૂષોમાં શ્રેષ્ઠ, જ્ઞાનનિષ્ઠ, ભીષ્મ અત્યારે મારૂં ધ્યાન ધરે છે, તેથી હું ત્યાં મન વડે તેમની કને ગયો હતો. એ ભીષ્મ, મહાતેજસ્વી, બુધ્ધિમાન, વેદવેદાંગપારંગત, સર્વ વિદ્યાના આધારભૂત છે; તેઓ ભૂત, ભવિષ્ય અને વર્તમાનના જાણકાર છે, અને ધર્મવેત્તાઓમાં શ્રેષ્ઠ છે; એવા પુરૂષશ્રેષ્ઠ સ્વર્ગમાં જશે ત્યારે આ પૃથ્વી અવશ્ય નિસ્તેજ થશે. માટે તમે સઘળા તેમની પાસે જાઓ, તમારા સઘળા સંશયો તેમ સંદેહો તેમને પૂછો, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ—એ ચાર પુરૂષાર્થનું સ્વરૂપ જાણો, યાગજ્ઞાદિક ક્રિયાનાં રહસ્ય સમજો, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ, એ ચાર આશ્રમોના વિશેષધર્મો

જાણી લ્યો, રાજધર્મ, વ્યવહારધર્મ, લોકધર્મ, નીતિ, આચાર, વગેરે પણ પૂછી લો. નહીંતો યુદ્ધના અંતના ૫૮ દિવસ વીતતાં, ઉત્તરાયણના સૂર્ય થતાં, તેઓ અસ્ત પામશે, અને સર્વજ્ઞાન પણ તેમની સાથે અસ્ત પામશે; અને જાણવા યોગ્ય ધર્મરહસ્યોથી તમે વંચિત રહેશો.

આથી શ્રીકૃષ્ણના પ્રમુખપદે ભીષ્મપિતામહ પાસે જવાને યુધિષ્ઠિરાદિ પાંડવો તયાર થયા અને ઉત્તરાયણના સૂર્ય થવા અગાઉ તેઓ પરલોકમાં પધારે તે પહેલાં સર્વજ્ઞાન મેળવવા તત્પર થયા.

દરરોજ સવારે શ્રીકૃષ્ણસહ તેઓ ત્યાં જતા, સંશયોનાં સમાધાન મેળવતા અને સાંજે રાજ્યગૃહે પાછા આવતા.

ભીષ્મપિતામહે પહેલાં તો શ્રીકૃષ્ણની સન્નિધિમાં પોતે ઉપદેશ આપવાને અસમર્થ હોવાનું જણાવ્યું. પરંતુ શ્રીકૃષ્ણે તેમને આજ્ઞા કરી અને કહ્યું કે 'હે ગાંગેય! તને બાણના પ્રહારથી થતી પીડા સંતાપ આપશે નહીં, તને ગ્લાનિ મૂર્છા, દાહ, ક્ષુધા, તૃષા, વગેરે સંતાપશે નહીં, તારૂં સર્વ જ્ઞાન પ્રકટશે, તારી બુદ્ધિ નિર્મળ થશે, અને તારૂં મન નિત્ય સત્વગુણી હોઇને તું જે જે ધર્મ તથા અર્થવાળા વિચારનું ચિંતન કરશે તે તે સર્વ તારી શ્રેષ્ઠ બુદ્ધિમાં પ્રવૃત્ત થશે. તારી સાત્વિક જ્ઞાનદ્રષ્ટિ વડે એ સા તું યથાર્થ જાણી કહી શકીશ."

શ્રીકૃષ્ણની આમ આજ્ઞાથી ભીષ્મપિતામહે, કૃષ્ણની સ્તુતિ કરી, અને યુધિષ્ઠિરને જે જે સંશયો તથા પ્રશ્નો ઉઠતા જાય તે તે સર્વનાં સમાધાન કરી લેવા જણાવ્યું.

પરિણામે રાજધર્મ, આશ્રમધર્મ, વર્ણધર્મ, ચાર પુરૂષાર્થોના ઉપાયો, કર્તવ્યો, વ્યવહાર, તત્વજ્ઞાન, અધ્યાત્મવિદ્યા, વગેરેવગેરેના વિવિધ પ્રશ્નો વિગતવાર રસભર દ્રષ્ટાંતો સાથે ધર્મરાજા યુધિષ્ઠિરને ભીષ્મપિતામહે શાન્તિ અને સરળતાથી સમજાવ્યા. આ સર્વ શાન્તિ-પર્વમાં સમાઈ રહેલ છે. પરંતુ એટલેથી પણ યુધિષ્ઠિરના મનનું, અને સંશયોનું સમાધાન ન થયું, એટલે અનુશાસન પર્વદ્વારા લોકશાસનની નીતિ, રાજ્યનીતિ, વ્યવહારનીતિ, સંસાર-સમાજનું પ્રવર્તન, વગેરે

સંબંધી પ્રશ્નાનાં સમાધાન ભીષ્મપિતામહે કર્યાં. એ દરમ્યાન યુધિષ્ઠિરે મહાદેવ શંકરના માહાત્મ્ય વિષે પૃચ્છા કરી, અને ભીષ્મપિતામહે શ્રી કૃષ્ણને ભગવાનને શંકરનું માહાત્મ્ય યુધિષ્ઠિરને સમજાવવા વિનવ્યા; કારણ શ્રી કૃષ્ણે પોતે શ્રી શંકરનું કેટલાક પ્રસંગોએ આરાધન કરી, તેમના માહાત્મ્યનો તેમ જ પ્રસાદ-અનુગ્રહ-નો અનુભવ કર્યો હતો.

અહીંથી—અનુશાસન પર્વના ૧૪ મા અધ્યાયથી શ્રી કૃષ્ણે ગાએલું શ્રી શંકરનું માહાત્મ્ય શરૂ થાય છે.]

યુધિષ્ઠિરે પૂછ્યું:—"હે ગંગાપુત્ર પિતામહ ભીષ્મ! તમે જગતના પતિ બ્રહ્મદેવના પણ અંતર્યામી તથા આનંદ સ્વરૂપ ભગવાન શંકરનાં નામો સાંભળ્યાં છે. માટે હે સમર્થ પિતામહ! તે મને કહો * તેમજ જે પ્રભુ વિરાટ્, વિશાળ સ્વરૂપવાળા છે, જે વિશ્વમય એટલે જગતના અધિષ્ઠાનરૂપ છે, જે દેવો તથા અસુરોના ગુરૂ છે, અને ઉત્પત્તિ તથા પ્રલયના સ્થાનરૂપ છતાં અવ્યક્ત છે, એવા દેવ શંકરનું ઐશ્વર્ય પણ યથાર્થ રીતે મને કહો."

ભીષ્મે કહ્યું:—જે દેવ સર્વવ્યાપક છે, છતાં જે સર્વત્ર દૃષ્ટિગોચર થતા નથી, એવા બુદ્ધિમાન મહાદેવના ગુણોનું વર્ણન કરવાને હું સર્વથા અશકત છું. બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્ર આદિના પણ જે સ્રષ્ટા છે, તેમ જ જે તેમના પ્રભુ અધિદેવ છે, બ્રહ્માથી આરંભી પિશાચ સુધીના સર્વ દેવો અને ભૂતો જેમની ઉપાસના કરે છે, જેમનું સ્વરૂપ પ્રકૃતિથી પર રહેલા પુરૂષ (જીવ) કરતાં પણ પર છે, યોગને જાણનારા તથા તત્વવસ્તુનો સાક્ષાત્કાર કરનારા, ઋષિઓ પણ જેમનું અહોનિશ

* અહીં શાન્તિપર્વના અધ્યાય ૨૮૪ માં દક્ષ પ્રજાપતિએ શંકરનું આરાધના કરતાં કરતાં નામોનું સ્તોત્ર ગાયું છે, અને જે ભીષ્મપિતામહે યુધિષ્ઠરને સંભળાવેલું છે, તેનું સ્મરણ પુનઃ ભીષ્મને કરાવવામાં આવ્યું છે. એમાં શંકરનાં ૬૦૦ ઉપરાંત નામો ગવાયાં છે. એ નામો તેમ જ હવે ઊર્મિમાં ગવાયલાં નામો હાલ શંકરને બીલીપત્ર ચઢાવતાં જે સહસ્ર નામ બોલાય છે, તેથી જૂદાં જ છે.

ચિંતન કરે છે, જે અવિનાશી પરબ્રહ્મસ્વરૂપ છે, જે અવ્યાકૃત કારણરૂપ છે, જે સત્ છે તેમ અસત્ પણ છે, રજ્જુ તથા સર્પની પેઠે ભાસતા છતાં પણ અનિર્વચનીય છે–અર્થાત્ કે જે નથી, છે, અને નથી; જે દેવના દેવ તથા પ્રજાઓના પતિ, શંકરે, પ્રકૃતિને તથા પુરૂષને પોતાના તેજથી (પોતાની સત્તા અથવા સ્ફુર્તિ અર્પણ કરીને) ક્ષોભ પમાડી દીધાં હતાં–અર્થાત્ તેની સામ્ય અવસ્થા દૂર કરીને તેને વિષમ અવસ્થામાં લાવી મૂકયાં હતાં; અને પછી જેણે બ્રહ્મદેવને ઉત્પન્ન કર્યા હતા, તે બુદ્ધિમાન દેવાધિદેવ શંકરના ગુણોનું વર્ણન કરવાને વૃધ્ધાવસ્થાને પામનારો તેમજ ગર્ભ, જન્મ જરા અને મરણ-ધર્મને અધીન, મારા જેવો કયો મનુષ્ય શકિતમાન થઈ શકે, એમ છે? ૩-૭

હે પુત્ર યુધિષ્ઠર ! શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા, માત્ર નારાયણ વિના મારા જેવો કયો પુરૂષ પરમેશ્વર શંકરના સ્વરૂપને જાણી શકે તેમ છે? પણ આ કૃષ્ણ નારાયણસ્વરૂપ છે, વિદ્વાન છે, ગુણોને લીધે શ્રેષ્ઠ છે, સર્વત્ર વ્યાપક વિષ્ણુ છે, પરમ દુર્જય છે, દિવ્ય દષ્ટિવાળા છે અને મહાતેજસ્વી છે, તેથી પોતાની યોગદષ્ટિથી તેમણે શંકરનો સાક્ષાત્કાર કર્યો છે. ૯ હે ભારત ! રૂદ્ર ઉપર ભકિત ધરાવનારા, આ શ્રીકૃષ્ણે, પૂર્વે બદરિકાશ્રમમાં રહીને મહાદેવને પ્રસન્ન કર્યા હતા; કે જે શંકરે આખા જગતને (પોતાના પ્રભાવથી) વ્યાપ્ત કરી દીધું છે. ૧૦ હે રાજેન્દ્ર ! આ માધવે, સંપૂર્ણ એક હજાર વર્ષો પર્યંત એ બદરિકાશ્રમમાં તપશ્ચર્યા કરીને ચરાચરના ગુરૂ અને વરને આપનારા દેવ શંકરને પ્રસન્ન કર્યા હતા; અને દિવ્ય દષ્ટિવાળા એ મહેશ્વર પાસેથી જ તેમણે, સર્વ ભોગ્ય વસ્તુના કરતાં પણ પ્રિય એવું સર્વના અંતરાત્માપણું પ્રાપ્ત કર્યું છે; અર્થાત્ મહેશ્વરને પ્રસન્ન કરીને જ શ્રીકૃષ્ણ સર્વના અંતરાત્મારૂપ થઇ શકયા છે. ૧૧, ૧૨ એટલુંજ નહીં પણ શ્રીકૃષ્ણે પ્રત્યેક યુગમાં મહેશ્વર શંકરને પ્રસન્ન કર્યા છે, અને ભગવાન મહેશ્વર પણ મહાત્મા શ્રીકૃષ્ણની પરમ ભકિતથી સદાકાળ તેમના ઉપર પ્રસન્ન રહેલા છે. ૧૩. અચ્યુત ભગ-

વાન હરિએ, પોતાને પુત્ર( સાંબ )ની પ્રાપ્ત માટે જ્યારે તપ કર્યું હતું, ત્યારે જગતના કારણરૂપ મહાત્મા શંકરનું સંપૂર્ણ ઐશ્વર્ય પ્રત્યક્ષ રીતે જોયું છે. હે ભરતવંશી રાજા! જેમનાથી પર રહેલું બીજું એક પણ તત્ત્વ હું જોઈ શકતો નથી, તે દેવાધિદેવ શંકરનાં નામોનું સંપૂર્ણ રીતે વ્યાખ્યાન કરવાની મારામાં શકિત નથી. પરંતુ હે રાજા! આ શ્રીકૃષ્ણ, ભગવાન શંકરના ગુણોનું વર્ણન કરવા માટે સમર્થ છે; તેમ જ હે રાજન્! આ મહાબાહુ કૃષ્ણ મહેશ્વરના સાચા અને સમગ્ર માહેશ્વરી સ્વરૂપને યથાર્થ રીતે જાણે છે.૧૪–૧૬

વશંપાયને કહ્યું:–યુધિષ્ટિરને એ પ્રમાણે કહીને મહા યશસ્વી પિતામહ ભીષ્મે, મહાદેવના માહાત્મ્યનું વર્ણન કરવા શ્રીકૃષ્ણને આ રીતે વિનવણી કરી. ૧૭

ભીષ્મે કહ્યું:–હે દેવો અને અસુરોના ગુરૂ, કૃષ્ણ! હે વ્યાપક દેવ! યુધિષ્ઠિરે વિષ્ણુસ્વરૂપ ભગવાન શંકરના ગુણોનું વર્ણન કરવા માટે મને પ્રશ્ન કર્યો છે. પરંતુ તેનું તમારે જ વર્ણન કરવું યોગ્ય છે. ૧૮ પૂર્વે બ્રહ્મલોકમાં બ્રહ્મદેવથી ઉત્પન્ન થયેલા, તંડી નામના ઋષિએ બ્રહ્માની સમક્ષ શિવનાં સહસ્ર નામો સર્વને કહી સંભળાવ્યાં હતાં. ૧૯ હે દેવાધિદેવ! તે જ સહસ્ર નામોનું આ સમયે તમે વર્ણન કરો, જેથી ઉત્તમ વ્રતને ધારણ કરનારા અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનાર અહીં બીરાજેલા આ દ્વૈપાયન વગેરે ઋષિઓ તેનું શ્રવણ કરે. ૨૦ ભગવાન શંકર અવિનાશી છે, આનન્દમય છે, કર્તારૂપ છે, કર્મફળને આપીને સર્વનું રક્ષણ કરનારા છે, વિશ્વના સ્રષ્ટા છે. અગ્નિ-સ્વરૂપ છે, મુંડમાળાને ધારણ કરનારા છે અને જટાજૂટધારી છે; એવા વ્યાપક દેવ શંકરનાં નામો તથા તેમનું ઐશ્વર્ય પણ તમે કહો.

વાસુદેવે કહ્યું:– ભગવાન મહેશ્વરનાં કર્મોની ગતિને યથાર્થ રીતે જાણવા કોઈ પણ શકિતમાન નથી; એટલું જ નહીં, પરંતુ હિરણ્યગર્ભસ્વરૂપ બ્રહ્મા અને ઇંદ્ર આદિ દેવતાઓ, મોટા મોટા ઋષિઓ અને સૂક્ષ્મ વસ્તુને પણ જોઈ શકનારા આદિત્યો, શંકર ભગવાનના નિવાસસ્થાનને હજી જાણી શકયા નથી, તેમનાં આદિ

અને અંતને પણ જાણી-પ્રમાણી શકયા નથી, તો પછી એક પામર મનુષ્ય પ્રાણી, સત્પુરૂષોની ગતિરૂપ તે ભગવાનનાં સ્વરૂપને માત્ર તેમનાં નામોના શ્રવણુથી કયાંથી જ જાણી શકે ? છતાં હું અસુરોનો નાશ કરનારા અને વ્રત-યજ્ઞાદિના ફળને અર્પણ કરનારા, તે ભગવાનના કેટલાએક ગુણો, જે પ્રમાણે મેં જાણ્યા છે તે પ્રમાણે તમને કહું છું." ૨૪

વૈશંપાયન બોલ્યા:-એમ કહી, ભગવાન કૃષ્ણ આચમન, વગેરે કરીને પ્રથમ શુદ્ધ થયા, અને પછી બુદ્ધિમાન મહાત્મા શંકરના ગુણોનું વર્ણન કરવાનો તેમણે આરંભ કર્યો. ૨૫

વાસુદેવે કહ્યું:-હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! તેમ જ હે તાત યુધિષ્ઠિર ! અને હે ગંગાપુત્ર ભીષ્મ ! જટાજૂટધારી ભગવાન શંકરનાં નામોનું તમે શાન્તિપૂર્વક શ્રવણ કરો. જો કે ભગવાન શંકરનાં દર્શન મહાદુર્લભ છે, છતાં પૂર્વે સાંબ* નામના પુત્રની પ્રાપ્તિને માટે મેં દુષ્કર તપશ્ચર્યા કરી હતી, ત્યારે યોગદ્વારા તે ભગવાનનાં મને યથાવત્ દર્શન થયાં હતાં. પૂર્વે રૂકિમણીના બુદ્ધિમાન પુત્ર પ્રદ્યુમ્ને શંબરાસુરનો વધ કર્યો અને તે વાતને બાર વર્ષ વીતી ગયાં, તે પછી હે યુધિષ્ઠિર રાજા ? એક દિવસે પ્રદ્યુમ્ન, ચારૂદેષ્ણ, આદિ રુકિમણીના પુત્રોને જોઇને, પોતાને પણ તેવો એક પુત્ર થાય, એવી ઇચ્છાથી મારી પાસે આવીને જાંબવતીએ મને કહ્યું કે:-૨૮, ૨૯ "હે અચ્યુત ! તમે પોતાના જેવો જ એક પુત્ર મને સત્વર આપો, કે જે પુત્ર શૂરવીર, બળવાનોમાં શ્રેષ્ઠ, સુંદર રૂપવાળો અને નિર્દોષ હોય. ૩૦ હે યાદવોના કુલના ધુરંધર કૃષ્ણ ! આ ત્રણે જગતમાં એવી એક પણ વસ્તુ નથી કે જે તમને પ્રાપ્ત થઇ નહીં શકે એવી

---

* રૂક્ષ્મણીએ પુત્ર સાંબના જન્મ માટે કૃષ્ણ શંકરનું બદરિ-કાશ્રમમાં આરાધન કરેલું, એ પ્રસંગનું સૂચન અહીં છે. હરિવંશના વિષ્ણુપર્વમાં આ પ્રસંગ સવિસ્તર વર્ણવાયો અને શંકરની કૃષ્ણે કરેલી સ્તુતિ પણ ત્યાં ગવાયેલી છે.

હોય ! તમો જો ઇચ્છા કરો તો બીજા લોકો(સૃષ્ટિ)ને પણ તમે ઉત્પન્ન કરી શકો તેવા સમર્થ છો. ૩૧ તમે બાર બાર વર્ષ પર્યંત વ્રતનું પાલન કરી, શરીરને શુષ્ક કરી નાંખી, પશુઓના ભર્તારનું (શંકરનું) આરાધન કર્યું હતું, અને રૂક્મિણીથી પુત્રો ઉત્પન્ન કર્યા હતા. ૩૨ હે મધુસુદન ! ચારૂદેષ્ણ, સુચારૂ, ચારૂવેશ, યશોધર, ચારૂશ્રવા ચારૂયશા, પ્રદ્યુમ્ન અને શંભુ—આ સુંદર પરાક્રમવાળા પુત્રો—ને રૂક્મિણીથી તમે જેમ ઉત્પન્ન કર્યા છે, તેમ હવે મને પણ એવો એક પુત્ર આપો. "૩૩

દેવી જાંબવતીએ મને એ પ્રમાણે પ્રેર્યો, એટલે એ, સુંદર પાતળી કેડવાળી, સ્રીને મેં ઉત્તર આપ્યો કેઃ—" હે રાણી! તું મને ( તે માટે તપ કરવા જવાની ) રજા આપ. એટલે તારા વચન પ્રમાણે હું કરૂં. " ત્યારે તે જાંબવતીએ મને કહ્યું કેઃ હે પ્રભુ ! સુખેથી જાઓ, તમારૂં કલ્યાણ થાઓ અને તમને ધાર્યો વિજય મળો. તમે જ્યાં જાઓ, ત્યાં બ્રહ્મા, શંકર, કશ્યપ, મનમાં આવે ત્યાં યોગથી જઇ શકનાર, સર્વ દેવતાઓ, ક્ષેત્રો, ઔષધિઓ, યજ્ઞપ્રવર્તક છંદો, વેદો, ઋષિઓ, યજ્ઞો. સમુદ્રો, દક્ષિણાઓ, 'હુ' 'મા' ઇત્યાદિ સામવેદના મંત્રાક્ષરો, નક્ષત્રો, પિતૃઓ, ગ્રહો, દેવપત્નીઓ, દેવકન્યાઓ, દેવમાતાઓ, મન્વંતરો, ગાયો, ચંદ્ર, સૂર્ય, શ્રીહરિ, ગાયત્રી, બ્રહ્મવિદ્યા, ઋતુઓ, સંવત્સરો. ક્ષણો, લવો, મુહૂર્તો, નિમેષો અને યુગના પરિવર્તનો—આ સર્વે હે યાદવ ! તમારૂં સર્વત્ર રક્ષણ કરો અને તમને સુખી કરો. હે નિર્દોષ કૃષ્ણ ! સદાકાળ તમે નિર્વિઘ્નપણે સાવધાનતાથી વિચરો.

એ પ્રમાણે તેણે મને સ્વસ્તિવાચન (કલ્યાણકારી વચનો) કહ્યાં, એટલે હું પણ તે રાજપુત્રીની અનુજ્ઞા લઇને પુરૂષોમાં શ્રેષ્ઠ મારા પિતા, માતા અને રાજા આહુક(ઉગ્રસેન)ની પાસે ગયો. ૪૧ ત્યાં જઇને " વિદ્યાધર રાજાની પુત્રી જાંબવતી, પુત્રને માટે અત્યંત આતુર થઇ છે, " એમ તેઓને મેં બરોબર જણાવ્યું; એટલે અત્યંત દુઃખી થવા છતાં તેઓએ મને તપ માટે જવાની રજા આપી. તે પછી મારા

ભાઈ ગદ પાસે અને બળરામ પાસે હું ગયો; એટલે તેઓએ પણ પ્રીતિપૂર્વક મને કહ્યું કેઃ–" તમારી તપઃસિદ્ધિ નિર્વિઘ્ન થાઓ."૪૧,૪૨

એ રીતે ગુરુજનોની અનુજ્ઞા લઈને મેં મારા વાહન ગરૂડનું ચિંતન કર્યું, એટલે તુરત જ તે આવ્યો; અને તે મારી આજ્ઞા પ્રમાણે મને હિમાલય ઉપર લઈ ગયો. ત્યાં ગયા પછી ગરૂડને મેં પાછો તેને સ્થાને વિદાય કર્યો. ૪૩ એ, પર્વતોમાં ઉત્તમ હિમાલય પર્વત ઉપર ઘણા અદ્ભુત પદાર્થો મારા જોવામાં આવ્યા; ત્યાં તપશ્ચર્યા કરવા માટે ઘણું જ ઉત્તમ અને અદ્ભુત એક ક્ષેત્ર પણ મેં જોયું. ૪૪ એ દિવ્ય ક્ષેત્ર વ્યાઘ્રપાદના પુત્ર મહાત્મા ઉપમન્યુનું હતું. દેવો અને ગંધર્વો પણ તેની પૂજા–પ્રશંશા કરતા હતા, અને બ્રહ્મતેજની સમૃદ્ધિથી તે વ્યાપ્ત હતું. ધવ, (ધાવડો) કકુભ, કદંબ. નાળિયેર, કુરબક, કેવડો, જાંબુ, પાટલા, વડ. વરૂણક, વત્સનાભ, બિલી, સરલ, કોઠ, ઇંગોરી (ચારોળી), સાગ, તાડ, બોરડી, મોગરો, પુન્નાગ, આસોપાલવ, આંબા, અતિમુકતક, મહુડાં, કોવિદાર, ચંપો અને ફણસ–ઇત્યાદિ અનેક વનવૃક્ષો કે જેઓ ફળ તથા પુષ્પોને આપનારાં હતાં તેથી તે ભરપૂર હતું, પુષ્પોવાળાં ગુલ્મો તથા લતાઓથી તે ઘેરાયેલું છવાયેલું હતું. કેળનાં વનખંડોથી તે શોભી રહ્યું હતું. અનેક પ્રકારનાં પક્ષીઓને ભક્ષણ કરવા યોગ્ય સ્થાને સ્થાપવામાં આવેલા ભસ્મગુપ્ત અગ્નિઓથી (યજ્ઞશાળાઓથી) તે વિભૂષિત હતું અને તે ક્ષેત્રમાં રુરુઓ, (હરણો), વાનરો વ્યાઘ્રો, સિંહો. ચિત્તાઓ, મૃગો, મયૂરો, બિલાડાઓ તથા સર્પો, પુષ્કળ હતા; તેમ જ પાડાઓ, રીંછો અને બીજા અનેક જાતિનાં મૃગો તે ક્ષેત્રનું સેવન કરી રહ્યાં હતાં. ૪૫–૫૦ વળી ઉપમન્યુ ઋષિનો તે આશ્રમ, માત્ર એક વખત જ જેઓને મદસ્રાવ થયેલો હતો તેવા હાથીઓથી શોભી રહ્યો હતો. અનેક પ્રકારનાં, આનંદ આનંદ કરી રહેલાં, પક્ષીઓ તેમાં નિવાસ કરી રહ્યાં હતાં, પુષ્પોથી અત્યંત ખીલી નીકળેલાં અને મેઘસમાન દેખાવનાં અનેક વિચિત્ર વૃક્ષોથી તેનો વનપ્રદેશ શોભતો હતો અને તે આશ્રમમાં જાતજાતનાં પુષ્પોની રજ–પરાગવાળો, હાથી-

ઓના મદની સુગંધવાળો તથા દેવાંગનાઓના ગીતધ્વનિથી ગાજી રહેલો, અનુકૂળ પવન વાતો હતો. વળી હે વીર પુરૂષ યુધિષ્ઠિર ! જ્યાંત્યાં વહી રહેલી જળધારાઓ( સરવરીઆં )ના ખળખળાટથી, પક્ષીઓના મધુર કલકલથી, હાથીઓના ચિત્કારોથી, કિન્નરોનાં ઉદાર ગાયનોથી તથા સામગાન કરનારાઓના પવિત્ર શબ્દોથી તે આશ્રમ ગાજી રહ્યો હતો. પણ ખરેખર ! તે આશ્રમને જેઓએ જોયો નથી. તેઓના મનમાં તેના દ્રશ્યનો કદિ વિચાર પણ આવી શકે તેમ નથી. તેમાં અનેક સરોવરો શોભી રહ્યાં હતાં. પુષ્પોથી છવાયેલી વિશાળ અગ્નિશાળાઓ દીપી રહી હતી; અને હે રાજા ! પુણ્યકારક તથા પવિત્ર જળવાળી જહ્નુપુત્રી ગંગાનદી સદાકાળ ત્યાં વહ્યાં કરતી હતી; તેથી તે વિશેષ શોભી રહ્યો હતો.

વળી ધાર્મિકોમાં શ્રેષ્ઠ અને અગ્નિસમાન તેજસ્વી, એવા અનેક મહાત્માઓ ત્યાં રહેતા હતા, તેથી તે અત્યંત દીપી રહ્યો હતો; તેમ જ તે આશ્રમમાં વાયુનો આહાર કરનારા, કેવળ જળના પાનરૂપી આહાર કરનારા, નિત્ય નિરંતર જપપરાયણ રહેનારા, કેવળ ધુમાડાનું જ પ્રાશન કરનારા, કેવળ વરાળ( ઉષ્મા)નું પાન કરનારા અને કેટલાએક કેવળ દૂધનું જ પાન કરનારા, ઉત્તમ બ્રાહ્મણો તે આશ્રમમાં ચોતરફ નિત્ય રહેતા હતા. વળી તે આશ્રમમાં કેટલાએક તપોધનો, બળદોની પેઠે કેવળ મુખથી જ (એટલે કે હાથ વડે ખોરાક લેઇ ખાતા ન હતા.) આહાર લેતા હતા; કેટલાએક ફળમૂળાદિને પથ્થર વડે કૂટીને તેના વડે આજીવિકા ચલાવતા હતા, કેટલાએક દાંતરૂપી ખાંડણીઆમાં અન્નાદિકને કચરીને તેનો આહાર કરતા હતા, કેટલાએક ચંદ્રનાં કિરણોનું પાન કરીને જ જીવતા હતા, કેટલાંએક જળાશયોનાં ફીણનું પાન કરીને જીવન ગાળતા હતા, કેટલાએક મૃગોની પેઠે ચરીને આજીવિકા ચલાવતા હતા, કેટલાએક પીપળાના ફળનું જ ભક્ષણ કરતા હતા, કેટલાએક જળની અંદર શયન કરતા રહેતા હતા, કેટલાએક ચીંથરાં પહેરીને ચલાવી લેતા હતા, કેટલાએક ચામડાં પહેરીને રહેતા હતા, કેટલાએક ઝાડની છાલોનાં

વસ્ત્રોને ધારણ કરતા હતા અને કેટલાએક વલ્કલ વસ્ત્રો પહેરતા હતા. ૫૭, ૫૮

આ પ્રમાણે મહાદુઃખદાયી, નિયમોનું પાલન કરી રહેલા, અને કષ્ટો સહેનારા તપોધન મુનિઓને જોતો જોતો તે આશ્રમમાં હું દાખલ થયો. ૫૯ એ સમયે મેં જોયું તો દેવગણો અને કલ્યાણકારી પુણ્યકર્મ કરનારા, અનેક મહાત્માઓ તે આશ્રમનું પૂજન કરી રહ્યા હતા; અને હે ભરતવંશી રાજા ! આકાશમાં જેમ ચંદ્રમંડળ શોભે, તેવો જ તે આશ્રમ શોભી રહ્યો હતો. ૬૦ વળી તે સ્થળે અતિ ઘોર તપશ્ચર્યાઓના પ્રભાવથી તથા અનેક મહાત્માઓના સાન્નિધ્યથી નોળિયા સર્પોની સાથે તથા વ્યાઘ્રો મૃગોની સાથે મિત્રની પેઠે રમતો રમી રહ્યા હતા. ૬૧ તે આશ્રમ કે જે અત્યંત ઉત્તમ હતો, પ્રાણી-માત્રના મનને આનંદ ઉપજાવતો હતો, પક્ષીઓ તથા આદિ પશુઓ સિંહોથી સેવાયેલો હતો અને વેદવેદાંગમાં પારંગત થયેલા તથા અનેક પ્રકારના નિયમોનું પાલન કરીને પ્રખ્યાત થયેલા મહાત્મા ઋષિઓથી વ્યાપ્ત હતો.

એ આશ્રમમાં મેં જેવો પ્રવેશ કર્યો કે તરત જ મહાસમર્થ ભગવાન ઉપમન્યુનાં મને દર્શન થયાં. એ શક્તિમાન મહાત્માએ જટા તથા ચીરવસ્ત્ર ધારણ કર્યાં હતાં; તેમની કાન્તિ, તેજ અને તપના પ્રભાવથી અગ્નિસમાન દીપી રહી હતી; તેમની પાછળ અનેક શિષ્યો ચાલ્યા આવતા હતા. તેમનું સ્વરૂપ શાન્ત દેખાતું હતું, તેમની અવસ્થા યુવાન હતી, અને સર્વ બ્રાહ્મણોમાં તે શ્રેષ્ઠ હતા. તેમનું દર્શન થતાં જ મેં મારૂં મસ્તક નમાવીને તેમને વંદન કર્યું. એટલે ભગવાન ઉપમન્યુએ મને કહ્યું કેઃ–૬૨–૬૫ "હે પુંડરીકાક્ષ! તમને આવકાર આપું છું. આજે તમારાં દર્શન થવાથી અમારી તપશ્ચર્યાઓ સફળ થઇ છે. તમે અમારા પૂજ્ય છો, છતાં અમને સામું માન આપો છો; અને તમે અમારે દર્શન કરવા યોગ્ય છો, છતાં અમારાં દર્શન કરવાની ઇચ્છા રાખો છો. (આ તમારી મહત્તા છે.)

તમે મનુષ્યના જેવું વર્તન રાખો છો, છતાં તમે સર્વત્ર ગતિ કરી શકો છો, એ અમે જાણીએ છીએ.

તેમણે એ પ્રમાણે મને કહ્યું. એટલે મેં પણ તેઓના આશ્રમાંનાં મૃગો, પક્ષીઓ, અગ્નિઓ, તેમના ધર્મનિર્વાહ તથા શિષ્યવર્ગ વિષે કુશળ પ્રશ્ન પૂછયો. ૬૬–૬૭

તે પછી ભગવાન ઉપમન્યુએ ઘણાં શાન્ત અને સુંદર વચનોથી મને કહ્યું કે:–"હે કૃષ્ણ! તમને તમારા જેવો જ ગુણવાન પુત્ર અવશ્ય પ્રાપ્ત થશે. તમે ઘણી મોટી તપશ્ચર્યા કરીને ઈશાન દેવ શંકરને પ્રસન્ન કરો, કેમકે હે (અધોક્ષજ) કૃષ્ણ! દેવ શંકર, પોતાની પત્ની સાથે આ ક્ષેત્રમાં જ વિહાર કરતા વસે છે. ૬૮, ૬૯ હે જનાર્દન! પૂર્વે અનેક દેવોએ તથા ઋષિગણોએ આ ક્ષેત્રમાં જ નિવાસ કરીને તપ, બ્રહ્મચર્ય, સત્ય તથા દમના પ્રભાવથી મહાદેવને પ્રસન્ન કર્યા હતા; અને પોતાની શુભ કામનાઓ પ્રાપ્ત કરી હતી. ભગવાન શંકર તપના તથા તેજના એક નિધિરૂપ છે અને હે શત્રુહંતા કૃષ્ણ! શુભ તથા અશુભ ભાવોને ઉત્પન્ન કરનાર તથા સંહારી લેનાર તે અચિંત્ય ભગવાન કે જેમની તમે પ્રાર્થના કરો છો, તે દેવી પાર્વતીની સાથે અહિં જ રહે છે. ૭૦–૭૨ પૂર્વે મેરૂ પર્વતને પણ કંપાવી દીધો હતો, એવો જે દાનવ હિરણ્યકશિપુ નામે થઈ ગયો છે તેણે શંકર પાસેથી એક અબજ વર્ષો પર્યન્ત ટકયું હતું, એવું સર્વ દેવતાઈ અશ્વર્ય પ્રાપ્ત કર્યું હતું. ૭૩ તે હિરણ્યકશિપુનો જ પુત્ર, જે મંદાર (દમન) નામે પ્રસિદ્ધ હતો, તેણે પણ મહાદેવનું વરદાન મેળવીને જ એક અબજ વર્ષ સુધી ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું હતું ૭૪.

હે તાત કેશવ! "ગ્રહ" એવા બીજા નામથી પ્રસિદ્ધ થયેલા તે મંદારના શરીર ઉપર વિષ્ણુનું ઘોર ચક્ર તથા ઇંદ્રનું વજ્ર, કાંઈ અસર કરી શકયાં ન હતાં; પણ ઉલટું તેનાં અંગોને અડકતાં વેંત જ તે ચક્રના તથા વજ્રના જ ભુકકે ભુકકા થઈ ગયા હતા. હે નિર્દોષ કૃષ્ણ! પૂર્વે જળની અંદર સંચાર કરનારા બળગર્વિષ્ઠ દૈત્યનો વધ

કરીને ભગવાન શંકરે, બળતા અગ્નિસરખું જે ચક્ર તમને આપ્યું હતું, તે મહા અદ્દભુત તેજવાળા, દુરાધર્ષ (પાછું હઠાવી ન શકાય એવા) ચક્રને તેમણે એ દૈત્યનો વધ કરવા માટે જ ઉત્પન્ન કરી તમને આપ્યું હતું. વળી એ ચક્રને શંકર વિના બીજો કોઈ પણ જોઈ શકતો ન હતો; પરંતુ તમને આપ્યા પછી શંકરે કહ્યું હતું કે :-"આ ચક્ર સુદર્શન (સહેલથી જોઇ શકાય તેવું) થશે." ૭૮ અને તે દિવસથી આરંભીનેજ એ ચક્રનું "સુદર્શન" એવું નામ પ્રસિદ્ધ થયું છે. હે તાત કેશવ ! તમારૂં તે જ ચક્ર, વર મેળવીને મહાબળવાન થયેલા ગ્રહના (મંદારના) અંગ ઉપર એક તણખલાની પેઠે વ્યર્થ થયું હતું; એટલુંજ નહીં પણ તેના અંગ ઉપર એ ચક્રના જેવાં સેંકડો શસ્ત્રો તથા ઈંદ્રના વજ્ર જેવાં સેંકડો આયુધો કંઇ અસર કરી શકયાં ન હતાં. તે પછી મહાબળવાન થઇ પડેલા તે ગ્રહદૈત્યે, સર્વ દેવતાઓને જ્યારે પીડવા માંડયા, ત્યારે દેવતાઓએ શિવે જેઓને વર આપ્યા હતા, તે સર્વ અસુર રાજાઓનો નાશ કર્યો હતો. ૭૯-૮૧

વળી ભગવાન શંકરે, વિદ્યુત્પ્રભ નામના દૈત્ય ઉપર પણ પ્રસન્ન થઇને ત્રિલોકીનો તેને રાજા બનાવી દીધો હતો, જેથી એક લાખ વર્ષો સુધી સર્વ લોકોનો તે ઇશ્વર થઈ પડયો હતો. ઉપરાંત ભગવાન શંકરે, તેને કહ્યું હતું કે, 'તું નિત્ય મારો અનુચર (ગણ) થઇશ." તેને એક કરોડ પુત્ર શંકરે આપ્યા હતા. વળી અજન્મા ભગવાન શંકરે, તે દૈત્યને કુશદ્વીપનું રાજ્ય અર્પણ કર્યું હતું, તેમ જ પૂર્વે શતમુખ નામના મહાન અસુરને બ્રહ્માએ ઉત્પન્ન કર્યો હતો. તેણે લગભગ સો વર્ષ સુધી પોતાના માંસનો અગ્નિમાં હોમ કરી કરીને શંકરનું આરાધન કર્યું હતું. તે ઉપરથી ભગવાન શંકરે તેને કહ્યું હતું કેઃ-"હું તારાપર પ્રસન્ન થયો છું. બોલ, તારૂં શું પ્રિય કરૂં ?" ત્યારે એ શતમુખે એવો વર માગ્યો હતો કે, "હે ઉત્તમ દેવ ! મને અદ્દભુત યોગશકિત પ્રાપ્ત થાઓ અને શાશ્વત કદિ નાશ ન પામે તેવું બળ તમે મને આપો," એટલે 'તથાસ્તુ' એમ કહીને પ્રભુએ તેને વર આપ્યો હતો.

વળી સ્વયંભૂના પુત્ર ક્રતુએ પણ પુત્રપ્રાપ્તિને માટે ત્રણસો વર્ષપર્યંત યોગસાધના કરીને શંકરનું ધ્યાન કર્યું હતું; જેથી તેને પણ તેના જેવા જ એક હજાર પુત્ર ભગવાને આપ્યા હતા. ૮૩–૮૮

હે કૃષ્ણ ! દેવોમાં સ્તુતિપાત્ર થયેલા, પ્રસિદ્ધ યોગેશ્વર યાજ્ઞવલ્કય ઋષિને તો તમે જાણતા જ હશો. એ પરમ ધાર્મિક ઋષિએ મહાદેવનું આરાધન કરીને જ અતુલ યશ પ્રાપ્ત કર્યો છે. તેમ જ પારાશરના પુત્ર યોગાત્મા વેદવ્યાસ મુનિએ પણ શંકરનું આરાધન કરીને જ મહાન કીર્તિ સંપાદન કરી છે.

વળી પૂર્વે વાલખિલ્ય નામના ઋષિઓનું ઇન્દ્રે જયારે અપમાન કર્યું હતું, ત્યારે તેઓએ ક્રોધાયમાન થઇને પોતાના તપોબળથી રુદ્ર ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તે સમયે જગતના પતિ ભગવાન શંકરે તેઓના પર પ્રસન્ન થઇને કહ્યું હતું કેઃ—"તમે તમારા તપોબળથી (ઇન્દ્ર પાસેથી) સોમરસનું હરણ કરી લેનારા 'સુપર્ણ' નામના પુત્રને ઉત્પન્ન કરશો."

તેમ જ પૂર્વે મહાદેવના ક્રોધથી જળનો જ્યારે નાશ થઈ ગયો હતો, ત્યારે દેવોએ શંકરનું જેમાં મુખ્ય પૂજન કરવામાં આવે છે, તે 'સપ્તકપાલ' નામનો યજ્ઞ કરીને બીજું નવું જળ જગતમાં વહેવડાવ્યું હતું. એ રીતે ત્ર્યંબક-શંકર જ્યારે પ્રસન્ન થયા હતા, ત્યારે જ પૃથ્વીપર જળસમૃદ્ધિ થઇ હતી. ૮૯–૯૪.

અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયા કે જે મોટી બ્રહ્મવાદિની હતી તે પણ (અમુક કોઇ કારણને લીધે) પોતાના પતિનો ત્યાગ કરીને મહાદેવને શરણે ગઇ હતી અને તેણે સંકલ્પ કર્યો હતો કે, "ફરી કદિ પણ તે મુનિ(અત્રિ)ની અધીનતામાં હું રહીશ નહીં," એમ કહીને તેણે અત્રિ ઋષિના ભયથી સર્વ આહારનો ત્યાગ કર્યો હતો અને મહાદેવને પ્રસન્ન કરવા માટે ત્રણસો વર્ષ પર્યંત લોખંડી ખીલાઓ ઉપર શયન કર્યું હતું. પછી દેવ શંકરે હસતાં હસતાં તેને કહ્યું કે, "તને તારા પતિના સમાગમ વિના જ મારી કૃપા વડે એક પુત્ર થશે; અને તે તારા જ નામ ઉપરથી ('આનસૂયવ' એવા નામથી) તારા વંશમાં ઉત્તમ ખ્યાતિને પામશે." ૯૫–૯૮.

હે મધુસૂદન! મહાસમર્થ વિકર્ણ પણ ભકતોને સુખ આપનારા મહાદેવને પ્રસન્ન કરીને જ સિદ્ધિને પામ્યો હતો. ૯૯ હે કેશવ! મહર્ષિ શાકલ્યે પણ ચિત્તને શુદ્ધ કરીને નવસો વર્ષપર્યંત મનો-યજ્ઞ દ્વારા શંકરનું આરાધન કર્યું હતું. ૧૦૦ ભગવાન શંકરે તેના પર પ્રસન્ન થઇને તેને વર આપ્યો હતો કે, "હે વત્સ! તું એક ગ્રંથકાર થઇશ અને તારી કીર્તિ ત્રૈલોકયમાં અક્ષય થશે. વળી તારૂં કુળ મહર્ષિઓથી અલંકૃત થઇને અક્ષય થશે અને તારો પુત્ર પણ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ થઇને મોટો સૂત્રકર્તા થશે." ૧૦૧–૧૦૨.

પૂર્વે સત્યયુગમાં 'સાવર્ણી' નામનો એક વિખ્યાત ઋષિ થઇ ગયો છે. તેણે પણ આ ક્ષેત્રમાં રહી, છ છ હજાર વર્ષોસુધી તપશ્ચર્યા કરીને રુદ્ર ભગવાનને પ્રસન્ન કર્યા હતા. તે સમયે ભગવાન શંકરે પ્રત્યક્ષ થઇને તેને કહ્યું હતું કે, "હે નિર્દોષ સાવર્ણી! હું તારા પર પ્રસન્ન થયો છું અને તને વર આપું છું કે, તું અજર તેમ અમર થઇશ અને લોકવિખ્યાત ગ્રંથકાર થઇશ." ૧૦૪.

હે જનાર્દન! પૂર્વે ઇન્દ્રે કાશી નગરીમાં રહીને ભસ્મ ધારણ કરનારા, દિગંબર દેવ શંકરનું ભક્તિપૂર્વક આરાધન કર્યું હતું, જેથી સ્વર્ગનું રાજ્ય તેને મળ્યું હતું. તેમ જ નારદે પણ ભક્તિપૂર્વક શંકરનું આરાધન કર્યું હતું, ત્યારે દેવોના ગુરુ શંકરે તેના પર પ્રસન્ન થઇને કહ્યું હતું કે, "હે નારદ! તેજ, તપ અને યશમાં તારા સમાન બીજો કોઈ થશે નહીં? તેમજ નિત્ય ગાયન કરીને તથા વાદિત્ર વગાડીને તું મને અનુસરીશ."

"વળી બાણાસુરે શંકરનો વર મેળવીને સુંદર કાર્તિકસ્વામી જેટલું બળ પ્રાપ્ત કર્યું હતું. લવણે પણ અન્ય સર્વથી બંધ ન થઇ શકે એવી શકિત મેળવી હતી. દશ માથાવાળા રાવણે પણ પુનઃ એમ જ બળ પ્રાપ્ત કર્યું હતું. અન્તક પણ અંતને પામ્યો હતો. આવા શંકરથી બીજો કોણ વિશેષ સમર્થ છે?

હે મહાસમર્થ તાત માધવ! મેં પોતે પણ દેવના દેવ, પશુ-પતિનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે. તે સંબંધી કથા પણ હું તમને કહું

છું, તે સાંભળો. હે વિભુ ! મેં ઘણો જ યત્ન કરીને મહાતેજસ્વી દેવ શંકરને જે કારણથી પ્રસન્ન કર્યા હતા અને દેવના દેવ, મહેશ્વર પાસેથી મેં જે કાંઇ સંપાદન કર્યું છે, તે સર્વનું વૃત્તાન્ત તમે શ્રવણ કરો. હે નિર્દોષ કૃષ્ણ ! એ સમગ્ર વૃત્તાન્ત આજે તમારી આગળ કહું છું.

પૂર્વે સત્યયુગના સમયમાં એક વ્યાઘ્રપાદ નામે વિખ્યાત થયેલા મહાસ્વી ઋષિ હતા. તે વેદ તથા વેદાંગમાં પારંગત હતા. તેમનો હું પુત્ર છું. મારો નાનો ભાઇ ધૌમ્ય નામનો છે. હે માધવ ! એક સમયે હું ધૌમ્ય સાથે રમતો રમતો શુદ્ધાત્મા મુનિઓના આશ્રમમાં જઈ ચઢયો. ત્યાં દૂઝણી ગાયો દોહવાતી હતી, તેને મેં જોઇ. એટલે તેનું મને દૂધ આપવામાં આવ્યું અને તેનું મેં પાન કર્યું, જેથી મેં જાણ્યું કે, ગાયનું દૂધ અમૃતસમાન સ્વાદિષ્ટ હોય છે. પછી મેં મારી માતા પાસે આવીને બાળકભાવથી તેને કહ્યું કેઃ–"હે મા ! મને દૂધ અને ભાતનું ભોજન આપ" પણ મારી માતા મને તે આપી શકી નહીં. એટલે રોજ તે દિવસથી "હે માતા ! મને દૂધ આપ, દૂધ આપ," એમ કહી, રોવાનું મેં ચાલુ રાખ્યું એથી મારી માતા દૂધનું સાધન-ગાય નહીં હોવાને લીધે મનમાં દુઃખ પામી અને હે માધવ ! તેણે લોટને પાણીમાં મેળવીને અમને બન્ને ભાઇઓને આપ્યો અને કહ્યું કે, "આ દૂધ છે, પી જાઓ." પરંતુ હે માધવ ! પ્રથમ એક વખતે મેં દૂધ પીધું હતું; કેમકે એક યજ્ઞના સમયે મારા પિતા, અમારી જ્ઞાતિના મેળાવડામાં મને સાથે લઇ ગયા હતા. ત્યાં સુરનંદિની નામની દિવ્ય ગાય દૂધ આપી રહી હતી. મેં તે ગાયનું દૂધ પીને જાણ્યું હતું કે, દૂધનો રસ અમૃતના જેવો હોય છે અને દૂધ અમુક સ્થળે જ ઉત્પન્ન થતું હોઇને તેમાં અમુક પ્રકારના ગુણો હોય છે, તે પણ હું જાણી શકયો હતો; ૧૦૫–૧૧૯ તેથી હે તાત ! મારી માતાએ આપેલો તે લોટનો રસ મને પ્રસન્ન કરી શકયો નહીં. એટલે મેં મારા બાળસ્વભાથી માતાને કહ્યું કેઃ–"હે માતા ! તેં મને જે આપ્યું છે તે દૂધ નથી."

## પૂ. પા. સ્વર્ગસ્થ જગજીવનદાસ જીવરામ શાહ



પ્રવેશ આપ્યો પિતુ અક્ષરોમાં,
વળી પ્રબોધ્યું પર-તત્વ પ્રીતે;
સેવા સજાવી રૂડી ભારતીની,
કૃપા પિતાજી ચરણે નમું હું:

आत्मा वै जायते पुत्रः

પછી દુઃખ અને શોકથી આતુર થયેલી, મારી માતાએ, પુત્ર ઉપરના સ્નેહથી મને આલિંગન દીધું, તથા મારૂં મસ્તક સુંઘ્યું, અને મને કહ્યું કે, "હે વત્સ! શુદ્ધાત્મા મુનિઓને ત્યાં દૂધનું ભોજન ક્યાંથી હોય? આપણે વનમાં નિવાસ કરીએ છીએ, કંદમૂળ તથા ફળનો નિત્ય આહાર કરીએ છીએ અને વાલખિલ્યોએ સેવેલી દિવ્ય નદીનો આશ્રય કરીએ છીએ; (એટલે આપણે ત્યાં ગાય ક્યાંથી હોય?), જેથી આપણે ત્યાં દૂધ પણ ક્યાંથી હોય? હે પુત્ર! વનમાં આવેલા પર્વતપ્રદેશોમાં રહીને મુનિઓની વૃત્તિને આપણે ધારણ કરીએ છીએ. આપણે બીજાઓને પવિત્ર કરનારાં છીએ, જળનું પાન કરીએ છીએ, વનના આશ્રમોમાં નિવાસ કરીએ છીએ, ગ્રામ્ય આહારનો ત્યાગ કરનારાં છીએ અને અરણ્યનાં ફળોનું ભોજન કરનારાં છીએ; આપણે ગાયો વિનાના પ્રદેશમાં વસીએ છીએ, એટલે ગાયોના વંશ વિનાના આપણા આ અરણ્ય પ્રદેશમાં દૂધ ક્યાંથી હોય? ૧૨૦–૧૨૫ આપણે નદીઓનાં કોતરોમાં, પર્વતોમાં તથા વિવિધ પ્રકારનાં તીર્થોમાં તપશ્ચર્યા કરીને નિત્ય જપ-પરાયણ રહીએ છીએ, અને ભગવાન શંકર જ આપણી પરમ ગતિરૂપ છે. ૧૨૬ હે વત્સ! વરને આપનારા, કૂટસ્થ અને અવિનાશી, ભગવાન વિરૂપાક્ષ(શંકર)ને પ્રસન્ન કર્યા વિના દૂધનું ભોજન, સુખો અને વસ્ત્રો ક્યાંથી મળે? ૧૨૭ માટે હે વત્સ! તું તારા સર્વભાવથી શંકરને શરણે જા; કેમકે હે પુત્ર! તેમની કૃપા થતાં તારી સર્વ કામનાઓ સફળ થશે."૧૨૮

હે શત્રુહંતા કૃષ્ણ! માતાનાં એવાં વચન સાંભળીને તુરત જ બે હાથ જોડીને તેને મેં પ્રણામ કર્યા અને આ પ્રમાણે તેને પૂછ્યું:—"હે માતા! તે મહાદેવ કોણ છે? તે કેવી રીતે પ્રસન્ન થાય છે? તે ક્યાં રહે છે? તેમનાં દર્શન કેવી રીતે થઇ શકે છે? શું કરવાથી તે સંતુષ્ટ થાય છે? તેમનું સ્વરૂપ કેવું છે? તેમને કેવી રીતે જાણી શકાય છે? અને હે જનનિ! કેવી રીતે પ્રસન્ન કરીને તેમનાં મારે દર્શન કરવાં?" ૧૩૦.

હે કૃષ્ણ! મેં એ પ્રમાણે કહ્યું, એટલે પુત્ર ઉપર વહાલ રાખનારી મારી માતાએ મારૂં મસ્તક સુંઘ્યું. હે ગોવિંદ! તે સમયે

તેનાં નેત્રો અશ્રુઓથી ઉભરાઇ ગયાં હતાં. તેણે મારા શરીર ઉપર પોતાનો હાથ ફેરવ્યો અને પછી હે મધુસૂદન ! ઘણી જ દીન બની જઇને તેણે આ પ્રમાણે કહ્યું.

માતાએ કહ્યું:–"હે પુત્ર ! મહાદેવ 'દુર્વિજ્ઞેય' છે, એટલે કે તેમનું સ્વરૂપ આત્મજ્ઞાન વિનાના અજ્ઞાની પુરૂષોથી મહામહાકષ્ટથી જાણી શકાય તેવું છે; તેઓ 'દુરાધાર' છે, એટલે કે કદાચ શાસ્ત્રદ્વારા તેમનું જ્ઞાન થાય છે, તોપણ મનથી તેમને ધારણ કરી શકાતા નથી. તેઓ 'દુરંતક' છે, એટલે કે કદાચ મનથી તેમનું ધારણ થઇ શકે છે, તોપણ લયવિક્ષેપ આદિ વિઘ્નોથી તેમને પામવામાં ઘણું સંકટ પડે છે; તેઓ 'દુરાબાધ' છે, કદાચ વિઘ્નો ન આવે, તોપણ તેમને જાણવા જતાં દુષ્ટ બંધનો આવી નડે છે; તે 'દુર્ગ્રાહ્ય' છે, કદાચ તે પણ ન નડે, છતાં દેવતાઈ વિષયોમાં ફસાઇ પડવાથી તેમને ગ્રહણ કરી શકાતા નથી; અને 'દુર્દૃશ્ય' છે, કદાચ પ્રબળ વૈરાગ્યને લીધે તે વિષયોથી વિરકત રહેવાય, તોપણ તેમનાં દર્શન તો થતાં જ નથી. ૧૩૪ સુજ્ઞ વિદ્વાનો કહે છે કે, તેમનાં સ્વરૂપો અનેક છે, તેમનાં સ્થાનકો વિચિત્ર છે અને તેમના પ્રાસાદો (નિવાસસ્થાનો) પણ અનેક છે. ૧૩૫ અરેખર, સર્વના નિયંતા ભગવાન શંકરનાં પવિત્ર ચરિત્રને યથાર્થ રીતે કોઇ જાણતું જ નથી; કેમકે દેવના દેવ ભગવાન શંકરે, પૂર્વે અનેક સ્વરૂપો ધારણ કર્યાં છે, અનેક ક્રીડાઓ કરી છે અને અનેકના ઉપર તે પ્રસન્ન થયા છે. ૧૩૬ તે મહેશ્વર પ્રાણીમાત્રના હ્રદયમાં રહેલા છે, માટે 'વિશ્વરૂપ' કહેવાય છે. મેં કથા કહેનારા મુનિઓ પાસેથી સાંભળ્યું છે કે, ભકતો ઉપર કૃપા–દયા કરવા માટે પોતાના ભકતોને જ તે દર્શન આપે છે. વળી ઇશાન દેવનું દિવ્ય અને પવિત્ર ચરિત્ર મેં સાંભળ્યું છે; તેમ જ બ્રાહ્મણો ઉપર અનુગ્રહ કરવા માટે દેવતાઓએ કહેલાં જે જે સ્વરૂપો તેમણે ધારણ કર્યાં છે. તે સર્વનું પણ મેં શ્રવણ કર્યું છે. માટે હે વત્સ ! તે સર્વ હું તને સંક્ષેપમાં કહી સંભળાવું છું, તેનું તું શ્રવણ કર. તેં મને તે વિષે પ્રશ્ન કર્યો છે, માટે હું તને એ સહુ કહું છું." ૧૩૭–૧૩૯

વળી માતાએ કહ્યું:–"મહાદેવ બ્રહ્માનું, વિષ્ણુનું, ઈંદ્રનું, રુદ્રનું, આદિત્યનું, અશ્વિનીકુમારોનું અને વિશ્વેદેવાનું પણ સ્વરૂપ ધારણ કરે છે. ૧૪૦ વળી તે ભગવાન મનુષ્યોનું, દેવતાઓનું, દેવતાઓની સ્ત્રીઓનું, પ્રેતનું, પિશાચનું, જંગલી ભિલોનું, જળચર પ્રાણીઓનું, એમ અનેક પ્રકારનાં સ્વરૂપો ધારણ કરે છે. તેઓ કાચબાનું, માછલાનું, શંખનું, પ્રવાલનું, અને વસંતાદિ ઋતુઓનું સ્વરૂપ ધારણ કરે છે. ૧૪૧, ૧૪૨, દેવ શંકર યક્ષનું, રાક્ષસનું, સર્પનું, દૈત્યનું, દાનવનું, દરમાં રહેનારાં પ્રાણીઓનું, વ્યાઘ્રનું, સિંહનું, મૃગનું, ચિત્તાનું, રીંછનું, તરખનું, વરૂનું, કૂતરાનું, શિયાળનું, પક્ષીનું, ઘુવડનું, હંસનું, કાગડાનું, મોરનું, કાકિંડાનું, સારસનું, બગલાનું, ગીધનું અને ચક્રવાકનું પણ સ્વરૂપ ધારણ કરે છે. ૧૪૩–૧૪૫ વળી એ મહાદેવ અનેક નિવાસસ્થાનો ઉત્પન્ન કરે છે. પર્વતને ધારણ કરે છે, ગાયના રૂપને, હાથીના રૂપને, ઘોડાના રૂપને, ઉંટના રૂપને તથા ગધેડાના રૂપને પણ ધારણ કરે છે; અને કોઇ કોઇ સમયે બકરાના તથા સિંહના રૂપને પણ ધારણ કરે છે. કોઇ સમયે અનેક પ્રકારના મૃગોના સ્વરૂપને ધારણ કરે છે તો કોઈ સમયે દેવતાઇ (ઇંડામાંથી જન્મતાં) પક્ષીઓનાં રૂપને પણ ધારણ કરે છે. ૧૪૭ તે વળી (દણ્ડ ધારતા) સંન્યાસીનું (છત્ર ધરતા) ક્ષત્રિયનું તથા કુંડીવાળા ભિક્ષુકનું સ્વરૂપ ધારણ કરે છે, બ્રાહ્મણોનાં વિઘ્નોનું વારણ વા રક્ષણ કરે છે. છ મુખવાળાનું, અનેક મુખવાળાનું અને ત્રણ નેત્રવાળાનું સ્વરૂપ તે ધારણ કરે છે. ૧૪૮ વળી અનેક કેડ અને ચરણોને, અનેક ઉદરો તથા મુખોને તથા અનેક હાથો અને પડખાંઓને તે ધારણ કરે છે, તેમ જ અનેક ગણોથી તે વિંટાયેલા છે.

"વળી તે ઋષિઓ તથા ગંધર્વોનાં સ્વરૂપોને ધારણ કરે છે; સિદ્ધો તથા ચારણોનાં સ્વરૂપોને ધારણ કરે છે. તેમનાં ગાત્રો ભસ્મથી ઉજ્જવળ છે. તેમણે મસ્તકે અર્ધ ચંદ્રનું આભૂષણ ધારણ કરેલ છે. તેમની આસપાસ અનેક પ્રકારના શબ્દોથી તેમનાં નામનો ઘોષ થઇ રહ્યો છે, અનેક ઋષિઓ તે સ્તુતિ ગાઇ રહેલા છે. સર્વ પ્રાણીમાત્રના

તે કાળ છે; તે સર્વસ્વરૂપ છે, સર્વ લોકમાં પ્રતિષ્ઠા પામ્યા છે. સર્વ લોકના અંતરાત્મા છે, સર્વત્ર તેમની ગતિ છે, એટલે કે તે સર્વત્ર વ્યાપક છે, સર્વના વકતા છે એટલે કે શાસ્ત્રો અને કર્મોના વકતા છે, અને પ્રાણીમાત્રના હૃદયમાં રહેલા તે ભગવાન સર્વત્ર સ્થિતિ કરી રહ્યા છે, એમ સમજવું. ૧૫૦–૧૫૨ તે દેવેશ, મનુષ્ય જે જે વિષયની કામના કરે છે અને જેને માટે પોતાનું પૂજન અર્ચન કરે છે, તે સર્વને જાણે છે, માટે તારી જો ઇચ્છા હોય તો તું તેમને શરણે જા. ૧૫૩ તે ભગવાન કોઈ સમયે આનંદ પામે છે, કોઇ સમયે કોપ કરે છે, કોઇ સમયે હુંકારનો ઉચ્ચાર પણ કરે છે અને કોઇ સમયે ચક્ર, ત્રિશૂલ, ગદા, મુશળ. તરવાર તથા પટ્ટિશને ધારણ કરે છે. ૧૫૪ વળી તે પૃથ્વીને ધારણ કરનાર શેષનાગનું સ્વરૂપ છે; નાગની કટિમેખલાને ધારણ કરે છે, નાગનાં કુંડળો પહેરે છે, નાગનું જ યજ્ઞોપવીત ધારણ કરે છે અને હસ્તિચર્મરૂપ વસ્ત્રને ધારણ કરે છે. ૧૫૫

"કોઇ સમયે તે હસે છે, કોઇ સમયે ગાય છે, કોઇ સમયે મનોહર નૃત્ય કરે છે, કોઈ સમયે વિચિત્ર વાદિત્રો વગાડે છે, કોઈ સમયે ગણોની સાથે રહીને વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરે છે, કોઇ સમયે બગાસાં ખાય છે, કોઇ સમયે રુદન કરે છે, કોઇ સમયે રુદન કરાવે છે, કોઇ સમયે ઉન્મત્ત અને મદમત્તની પેઠે મોટા ઘાંટા કાઢીને બોલે છે, કોઇ સમયે નેત્રના ડોળા ફાડીને મનુષ્યોને ત્રાસ ઉપજાવતા ગાય છે, તેમ રૌદ્ર સ્વરૂપ ધારણ કરીને ખડખડાટ હસે છે, કોઇ સમયે જાગ્રત રહે છે, કોઇ સમયે નિદ્રાવશ રહે છે, કોઈ સમયે પોતાને સુખ થાય તેમ બગાસાં ખાય છે, કોઇ સમયે પોતે જ મંત્રજાપ કરે છે, કોઈ સમયે બીજાઓવડે જપાય છે, કોઈ સમયે બીજાઓ તેમની તપશ્ચર્યા કરે છે, કોઇ સમયે તે દાન આપે છે, કોઇ સમયે દાનનો પ્રતિગ્રહ કરે છે, કોઇ સમયે યોગ કરે છે, તો કોઈ સમયે ધ્યાન ધરે છે, કોઇ સમયે યજ્ઞની વેદિકામાં, યજ્ઞના સ્થંભમાં, ગાયોના વાડામાં અને અગ્નિમાં, બાળક, વૃદ્ધ અથવા યુવાન-

સ્વરૂપે તેમનાં દર્શન થાય છે; અને કોઇ સમયે તે તે સ્થળે અદૃશ્ય પણ રહે છે. એ ભગવાન ઋષિઓની કન્યાઓ સાથે ક્રીડા કરે છે, અને ઋષિઓની પત્નીઓ સાથે પણ ક્રીડા કરે છે. તેમના કેશ ઉભા છે, તેમનું ચિહ્ન મોટું છે, તે નગ્ન રહે છે, તેમનાં નેત્રો ભયંકર છે, તેમનો વર્ણ ઘોર છે, શ્યામ છે, કાળો છે, ઉજ્જવળ છે, ધુમાડા જેવો ભૂખરો છે અને લાલ છે, તેમનાં નેત્રો ભયંકર વિકૃત છે તેમ વિશાળ પણ છે, તેમણે દિશાઓ રૂપી વસ્ત્રો ધારણ કરેલાં છે અને તે સર્વ જગતના વસ્રરૂપ છે.

"વળી તે ભગવાન 'અરૂપી' (નિષ્કલ–કળા વિનાના, રૂપ વિનાના) છે, તેમ સર્વના 'આદ્યરૂપ' છે. "તે માયાના ઇશ્વર, 'અતિરૂપ' છે! અનેક કાર્યોના આકારને ધારણ કરે છે, હિરણ્યગર્ભરૂપ છે, અનાદિ છે, અનન્ત છે, અજન્મા છે, તેમના કારણશૂન્ય અંતને યથાર્થ રીતે કોણ જાણી શકે તેમ છે? કોઇ જ નહીં. ૧૬૩ કારણકે તે મહેશ્વર પ્રત્યેક પ્રાણીના હૃદયમાં રહે છે, પ્રાણરૂપ છે, મનરૂપ છે, જીવરૂપ છે, આનંદમય છે, યોગાત્મા છે, યોગશબ્દવાચ્ય છે, ધ્યાનરૂપ છે, અને પરમાત્મા છે; એ મહેશ્વરનું સ્વરૂપ જ્ઞાનભકિતથી જ ચિત્તની સૂક્ષ્મ વૃત્તિથી જ ગ્રહણ થઇ શકે છે, અર્થાત્ સમજી શકાય છે. ૧૬૪ તે વાદિત્રો વગાડે છે, ગાયનો ગાય છે, લાખો નેત્રોવાળા છે, એકમુખવાળા છે, બે મુખોવાળા છે, ત્રણ મૂખોવાળા છે અને અનેક મુખોવાળા પણ છે. ૧૬૫ માટે હે પુત્ર! એ મહાદેવનો ભકત થઇને, તેમનામાં જ ચિત્ત રાખીને, નિત્ય તેમનાપર જ નિષ્ઠા રાખીને અને તેમનું જ શરણ લઇને તેમનું તું ભજન કર. એથી તારા સર્વ મનોરથો સફળ થશે." ૧૬૬

હે શત્રુહંતા કૃષ્ણ! માતાનાં એવાં વચનો સાંભળ્યાં તે દિવસથી આરંભીને મહાદેવ ઉપર જ મારી એક નિષ્ઠાવાળી ભકિત થઇ; ૧૬૭ અને પછી તપશ્ચર્યા કરવાનો આરંભ કરીને શંકરને હું પ્રસન્ન કરવા લાગ્યો. મેં એક હજાર વર્ષો સુધી પગના ડાબા અંગુઠાના અગ્રભાગ ઉપર ઉભા રહીને તપશ્ચર્યા કરી. તેમાં સો વર્ષે સુધી માત્ર ફળનો જ આહાર કરીને તપશ્ચર્યા કરી; પછી બીજાં સો વર્ષ સુધી ખરી પડેલાં

ખડાંનો આહાર કરીને તપશ્ચર્યા કરી, પછી ત્રીજાં સો વર્ષ સુધી જળનો જ આહાર કરીને તપશ્ચર્યા કરી અને છેલ્લાં, સાતસો વર્ષ સુધી માત્ર વાયુનો જ આહાર કરીને તપશ્ચર્યા કરી. આ રીતે દેવતાઓનાં એક હજાર વર્ષપર્યંત શંકરનું મેં આરાધન કર્યું. ૧૬૮–૧૭૦

એટલે સર્વ લોકના ઇશ્વર પ્રભુ મહાદેવ મારાપર પ્રસન્ન થયા. તેમણે મને પોતાનો અનન્ય ભક્ત જાણ્યો હતો, છતાં મારી પરીક્ષા કરવાની ઇચ્છા કરી. ૧૭૧ તે માટે તેમણે હજાર નેત્રોવાળા ઇંદ્રનું સ્વરૂપ ધારણ કરી, સર્વ દેવગણોથી વિંટાઇને હાથમાં વજ્ર ધારણ કરી, તે યશસ્વી ભગવાન મારી પાસે આવ્યા. તે સમયે જેનો વર્ણ અમૃત સમાન નિર્મળ તેમ ઉજ્જ્વળ હતો, જેનાં નેત્રો લાલ વર્ણનાં હતાં, જેના કાન સ્તબ્ધ સ્થિર હતા, જેનું સ્વરૂપ મહોત્કટ જણાતું હતું, જેની સુંઢ ગોળ વિંટાયેલી હતી, જેનો દેખાવ ભયંકર હતો અને જેને ચાર દાઢો હતી તેવા એક મોટા હાથી (ઐરાવત) ઉપર આરૂઢ થઇ આવેલા તે ભગવાન પોતાના તેજથી પ્રકાશી રહ્યા હતા. તેમણે મસ્તક ઉપર મુકુટ ધારણ કર્યો હતો, હાર અને બાજુબંધોથી તે શોભી રહ્યા હતા, તેમના મસ્તક ઉપર શ્વેત વર્ણનું ઉજ્જવળ છત્ર ધારણ કરવામાં આવ્યું હતું અને દિવ્ય ગંધર્વો તથા અપ્સરાઓ, સ્તુતિ કરીને તેમનું સેવન કરી રહ્યાં હતાં. ૧૭૨–૧૭૫

પછી આવા સ્વરૂપવાળા દેવેન્દ્રે પણ મને કહ્યું કે:–" હે ઉત્તમ બ્રાહ્મણ ! હું તારાપર પ્રસન્ન થયો છું; તારા મનમાં જે વરની ઇચ્છા હોય તે વર મારી પાસેથી તું માગી લે." ૧૭૬

પણ ઇંદ્રનાં એ વચન સાંભળી, મારૂં મન પ્રસન્ન થયું નહીં, તેથી મેં હર્ષ પામ્યા વિના જ દેવરાજાને આવું વચન કહ્યું:–૧૭૭ " હે સૌમ્ય ! હું તમને સત્ય કહું છું કે, તમારી પાસેથી તેમ બીજા કોઈ પણ દેવ પાસેથી વર માગવાની મને ઇચ્છા નથી. માત્ર એક મહાદેવ વિના બીજા કોઇની પાસે મારે વર માગવો નથી. આ હું સાચું કહું છું. ૧૭૮ હે શક્ર ! મારૂં આ વાક્ય ખરેખર સત્ય, સત્ય જ છે, અને તે વિશેષ નિશ્ચયયુક્ત છે; કારણકે મહેશ્વરની કથા વિના બીજી

કોઇ કથા મને ગમતી નથી. ૧૭૯ ભગવાન પશુપતિ મને કહે તો તેમના વચનથી તત્કાળ હું એક કીડો થઇ જાઉં અથવા અનેક શાખાઓવાળો વૃક્ષ પણ થઇ જાઉં; પરંતુ પશુપતિના વરદાનરૂપ પ્રસાદથી નહીં મળેલી, ત્રિભુવનની રાજ્યસમૃદ્ધિ પણ મને અનિષ્ટ છે, અર્થાત્ ઇષ્ટ નથી જ. * હું શંકરનાં ચરણવંદનમાં આસકત રહીને એક ચાંડાલ કુળમાં જન્મ પામું, તોપણ મારાં અહોભાગ્ય માનું; પરંતુ ઇશ્વરની ભકિતથી મુકત થઈને ઇંદ્રના ભવનમાં ઉત્પન્ન થાઉં, તોપણ તેને હું મારાં દુર્ભાગ્ય માનું. ૧૮૧ જે પુરૂષને દેવાસુરના ગુરૂ ભગવાન વિશ્વનાથજી ઉપર ભકિત નથી તે પુરૂષ વાયુ અને જળનો જ આહાર કરીને જીવન ગાળે, તોપણ તેના દુઃખનો નાશ કયાંથી થઇ શકે ! જે પુરુષોથી એક ક્ષણ વાર પણ શંકરનાં ચરણસ્મરણનો વિયોગ સહન થતો નથી તે પુરુષોને ભિન્નભિન્ન ધર્મોવાળી બીજી કથાઓ કરવાની પણ કંઇ આવશ્યકતા નથી. જે પુરુષનો કળિયુગમાં જન્મ થયો હોય, તેણે નિરંતર શંકરનું જ ચરણસેવન કરવામાં અવિરત આસકત રહેવું; કેમકે શંકરની ભક્તિરૂપ રસાયનનું પાન કરવાથી સંસારનો ભય લેશમાત્ર રહેતો નથી. ૧૮૪ જે પુરુષે શંકરની કૃપા સંપાદન કરી નથી, તે પુરુષને એક દિવસ, અર્ધો દિવસ, એક મુહૂર્ત, એક ક્ષણ અથવા એક લવ પણ તેમના ઉપર ભક્તિ ઉત્પન્ન થતી નથી.

ભગવાન શંકરની મને આજ્ઞા થાય તો એક કીડો થઈ જવા માટે અથવા પતંગિયું થઈ જવા માટે પણ હું તૈયાર છું; પરંતુ હે શક્ર ! તેં આપેલા ત્રૈલોકયના રાજ્યની પણ લેશમાત્ર મને ઇચ્છા નથી. ૧૮૬ મહેશ્વરના વચનથી હું એક કૂતરો થઇ જવા માટે પણ

* કહેવાનું તાત્પર્ય એ છે કે, પરમ કારણરૂપ ભગવાન મહાદેવનો મારાપર અનુગ્રહ હોય તો મને તિર્યંચ યોનીની પ્રાપ્તિ થાય, તોપણ કાગડાની જાતિમાં અવતરેલા ભુશુંડ ઋષિની પેઠે કંઈ ભય નથી; પરંતુ તેમના અનુગ્રહ વિના કેવળ નાશવંત સ્વભાવના ઈંદ્રે આપેલું ત્રૈલોકયનું રાજ્ય પણ મને મહાભયંકર લાગે છે, અનિષ્ટ કરનારૂં લાગે છે; જેમકે નહુષને ત્રિલોકીનું રાજ્ય મળ્યું હતું; પરંતુ ઈશ્વરની કૃપા નહીં હોવાથી અંતે તેને અજગર થવું પડયું હતું.

તયાર છું, કેમકે તે જ મારી સર્વોત્કૃષ્ટ કામના છે; પરંતુ મહેશ્વરની આજ્ઞા વિના મળતા દેવગણોના રાજ્યની પણ મને ઇચ્છા નથી. ૧૮૭ હું સ્વર્ગલોકને માગતો નથી, દેવોના રાજ્યને ઇચ્છતો નથી, બ્રહ્મલોકની યાચનાયે કરતો નથી, નિષ્કલ સ્વરૂપની કામના રાખતો નથી, તેમ જ કોઇ પણ પ્રકારના સર્વ વિષયોની અભિલાષા ધરાવતો નથી. માત્ર શંકરના દાસભાવની જ અભિલાષા હું સર્વથા સેવું છું. ૧૮૮ જેમના મસ્તકે શ્વેત ચંદ્રરૂપ નિર્મળ મુકુટ ધારણ થઇ રહ્યો છે, તે પશુપતિ ભગવાન શંકર જ્યાંસુધી મારાપર પ્રસન્ન થયા નથી, ત્યાંસુધી જ જન્મ, મરણ તથા વૃદ્ધાવસ્થાનાં સેંકડો દૈહિક દુઃખોને હું ધારણ કરી રહ્યો છું. ૧૮૯ કેમકે ચંદ્ર અને અગ્નિ સમાન તેજસ્વી, ત્રિભુવનના સારરૂપ, કેવળ આનંદરૂપ, સર્વના આદ્ય, અજર અને અમર એક રુદ્રને જ પ્રસન્ન કર્યા વિના કયો પુરુષ આ જગતમાં શાન્તિ મેળવી શકે તેમ છે? જેમના હૃદયમાં કુપથ–નઠારા માર્ગમાંથી મુકત રાખનાર રૂદ્ર–શંકર વસતા નથી, તેમને ધિક્કાર છે, ધિક્કાર છે, ફરી ફરી ધિક્કાર છે. ૧૯૦

માટે હું તો એજ ઇચ્છું છું કે, કદાચ મારા કોઇ દોષોને લીધે મારો જો પુનર્જન્મ થાય તો તે પ્રત્યેક જન્મમાં મહાદેવ ઉપર મારી અક્ષય ભક્તિ થાઓ.”૧૯૧

ઇંદ્રે કહ્યું:–“કારણના પણ કારણ તે મહેશ્વર જગતમાં વિદ્યમાન છે, તેમાં હેતુ શો છે, કે જેને લીધે તું શર્વ–સર્વના સંહારક મહાદેવ વિના બીજા કોઇની પાસેથી પ્રસાદ વર મેળવવાની આકાંક્ષા જ રાખતો નથી?”

મેં (ઉપમન્યુએ) કહ્યું:–“બ્રહ્મવાદી પુરુષો એને સત્ તથા અસત્ રૂપ કહે છે, વ્યકત તથા અવ્યકત કહે છે, નિત્ય કહે છે, એક કહે છે અને અનેક કહે છે, એવા પરમ શિવ પાસેથી અમે વર માગીએ છીએ. વળી એને આદિ, મધ્ય તથા અંતર્રહિત કહે છે, એને અચિંત્ય જ્ઞાન તથા ઐશ્વર્યરૂપ પરમાત્મા કહે છે, માટે જ તેમની પાસેથી અમે વર માગીએ છીએ. ૧૯૪ વળી એ

બીજરૂપ નથી, છતાં તેનાથી બીજભૂત સમગ્ર ઐશ્વર્ય ઉત્પન્ન થાય છે; તે પોતે કદિ ઉત્પન્ન થતા નથી અને નિર્વિકાર છે; તે કારણના કારણરૂપ છે, માટે એવા શંકર પાસેથી અમે વર માગીએ છીએ. ૧૯૫ તે તમસથી પર રહેલા, પરમજ્યોતિરૂપ છે, તપ અને તપોવૃત્તિને ધારણ કરનારા પુરૂષોથી પણ પર છે અને એને જાણીને જ્ઞાની પુરુષોને કદિ શોક કરવો પડતો નથી, એવા એ સર્વકારણ શંકર પાસેથી અમે વર માગીએ છીએ. હે પુરંદર! એ પ્રાણીમાત્રના સ્રષ્ટા છે, પ્રાણીમાત્રના અભિપ્રાયને જાણે છે, સર્વ પ્રાણીઓનો સંહાર કરે છે, સર્વવ્યાપક છે અને સર્વ વસ્તુને આપનારા છે, એવા મહાદેવનું હું પૂજન કરૂં છું. એ હેતુગર્ભિત વાદોથી મુક્ત છે, સાંખ્ય તથા યોગના તત્ત્વાર્થનો સાક્ષાત્કાર કરાવનારા છે, સર્વથી પર છે અને તત્ત્વજ્ઞપુરુષો એનું ઉપાસન કરે છે, એવા એ ભગવાન શંકર પાસેથી અમે વર માગીએ છીએ. ૧૯૮ હે મઘવન્! એને દેવરાજ ઇંદ્રનો પણ આત્મા કહેવામાં આવે છે અને એ દેવ પ્રાણીમાત્રનો ગુરુ છે, તેની પાસેથી અમે વર માગીએ છીએ. ૧૯૯ જેણે અવ્યાકૃત–આકાશ–રૂપ બ્રહ્માંડને પોતાની સત્તાથી વ્યાપ્ત કરી દઈને લોકસ્રષ્ટા બ્રહ્મદેવને પૂર્વે ઉત્પન્ન કર્યા હતા, તેની પાસેથી અમે વર માગીએ છીએ. ૨૦૦ હે ઇંદ્ર! અગ્નિ, જળ, વાયુ, પૃથ્વી, આકાશ, બુદ્ધિ, મન અને મહત્તત્વ શંકર, એ સર્વનો સ્રષ્ટા પરમેશ્વર વિના બીજો કોણ હોઇ શકે? તે તું મને કહે. ૨૦૧ તેમ જ હે શક્ર! મન, બુદ્ધિ, અહંકાર, પાંચ તન્માત્રાઓ અને ઇંદ્રિયો એ સર્વનો જે આશ્રય થઇ શકે, તે શિવ વિના બીજો કોણ છે તે મને કહે. ૨૦૨

વિદ્વાન પુરુષો જેને ભુવનના સ્રષ્ટા અને પિતામહ કહે છે, તે બ્રહ્મા પોતે પણ દેવોના ઇશ્વર શંકરનું આરાધાન કરીને મહાન લક્ષ્મી સંપાદન કરે છે. (ત્રયમૂર્તિ) ભગવાન (મહેશ્વર) વિષે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ઉત્પન્ન કરનારૂં જે ઉત્તમ ઐશ્વર્ય રહેલું છે, તે પણ મહાદેવ પાસેથી જ તેમણે પ્રાપ્ત કર્યું છે. તો પછી એ પરમેશ્વર

શંકર વિના બીજો કોણ ઇશ્વર છે ? તે મને કહે. ૨૦૪ દૈત્યો અને દાનવોના મુખ્ય પુરુષોને જગતનું આધિપત્ય આપનારા અને શત્રુઓને, સંહાર કરનારા દેવેશ્વર શંકરવિના બીજો કયો પુરુષ હિરણ્યાક્ષ આદિ દૈત્યોને ઐશ્વર્ય આપવા સમર્થ છે ! ૨૦૫ દિશાઓ, કાળ, સૂર્ય, સર્વ પ્રકારનાં તેજો, ગ્રહો, વાયુ, ચંદ્ર અને તારાઓ—એ સર્વ પદાર્થો મહાદેવથી જ ઉત્પન્ન થયા છે, એમ તારે જાણવું, તો પછી કહે, એ પરમેશ્વર વિના બીજો કોણ ઇશ્વર છે ? ૨૦૬ જગતની ઉત્પત્તિના સંબંધમાં, વિનાશના સંબંધમાં, યજ્ઞનો નાશ કરવામાં તથા ત્રિપુરાસુરનો વધ કરવામાં (શંકર વિના બીજો કોણ સમર્થ છે ?) વળી તે ભગવાન, દૈત્યો તથા દાનવોના મુખ્ય પુરુષોને આધિપત્ય આપનારા હોઇ દેવોના શત્રુઓનો સંહાર કરનારા છે. ૨૦૭

હે ઉત્તમ દેવ પુરંદર ! આ વિષયમાં અનેક ઉત્તમ સૂકતો કહીને જુદા જુદા હેતુવાદો અથવા પ્રમાણો દેખાડવાની કંઇ આવશ્યકતા મને તો નથી લાગતી. માત્ર હજારનેત્રોવાળા તેને જોઇને જ તે પરમાત્માની સિદ્ધિ થઇ શકે છે. ૨૦૮ કેમકે હે કુશિકવંશના ઉત્તમ દેવ ! આ સિદ્ધો, ગંધર્વો, દેવો તથા ઋષિઓ તારી પૂજા કરી રહ્યા છે—તે સર્વ-દેવના દેવ શંકરના જ પ્રસાદથી થઇ રહ્યું છે. ૨૦૯ હે શક્ર ! સર્વ વ્યાપક પરમાત્માથી વ્યાપ્ત થઇ રહેલા આ બ્રહ્માંડમાં ચેતન અચેતન—જે કંઇ પદાર્થો રહેલા છે તે સર્વે, 'અવ્યકત મુકત કેશ'—એટલે જ જીવના ઉપભોગ માટે મહેશ્વરે જ ઉત્પન્ન કર્યા છે, એમ તારે જાણવું. ૨૧૦ હે ઐશ્વર્યસંપન્ન ઇંદ્ર ! તત્ત્વદ્રષ્ટાઓ કહે છે કે ભુવર શ્રી આરંભીને મહર સુધીના પરલોકોમાં, આલોકમાં, જૂદાં જૂદાં દ્વીપસ્થાનોમાં, મેરુ પર્વતના પ્રદેશમાં તથા સર્વ મધ્યપ્રદેશોમાં દેવ શંકર વ્યાપી રહેલા છે. હે શક્ર ! જો દેવતાઓ શંકરના જેવી જ (પ્રભાવશાળી) બીજી કોઈ દેવમૂર્તિને જુએ છે તો પછી અસુરોથી પરાજય પામવાના સમયે તેઓ તેને શરણે કેમ જતા નથી અને શંકરને શરણે જાય છે. આથી એ વાત નિશ્ચિત છે કે, દેવો, યક્ષો, સર્પો અને રાક્ષસો વચ્ચે માંહોમાંહે જ્યારે યુદ્ધ થાય છે અને

અન્યોન્યનો વિનાશપ્રસંગ જ્યારે ઉપસ્થિત થાય છે, ત્યારે ભગવાન શંકર જ તેઓને પોતપોતાનું સ્થાન તથા ઐશ્વર્ય આપે છે. અંધક, શુક્ર, દુંદુભિ, મહિષ, મોટા મોટા યક્ષો અને નિવાતકવચ આદિ રાક્ષસો—વગેરેને વરદાન દેવા માટે તેમ જ નાશ કરવા માટે પણ મહેશ્વર વિના બીજો કોણ સમર્થ છે? તે મને કહે. વળી તું મને કહે કે, દેવો તથા અસુરોના ગુરૂ મહાદેવ સિવાય બીજા કયા પુરૂષનું વીર્ય પૂર્વે અગ્નિમાં હોમાયું હતું? મહાદેવ સીવાય બીજા કોના વીર્યમાં એવો પ્રભાવ હતો કે જેથી સુવર્ણનો પર્વત (હિમગિરિ) ઉત્પન્ન થઈ ગયો હતો? આ જગતમાં બીજો કયો પુરૂષ છે, કે જેની દિશાઓરૂપી વસ્ત્રને ધારણ કરવા માટે કીર્તિ ગવાય છે? બીજો કયો પુરૂષ ઉર્ધ્વરેતસ (વીર્યને ઊર્ધ્વ-ઉંચે ખેંચી શકનારો) કહેવાય છે? બીજા કોના અર્ધશરીરમાં કાન્તા—સ્ત્રી સ્થિર રહેલી છે? કોણે કામદેવનો પરાજય કર્યો છે? વળી હે ઇંદ્ર! તું મને કહે કે, કોના ઉત્તમ સ્થાનની દેવો પણ પ્રશંસા કરે છે? કોણ શ્મશાનમાં ક્રીડા કરે છે? નૃત્યમાં કોણ ઉત્તમ કહેવાય છે? કોનું ઐશ્વર્ય તે મહેશ્વરના સમાન ગણાય છે? કયો પુરૂષ ભૂતોની સાથે ક્રીડા કરે છે? ઐશ્વર્યથી ગર્વિષ્ઠ થયેલા કયા દેવગણો તેમની સમાન બળવાળા છે? કોનું સ્થાન ત્રૈલોકયમાં પૂજાયેલું હોઇને અચલ અથવા અવિનાશી તરીકે પ્રસિદ્ધ છે? તેમના વિના બીજા કોણ જગતમાં વૃષ્ટિ કરે છે? કોણ તપે છે? કોણ તેજથી દીપી રહ્યો છે? કોનાથી ઔષધિઓની ઉત્પત્તિ થાય છે? કોણ દ્રવ્યને ધારણ કરી રાખે છે? અને આ સ્થાવરજંગમ જગતમાં તેમના વિના બીજો કોણ પોતાની ઇચ્છાનુસાર ખેલ ખેલી રહ્યો છે? ૨૧૧-૨૨૧ યોગીઓ, જ્ઞાનસિદ્ધિમાં સાધનભૂત ક્રિયાયોગો દ્વારા મહાદેવનું જ સેવન કરી રહ્યા છે; અને ઋષિઓ, સિદ્ધો તથા ગંધર્વો પણ તેમને જ કારણના કરણ પરમ કહે છે. ૨૨૨ દેવ તથા અસુરો પણ કર્મ, યજ્ઞ અને ક્રિયાઓ દ્વારા જેમનું સેવન કરી રહ્યા છે, જે નિત્ય છે, અને જે દેવ કર્મના ફળભૂત શરીરાદિકના સંબંધથી અથવા સુખદુઃખાદિના સંબંધથી રહિત છે, તેનેજ

હું કારણના કારણ કહું છું. ૨૨૩ તે મહેશ્વરનું પદ સ્થૂળ છે, તેમ સૂક્ષ્મ પણ છે, નિરૂપમ છે, ઇંદ્રિયાદિકથી અગ્રાહ્ય છે, ગુણોના વિષયભૂત છે, તેમ ગુણોથી રહિત છે, ગુણોનું અધ્યક્ષ છે, એટલે ગુણોથી નિયામક છે, તે જગતને નિયમમાં રાખનાર છે, સર્વના કારણભૂત ઇશ્વરનું પણ નિયમન કરનારા છે, આ લોક અને લોકલોકના અંતનું કારણ છે. ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ છે. ૨૨૫ હે શક્ર ! સર્વના ઉપાદાનકારણભૂત જે શંકરથી જીવની, ઇશ્વરની, પ્રધાન(પ્રકૃતિ)ની, વિદ્યાની, અવિદ્યાની, કર્મની, અકર્મની, ધર્મની અને અધર્મની ઉત્પત્તિ થાય છે, તેને જ હું કારણ કહું છું. ૨૨૬ હે દેવેન્દ્ર ! સૃષ્ટિ અને સંહારના કારણભૂત દેવાધિદેવ રૂદ્ર, સર્વના કારણભૂત છે. એ વિષયમાં આ પ્રત્યક્ષ પ્રમાણ છે કે, તેમણે પોતાના લિંગને (મૂર્તિને) ભગથી (યોનિથી) ચિહ્નિત કર્યું છે, તે તું જો. ૨૨૭ વળી પૂર્વે મારી માતાએ મને કહ્યું છે કે, ભગ અને લિંગના સંયોગથી લોકની જેમ ઉત્પત્તિ થાય છે, તેમ આ જગતનું કારણ પણ તેવા પ્રકારનું જ હોવું જોઇએ, એમ અનુમાન થઇ શકે છે; માટે હે શક્ર ! તે મહેશ્વર કરતાં શ્રેષ્ઠ બીજું કંઇ નથી, એમ સમજીને તારી જો ઇચ્છા થતી હોય તો તેમનું તું શરણ લે. ૨૨૮ હે દેવેશ ! એ વાત તો તને પોતાને પણ પ્રત્યક્ષ જાણવામાં છે કે, આ ત્રણે લોક ભગ-લિંગના સંયોગરૂપ કારણથી ઉત્પન્ન થાય છે; અને તેમાં માયા તે જ ભગને સ્થાને છે અને નિર્ગુણ ચૈતન્ય તે જ લિંગને સ્થાને છે—એ બન્નેના સમુદાયથી અથવા સહયોગથી જ ત્રૈલોકય ઉત્પન્ન થાય છે. વળી કહેવાય છે કે, બ્રહ્માદિકના વીર્યથી ઉત્પન્ન થયેલું. આ જગત માયા અને નિર્ગુણ બ્રહ્મના એકીકરણરૂપ જ છે; અને એટલા માટે જ બ્રહ્મા, ઇંદ્ર અને વિષ્ણુ આદિ દેવતાઓ તથા મોટા દૈત્ય રાજાઓ કે જેઓની બુદ્ધિ હજારો કામનાઓને પૂર્ણ કરવા માટે સમર્થ છે, તેઓ પણ એમ જ કહે છે કે, મહેશ્વર કરતાં શ્રેષ્ઠ બીજું કંઇ પણ નથી.

આ રીતે સ્થાવરજંગમ જગતમાં ઉત્તમ વેદ્ય તરીકે કહેવાયેલા

દેવ શંકર પાસેથી જ હું કામનો વર મેળવવાની ઇચ્છા રાખું છું અને તત્કાળ મોક્ષ મેળવવા માટે તેમની જ એકાગ્ર ચિત્તે પ્રાર્થના કરૂં છું. ૨૨૯ હવે, આથી વિશેષ બીજા ભિન્ન ભિન્ન હેતુઓ દર્શાવવાનું શું પ્રયોજન છે ? નથી જ. તે મહેશ્વર જ કારણના પણ કારણ છે, કેમકે અમે સાંભળ્યું જ નથી કે દેવતાઓએ મહેશ્વર વિના બીજા કોઈના લિંગની કદિ પૂજા કરી હોય ! ૨૩૦ જો તમે કદિએવું સાંભળ્યું હોય તો મને તે કહો કે, સર્વ દેવતાઓએ મહેશ્વર વિના બીજા કોના લિંગની પૂર્વે પૂજા કરી હતી ? અને અત્યારે પણ તેઓ કોના લિંગની પૂજા કરી રહ્યા છે: ૨૩૧ બ્રહ્મા, વિષ્ણુ અને તું સુદ્ધાં પણ સર્વ દેવતાઓ મહેશ્વરના લિંગનું સદાકાળ પૂજન કરી રહ્યા છો; માટે નિશ્ચય થાય છે કે, ભગવાન શંકર જ સર્વના કરતાં અત્યંત શ્રેષ્ઠ છે. ૨૩૩ વળી સર્વ પ્રજાઓ પદ્મના ચિહ્નવાળી નથી, તેમ ચક્ર કે વજ્રના ચિહ્નવાળી નથી; પરંતુ સઘળી પ્રજાઓ લિંગના તથા ભગના જ ચિહ્નવાળી છે. એ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, પ્રજાઓ મહેશ્વરથી ઉત્પન્ન થયેલી છે. ૨૩૩ તેમ જ ભગના ચિહ્નવાળી સર્વ સ્ત્રીઓ દેવી પાર્વતીના કારણરૂપ ભાવથી ઉત્પન્ન થયેલી છે; એ સર્વપુરૂષો મહાદેવના લિંગવડે પ્રત્યક્ષ ચિહ્નવાળા ઉત્પન્ન થયલા છે; છતાં જે પુરૂષ, ઈશ્વર અને દેવી પાર્વતી સિવાય કોઈ અન્યને જગતનું કારણ કહે, તેમ જ " સચરાચર ત્રૈલોકયમાં તેમના ચિહ્નથી અંકિત થયેલું કોઈ પ્રાણી જ નથી" એમ કહે તો તે પુરૂષ અવશ્ય દુર્મતિથી જગતની બહારનો જ હોવો જોઇએ. ૨૩૪ આ લોકમાં જે પુરૂષનું ચિહ્ન ધરાવે છે, તે શંકરસ્વરૂપ છે; અને જે સ્ત્રીનું ચિહ્ન ધરાવે છે, તે પાર્વતી સ્વરૂપ છે, એમ તારે જાણવું. કેમકે શંકર અને પાર્વતી એ બે સ્વરૂપોથી જ આ ચરાચર જગત વ્યાપ્ત થયું છે. ૨૩૫

એટલા માટે હે બલદૈત્યનો નાશ કરનાર કૌશિક ઇન્દ્ર ! એ શંકર પાસેથી જ કાં તો વર મેળવવાની અગર તો તે ન મળે તો મરણની પણ હું ઇચ્છા રાખું છું. તારે જવું હોય તો તું જા અથવા ઉભા રહેવું હોય તો ભલે તું ઉભો રહે, તને યોગ્ય લાગે તેમ કર. ૨૩૬

મને મહેશ્વર પાસેથી વર મળો અથવા શાપ મળો ભલે ગમે તે મળો, પણ બીજો કોઇ પણ દેવ, સર્વ ઇચ્છિત ફળને આપનારો હોય છતાં તેની પાસેથી વર મેળવવાની મને આંકાક્ષા નથી.” ૨૩૭

દેવેન્દ્રને મેં એ પ્રમાણે કહ્યું તે પછી શંકર હજી કેમ નથી મળતા,એ વિચારથી દુઃખ થયું અને મારી ઇંદ્રિયો વ્યાકુળ બની ગઈ. મેં મનમાં વિચાર કર્યો કે, “આમ થવાનું કારણ શું ? મહાદેવ, મારા પર પ્રસન્ન કેમ થતા નથી ?” ૨૩૮ મને આવો વિચાર આવ્યો કે એક ક્ષણવારમાં જ તે ઐરાવત હાથીને (જેના પર ઈંદ્ર બેઠો હતો તેને) એક પોઠિયાના સ્વરૂપમાં ઉભેલો મેં જોયો. તેનું સ્વરૂપ હંસ ડોલર (મોગરો) અને ચંદ્ર સમાન (શ્વેત) ઉજ્જવળ મારી સન્મુખ હતું, તેની કાન્તિ કમળના મૃણાલ જેવી તથા રૂપા જેવી શુભ્ર હતી; તેનો દેખાવ સાક્ષાત ક્ષીરસમુદ્ર જેવો જ હતો, તેનું પૂછડું શ્યામવર્ણું હતું, તેનું શરીર પ્રચંડ હતું અને તેના નેત્રો મધના જેવાં પિંગટવર્ણાં હતાં. ૨૩૯, ૨૪૦ વળી તે નંદી, વજ્રના સારસત્વમાંથી જાણે બનાવ્યાં હોય તેવાં મજબૂત અને તપાવેલા સુવર્ણસમાન કાન્તિવાળાં લાલ અને લીસા અગ્ર ભાગવાળાં—અણીવાલાં તીક્ષ્ણ શીંગડાં વડે પૃથ્વીને જાણે ખોદી નાંખતો હોય, તેમ (પૃથ્વીમાં શીંગડાં ભરાવી રહ્યો હતો,) મદોન્મત્ત દેખાતો હતો; તેનો દેખાવ હિમાલયના (બરફથી ઢંકાયલા) શિખર-સમાન શ્વેત હતો, તેને શ્વેત વર્ણના વાદળના શિખરની જ ઉપમા ઘટી શકતી હતી, તેના શરીર ઉપર ચારે તરફના ભાગમાં સુવર્ણનો હાર શોભી રહ્યો હતો, તેનું મુખ સુંદર હતું, તેની ખરીઓ અને નાસિકા પણ સુંદર હતાં, તેનો વર્ણ મનોહર હતો, તેનો કેડનો ભાગ રમણીય હતો, તેનાં બન્ને પડખાં રમ્ય હતાં, તેની ખુંધ ઘણી વિશાળ હતી, તેનું સ્વરૂપ ઘણું જ સુંદર હતું, તેનો દેખાવ મનોહર હતો અને જાણે તેની ખાંધને દબાવી બેઠી હોય તેવી દેખાતી હતી.

આવા નંદિકેશ્વર ઉપર દેવાધિદેવ ભગવાન મહાદેવ, પાર્વતીની સાથે બેઠા હતા; તે એ પૂર્ણિમાની રાત્રે ઉદય પામેલા તારાઓના રાજા ચંદ્રના જેવા જ શોભતા હતા. તેમના તેજમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ,

વિજળીના ચમકારાવાળા અને ગર્જના કરતા મેઘ જેવો દેખાતો હતો. એક હજાર સૂર્યના જેવા તથા પ્રલયકાળના અગ્નિ જેવા મહા-તેજસ્વી શંકર પોતાના તૈજસ પ્રભાવથી સર્વ પ્રદેશને જાણે છાવરી દેતા હોય, તેમ નંદી ઉપર બિરાજ્યા હતા. તે સમયે પ્રાણીમાત્રને બાળી નાંખવા સળગી ઉઠેલા પ્રલયકાળના સંવર્તક અગ્નિની પેઠે તેજથી ઝળહળી રહેલા અને તેથી ચોતરફથી જોવાને માટે અશક્ય થઈ પડેલા તે ભગવાનને જોઈને ફરી પણ મારૂં હૃદય ઉદ્વિગ્ન થઇ ગયું અને “ આ શું હશે ? ” એ પ્રમાણે હું વિચાર કરવા લાગ્યો.

પરંતુ એક મુહૂર્ત જેટલો સમય થયો એવામાં તો સર્વ દિશા-ઓમાં વ્યાપ્ત થઇ રહેલું તે તેજ, દેવાધિદેવની માયાથી એકદમ શાન્ત થઈ ગયું. એટલે નંદિકેશ્વર ઉપર બિરાજેલા ભગવાન મહેશ્વરનાં મને દર્શન થયાં. જાણે સુગંધમય, સૌમ્ય, ધુમાડા વિનાનો અગ્નિ હોય તેવા, શાન્ત ચિત્તથી, એ ત્રણ નેત્રોવાળા, અપરાજિત, પરમેશ્વર,સર્વાંગ-સુંદર પાર્વતીની સાથે બેઠા હતા.એ નીલકંઠ હતા,એટલેકે તેમનું ગળું ઝેરના પ્રાશનથી નીલું જણાતું હતું; મહાત્મા, અસક્ત સર્વ પ્રકારના સંગથી રહિત હતા,તેજના એક ભંડાર હતા,અઢાર ભુજાઓવાળા હતા, પ્રાણીમાત્રના હૃદયમાં સ્થિતિ કરનારા હતા. તેઓ સર્વ જાતના અલં-કારોથી શોભી રહ્યા હતા, શ્વેત વસ્ત્રને ધારણ કર્યાં હતાં, સર્વ જગ-તમાં ક્રીડા કરી રહ્યા હતા. તેમણે ઉજ્જ્વળ પુષ્પમાળાને તથા શ્વેત વિલે-પનને ધારણ કર્યાં હતાં. તેમની ધ્વજા શ્વેત નંદીના ચિહ્નવાળી હતી. તેઓ તેજથી દુરાધર્ષ હતા. તેમણે શુદ્ધ યજ્ઞોપવીત ધારણ કર્યું હતું. ૫૦,૫૧ તેમની આસપાસ ગાયન ગાતા, નૃત્ય કરતા, વાદિત્રો વગાડતા અને પોતા સમાન પરાક્રમવાળા અનેક અનુચરો વિંટાઇ વળ્યા હતા. ૫૨, તેમના મુકુટમાં બાલચંદ્ર પ્રકાશી રહ્યો હતો, એથી જાણે ઉદય પામેલો શરદ ઋતુનો ચંદ્ર હોય તેવા તે દેખાતા હતા. તેમણે પોતાનાં ત્રણ નેત્રોથી સર્વત્ર પ્રકાશ પ્રકાશ કરી મૂકયો હતો, તેથી ત્રણ સૂર્યનો જાણે ઉદય થયો હોય તેમ જણાતું હતું.૫૩ એ દેવે શ્વેત કાન્તિવાળા પોતાના શરીરપર રત્નોથી શોભી રહેલી અને સુવર્ણનાં

કમળોથી ગુંથેલી દિવ્યમાળા પહેરી હતી, જે શોભામાં વૃદ્ધિ કરતી હતી.૫૪

મેં એવા સર્વ વિદ્યાઓના અધિપતિ, શરદ્ ઋતુના ચંદ્ર સમાન નયનોને આસ્વાદ–આનંદ આપતા, સૌમ્ય સ્વરૂપવાળા પરમેશ્વર–શંકર-ને પ્રત્યક્ષ ભાળ્યા. મેં હે ગોવિંદ ! તે સમયે, અમાપ તેજવાળા ભગવાન શંકરનાં સર્વ તેજોમય અસ્ત્રોને પ્રત્યક્ષ મૂર્તિમાન જોયાં હતાં.૫૫ તે મહાત્માનું, ઇંદ્રના આયુધ સરખું 'પિનાક' નામનું ધનુષ્ય જાણે એ મોટો સર્પ જ હોય તેવું જોયું. ૫૬ એ ધનુષ્યને સાત મસ્તકો–ફણ હતાં, તેનું કદ ઘણુંજ પ્રચંડ હતું; તેની દાઢો (અણીઓ) તીક્ષ્ણ હતી, તેનું ઝેર ભયંકર હતું, તેની મહાન ગ્રીવામાં એક પ્રત્યંચા (ધનુષ્યની દોરી વિંટાયલી હતી અને તેનો આકાર જાણે પુરૂષાકૃતિ હોય તેવો જ હતો. વળી તેમનું પાશુપત બાણ પણ સૂર્યસમાન તેજસ્વી હતું, પ્રલયકાળના અગ્નિસમાન કાન્તિવાળું હતું, મહાઘોર નામે ઓળખાતું દિવ્ય અસ્ત્ર એ બાણ હતું; જાણે હજાર જીભોવાળો સર્પ હોય તેમ તેનું ફળ ભયાનક હતું; એ અદ્વિતીય, અવર્ણનીય તેનું સર્વભયંકર કહેવાય છે. વળી તેવું અસ્ત્ર તણખાઓવાળા પ્રચંડ અગ્નિને જાણે વર્ષી રહ્યું હોય તેવું જાજ્વલ્યમાન હતું; તેને એક ચરણ હતો, તેને મોટી દાઢો હતી, હજારો મસ્તક અને હજારો ઉદરો હતાં, હજારો ભુજાઓ, હજારો જિહ્વાઓ અને હજારો નેત્રો હતાં અને તેમાંથી જાણે અગ્નિ વરસતો હોય તેવું તે દેખાતું હતું. ૨૫૮–૨૬૦ હે મહાબાહુ ગોવિંદ શંકરનું એ પાશુપતાસ્ત્ર બ્રહ્માસ્ત્ર કરતાં, નારાયણાસ્ત્ર કરતાં પણ ઉત્તમ છે, અને સર્વ પ્રકારનાં શસ્ત્રોનો વિઘાત કરી શકે છે. ૨૬૧ હે ગોવિંદ ! પૂર્વે મહાદેવે માત્ર, એક જ–બાણનો પ્રયોગ કરીને એક જ ક્ષણમાં લીલામાત્રમાં ત્રિપુરને (ત્રણ દૈત્યોનાં ત્રણ નગરોને) બાળી નાંખીને ભષ્મીભૂત કરી નાંખ્યું હતું; (તેજ એ પાશુપતાસ્ત્ર છે.) અને જો તે પાશુપતાસ્ત્ર મહેશ્વરની ભુજામાંથી છૂટી નીકળે તો એક અર્ધનિમેષ જેટલા સમયમાં સચરાચર સમગ્ર ત્રલોકયને બાળીને ભસ્મ કરી નાંખે,, એમાં કંઇ સંશય નથી; એટલું જ

નહીં, પણ આ જગતમાં બ્રહ્મા, વિષ્ણુ, આદિ દેવોમાં પણ એવો કોઈ નથી કે જેનો પાશુપતાસ્ત્રથી વધ ન થઈ શકે. એવા આશ્ચર્યકારક ઉત્તમ અસ્ત્રને તે વેળા મેં જોયું હતું. ૨૬૩, ૨૬૪

વળી બીજું એ પાશુપતાસ્ત્ર સમાન અથવા તેના કરતાં પણ કંઇક અધિક એવું મહાન અને ગુહ્ય અસ્ત્ર ભગવાન શંકરે ધારણ કર્યું હતું; એ અસ્ત્ર સર્વ લોકમાં "શૂલ" એવા નામથી વિખ્યાત થયું છે, અને તે વડે શંકર પણ 'શૂલિન'–ત્રિશૂળધારી કહેવાય છે. ૬૨૫ એ અસ્ત્રને શૂલપાણીએ જો છૂટું મૂક્યું હોય તો તે આખી પૃથ્વીને ચ ચીરી નાંખે, મોટા મોટા સમુદ્રને પણ શોષી–સૂકવી નાંખે, અથવા સમગ્ર જગતનો સંહાર કરી નાંખે. ૨૬૬ હે ગોવિંદ ! એ અસ્ત્ર–ત્રિશૂળે લવણાસુરના હાથમાં રહીને યુવનાશ્વના પુત્ર ચક્રવર્તી, મહાતેજસ્વી, ત્રણ લોકનો વિજય કરનારા, મહાવીર્યશાળી, ઇંદ્રતુલ્ય પરાક્રમી અને મહાબળવાન રાજા માંધાતાનો તના સૈન્યની સાથે પૂર્વે નાશ કર્યો હતો. તે જ એ ત્રિશૂળ અસ્ત્ર, જાણે સર્વની તર્જના (તિરસ્કાર) કરતું હોય તેમ ત્રણ શિખાઓરૂપી ભ્રૂકુટી ચઢાવીને શંકરના હાથમાં રહેલું હતું. તેની અણી ઘણી જ તીણી હતી, તેનો દેખાવ રૂવાટાં ઊભાં કરી દે તેવો મહાભયંકર હતો. તેનું તેજ જ્વાળાઓવાળા નિર્ધૂમ અગ્નિ જેવું ઝળહળતું જણાતું હતું, તેની ઉગ્રતા ઉદય પામેલા કાળસૂર્યના જેવી જ અતીવ હતી અને તેનો હાથો સર્પનો હતો; જેથી તે અવર્ણનીય અસ્ત્ર પાશધારી કાળ(યમ)ના જેવું દેખાતું હતું. ૨૬૬–૭૦

હે ગોવિંદ ! તે ઉપરાંત પરશુ નામનું એક અસ્ત્ર પણ રુદ્રના હાથમાં મેં જોયું હતું. તેની ધારા તીક્ષ્ણ હતી અને પૂર્વે, પરશુરામ ઉપર મહાદેવ જ્યારે પ્રસન્ન થયા હતા, ત્યારે ક્ષત્રિયોનો ક્ષય કરવા માટે તે પરશુ (ફરસી) પરશુરામને તેમણે આપ્યો હતો; જેને લીધે ઉત્તમ કર્મ કરનારા જમદગ્નિના પુત્ર પરશુરામે, ચક્રવર્તી કાર્તવીર્ય-(સહસ્રાર્જુન)નો મહારણમાં વધ કર્યો હતો અને પૃથ્વીને એકવીશ વાર નક્ષત્રીય (ક્ષત્રિય વિનાની) કરી હતી. ૨૭૧–૭૩ તે જ પરશુ કે જેની ધારા દેદીપ્યમાન હતી, જેનું મુખ મહારૌદ્ર હતું, જે કંઠમાં સર્પ ધારણ કર-

નારા શંકરની પાસે રહ્યો હતો અને જેની કાન્તિ પ્રદીપ્ત થયેલા સેંકડો અગ્નિની પેઠે પ્રકાશી રહી હતી તે પરશુ, શંકર કને જ હતો. ૨૭૪ હે નિર્દોષ કૃષ્ણ ! બુદ્ધિમાન શંકરની પાસે આવાં આવાં બીજાં અસંખ્ય દિવ્ય અસ્રો હતાં; તેમાં જે માત્ર મુખ્ય હતાં તેનું જ તમારી પાસે મેં વર્ણન કર્યું છે, ૨૭૫

એ દેવ શંકરની જમણી બાજુમાં લોકપિતામહ, બ્રહ્મા હંસોથી જોડેલા અને મનસમાન વેગવાળા દિવ્ય વિમાનમાં બેઠેલા જણાતા હતા. ૨૭૬ તેમ જ તેમની ડાબી બાજુમાં શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનારા નારાયણ, ગરુડ ઉપર આરૂઢ થઇ ખડા રહ્યા હતા. ૨૭૭ શંકર જમણે પડખે રહેલાં, દેવી પાર્વતીની સમીપમાં મયૂર ઉપર સ્વાર થઇને કાર્તિકસ્વામી ખડા થયા હતા. તેમણે હાથમાં શકિત અને ઘંટા ધારણ કર્યાં હતાં; જેથી જાણે બીજો અગ્નિ જ હોય તેવા તે દેખાતા હતા.૨૭૮ પછી મહાદેવના અગ્ર ભાગમાં મેં દ્રષ્ટિ કરી, એટલે જાણે બીજા શંકર જ હોય તેવા નંદીને (તે નામના ગણને) હાથમાં ત્રિશૂળ લઇને ઉભેલો મેં જોયો. ૨૬૯ વળી તે સમયે સ્વાયંભુવ આદિ મનુઓ, ભૃગુ આદિ ઋષિઓ અને શક્ર (ઈંદ્ર) આદિ સર્વ દેવતાઓ પણ ત્યાં ખડા થયા હતા. ૨૮૦ સર્વ ભૂતગણો અને જૂદી જૂદી માતૃકાઓ પણ મહાત્મા શંકરને નમન કરીને તેમની આસપાસ તેમના પરિવાર તરીકે ખડી થઇ હતી. ૨૮૧ સર્વ દેવતાઓ આદિ તેમની આસપાસ વિંટળાઈને અનેક પ્રકારનાં સ્તોત્રો ભણીને મહાત્મા મહાદેવની સ્તુતિ કરી રહ્યા હતા. તે સહુની વચ્ચે જગત-મૂર્તિ, શ્વેત સ્ફટિક જેવા ઉજ્જવળ મહાલિંગ, શંકર બિરાજતા હતા. તેમાં બ્રહ્મા પોતે પણ રથંતર સામનું ગાન કરીને શંકરની સ્તુતિ કરતા હતા. નારાયણ પણ જ્યેષ્ઠ સામનું ગાન કરીને દેવેશનાં ગુણગાન કરી રહ્યા હતા. ઇંદ્ર ઉત્તમ શતરુદ્રિયનો પાઠ કરીને પરબ્રહ્મ મહેશ્વરની સ્તુતિ કરતો હતો. તે સમયે બ્રહ્મા, નારાયણ તથા દેવરાજ ઈંદ્ર જગતમૂર્તિ, એ ત્રણે મહાત્માઓ ત્રણ અગ્નિઓ જેવા જ શોભતા હતા; તેમ જ તેઓની મધ્યમાં રહેલા ભગવાન શંકર દેવ પણ શરદ્-

ઋતુના મેઘમંડળથી મુકત થયેલા અને પરિધિ( મંડળ )ના મધ્યમાં રહેલા સૂર્યસમાન પ્રકાશી રહ્યા હતા. હે કેશવ ? તે વેળા આકાશમાં હજારો સૂર્યો અને હજારો ચંદ્રો મારા જોવામાં આવ્યા હતા. ૨૮૨–૮૬

આવા સમગ્ર જગતના પતિ, દેવ શંકરની તેમને વંદન કરીને મેં આ પ્રમાણે સ્તુતિ કરી હતીઃ–

ઉપમન્યુ સ્તુતિ કરે છેઃ–"હે દેવાધિદેવ ! તમને મારા નમસ્કાર છે. હે મહાદેવ ! હું તમને નમસ્કાર કરૂં છું. તેમ જ ઇંદ્રના સ્વરૂપને ધારણ કરનારાને, ઈંદ્રરૂપને, ઇંદ્રના વેષને ધારણ કરનારને, વજ્રને ધારણ કરનારને પિંગટ અને લાલ વર્ણ–રંગ ધરનારને તમને હું નમસ્કાર કરૂં છું, ૨૮૭–૨૮૮ હે પિનાકધારી ભગવાન્ ! નિત્ય શંખ તથા ત્રિશૂળને ધારણ કરનારા, શ્યામ વસ્ત્ર પહેરનારા તથા શ્યામ વર્ણના વાંકડીયા કેશવાળા તમને હું નમસ્કાર કરૂં છું. ૨૮૯ તમે કાળા મૃગચર્મના ઉપવસ્ત્રને ધારણ કરો છો, કૃષ્ણપક્ષની અષ્ટમી તમને અત્યંત પ્રિય છે, તમારો વર્ણ (શુકલ) ઉજ્જવળ છે, તમે પોતે પણ અત્યંત (શુકલ) નિર્મળ છો, શ્વેત વર્ણનાં વસ્ત્રોને તમે ધારણ કરો છો, ઉજ્જવળ ભસ્મલેપનથી તમે લિપ્ત રહો છો, હિંસારહિત ધ્યાનાદિ ધર્મ(કર્મ)માં તમે આસકત રહો છો, વળી તમારો વર્ણ રકત છે અને રકતવર્ણનાં વસ્ત્રોને તમે ધારણ કરો છો, એવા હે દેવાધિદેવ ! તમને હું નમસ્કાર કરૂં છું. ૨૯૧ તમારી ધ્વજા–પતાકા લાલ રંગી છે, લાલ પુષ્પમાળાને તથા લાલ વિલેપનને તમે ધારણ કરો છો, એવા હે શંકર ! તમને મારા નમસ્કાર છે. તમે પીળા વર્ણના છો, પીળાં વસ્ત્રોને ધારણ કરો છો, તમારૂં શિરપરનું છત્ર અત્યંત ઉત્કૃષ્ટ છે; ઉત્તમ મુકુટને, અર્ધહારને, અર્ધકેયૂરને તથા અર્ધકુંડળને તમે ધારણ કરો છો; અને તમારો વેગ પવનના જેવો જ છે, તમને મારા નમસ્કાર છે. હે દેવ ! સુરેન્દ્રરૂપ, મુનીન્દ્રરૂપ અને મહેન્દ્રરૂપ તમને નમસ્કાર કરૂં છું. ૨૯૪ તમે કમળની અર્ધમાળાને ધારણ કરો છો, ઉત્પલ નામનાં કમળથી શણગારાયેલા રહો છો, અર્ધશરીરે ચંદનથી લિપ્ત રહો છો, અર્ધશરીરે પુષ્પની માળાને તથા વિલેપનને ધારણ કરો છો, તમારૂં મુખ સૂર્ય-

સમાન તેજસ્વી છે, તમારાં નેત્રો સૂર્યસમાન પ્રકાશિત છે, તમારો વર્ણ સૂર્યસમાન પ્રદીપ્ત છે, તમારૂં સ્વરૂપ સૂર્યસમાન તેજસ્વી છે, તમે સૂર્ય(આદિત્ય)રૂપ છો, તમે ચંદ્રરૂપ છો, તમે શાન્તગુણી છો, તમે શાન્ત સુખને ધારણ કરો છો, તમારૂં સ્વરૂપ શાન્ત છે, સર્વ દેવગણોમાં તમે મુખ્ય છો અને સુંદર દાઢોથી તમે શોભી રહ્યા છો. ૨૯૫--૨૯૯ તમારો વર્ણ શ્યામ છે, તેમ ગૌર છે, અર્ધશરીરમાં તમે પીળા વર્ણવાળા છો અને અર્ધશરીરમાં તમે શ્વેત વર્ણવાળા છો. તમે અર્ધશરીરને સ્રીરૂપમાં ધારણ કરો છો, તો અર્ધશરીરને પુરુષના રૂપમાં ધારણ કરો છો, (તમે અર્ધનારીશ્વર છો;) આ રીતે એક જ દેહમાં સ્ત્રી અને પુરુષરૂપ તમને હું નમસ્કાર કરૂં છું ૨૯૯ વૃષભના વાહનવાળા, ગજેન્દ્ર સમાન ગમન કરનારા, પાપીઓને દુષ્પ્રાપ્ય અને અગમ્ય ગતિવાળા, એવા દેવ! આપને હું નમસ્કાર કરૂં છું. ગણો જેમનું ગાન કરી રહ્યા છે, ગણોના સમૂહ ઉપર જેમને અત્યંત પ્રીતિ છે, જેમના માર્ગને ગણો અનુસરી રહેલા છે અને ગણો ઉપર અનુગ્રહ કરવો એ જ નિત્ય જેમનું વ્રત છે, એવા શંકર ભગવાન! તમને હું નમસ્કાર કરૂં છું. ૩૦૦ જેમનો વર્ણ શ્વેત મેઘના જેવો છે, જેમની કાન્તિ સંધ્યાના રંગ જેવી પિંગટવર્ણી છે, જેમનાં નામાભિધાન કેવળ અવર્ણનીય છે, જે પોતાના સ્વરૂપમાં જ સ્થિતિ કરનારા છે, એવા ભગવાન શંકર! તમને મારા નમસ્કાર છે. જેમનાં વસ્ત્રો લાલ વર્ણના છેડાવાળાં છે, જેમણે લાલ વર્ણની જનોઈ ધારણ કરેલી છે, જેમનું સ્વરૂપ રક્તમાળાઓથી અદ્‌ભુત દેખાય છે, જેમણે રક્ત વસ્ત્રોને ધારણ કર્યાં છે, એવા દેવને હું નમસ્કાર કરૂં છું.

જેમનું મસ્તક મણિઓથી શોભી રહ્યું છે, જેમણે અર્ધચંદ્રનું આભૂષણ ધારણ કર્યું છે, જેમના મસ્તક ઉપર વિચિત્ર મણિઓ પ્રકાશી રહ્યા છે, જેમણે આઠ પ્રકારનાં પુષ્પો ધારણ કર્યાં છે, એવા હે દેવ! તમને મારા નમસ્કાર છે. જેમનું મુખ અને નેત્રો અગ્નિસ્વરૂપ છે, જેમનાં નેત્રો હજારો ચંદ્રસમાન પ્રકાશિત છે, જેમનું સ્વરૂપ અગ્નિના જેવું ઉજ્જવળ છે, જેમની કાન્તિ મનોહર છે, જેમની પ્રાપ્તિ થવી ઘણી જ

કઠિન છે, એવા હે દેવ! તમને હું નમસ્કાર કરૂં છું. જેમની ગતિ આકાશમાં છે, જેમની પ્રીતિ પૃથ્વીનાં પ્રાણીઓ ઉપર અધિક છે, જેમનો વિહાર પૃથ્વી ઉપર પણ છે અને આખા ભુવનમાં પણ છે, એવા અનંત ભગવાન શિવ--કલ્યાણકર દેવને હું નમસ્કર કરૂં છું. ૩૦૧--૩૦૫ જગતના નિવાસ રૂપ દિશારૂપી વસ્ત્રને ધારણ કરનારા, નિત્ય પુષ્પાદિકની સુવાસથી સુગંધીદાર વસ્ત્રોવાળા અને જ્ઞાન તથા સુખરૂપ એવા તમને હું નમસ્કાર કરૂં છું. તમે નિત્ય ઉન્નત મુકુટને ધારણ કરો છો, મોટા કેયૂર(બાજુ બંધો)ને ધારણ કરો છો, તમે ચિત્રવિચિત્ર આભૂષણો ધારણ કરો છો, કંઠમાં સર્પનો હાર પહેરો છો, સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપ ત્રણ નેત્રો ધારણ કરો છો, તમને એક લાખ નેત્રો છે, તમે અર્ધનારીનું તથા અર્ધપુરુષનું સ્વરૂપ ધારણ કરો છો, તેમ નપુંસકનું સ્વરૂપ પણ ધારણ કરો છો, તમે સાંખ્યરૂપ છો અને યોગી છો, એવા દેવ! તમને મારા નમસ્કાર છે. ૩૦૬–૮

તમે યજ્ઞને નિર્વિઘ્ને સંપૂર્ણ કરનારા દેવતા-પ્રસાદરૂપ છો, અથર્વ વેદરૂપ છો, સર્વની પીડાઓનો નિત્ય નાશ કરો છો, શોકને દૂર કરનારા છો, મેઘના જેવી ગંભીર ગર્જના ગજવનારા છો, અનેક માયાઓને ધારણ કરો છો, બીજ તથા ક્ષેત્રનું સર્વત્ર પાલન કરો છો અને સર્વના સ્રષ્ટા છો, એવા હે દેવ! તમને નમસ્કાર કરૂં છું. ૩૦૯–૧૦ હે જગતના ઈશ્વર! દેવો તથા આસુરોના નિયંતા, પવનસમાન વેગવાળા, પવનના સ્વરૂપને ધારણ કરનારા, સુવર્ણની માળા પહેરનારા, પર્વતમાળાઓ ઉપર ક્રીડા કરનારા, દૈત્યોનાં મસ્તકની માળાવાળા અને ઉગ્ર વેગને ધારણ કરનારા, તમને હું નમસ્કાર કરૂં છું. ૩૧૧–૧૨ તમે બ્રહ્મદેવના મસ્તકનું છેદન કરનારા છો, મહિષાસુરનો વધ કરનારા છો, સ્રીના રૂપને ધારણ કરનારા છો, દક્ષના યજ્ઞનો નાશ કરનારા છો, ત્રિપુરાસુરનો નાશ કરનાર છો, યજ્ઞનો ધ્વંસ કરનાર છો, કામદેવના અંગનો નાશ કરનાર છો, કાળદંડને ધારણ કરો છો, એવા શંકર! તમને મારા નમસ્કાર છે. તમે કાર્તિકસ્વામી અને વિશાખના રૂપને ધારણ કરો છો, બ્રહ્મદંડ રૂપ છો, જગતને ઉત્પન્ન કરનાર છો, સર્વને

સુખ આપનારા છો અને વિશ્વરૂપ છો, એવા હે દેવ! હું તમને નમસ્કાર કરૂં છું. ૩૧૩–૧૫

હે ઇશાન! સંસારના ભયનો નાશ કરનારા. અંધકાસુર દૈત્યનો ઘાત કરનારા, જગતમાં વ્યાપ્ત થઇ રહેલા, સર્વ માયાના અધિષ્ઠાતા, ચિંતન કરવાને યોગ્ય અને ચિંતન કરવાને અશકય, એવા દેવ! તમને હું નમસ્કાર કરૂં છું. તમે અમારી ગતિરૂપ છો, તમે સર્વ કરતાં શ્રેષ્ઠ છો અને તમે જ અમારૂં હૃદય છો, તમે સર્વ દેવતાઓમાં બ્રહ્મારૂપ છો, તમે સર્વ રુદ્રોમાં નીલલોહિત છો, સર્વ પ્રાણીમાત્રના તમે આત્મા છો, સાંખ્યશાસ્ત્રમાં તમે જ પુરુષ કહેવાઓ છો, પવિત્ર યોગીઓમાં તમે સર્વના કરતાં શ્રેષ્ઠ છો, તમે જ નિષ્કલ શિવ છો, તમને હું નમસ્કાર કરૂં છું. સર્વ આશ્રમીઓમાં તમે ગૃહસ્થરૂપ છો, ઇશ્વરોમાં મહેશ્વરરૂપ છો, સર્વ યક્ષોમાં કુબેરરૂપ છો, યજ્ઞોમાં વિષ્ણુરૂપ કહેવાઓ છો, પર્વતોમાં મેરુરૂપ છો, નક્ષત્રોમાં ચંદ્રમારૂપ છો, ઋષિઓમાં વસિષ્ઠરૂપ છો, ગ્રહોમાં સૂર્ય કહેવાઓ છો, હે દેવ! તમને મારા નમસ્કાર છે. જંગલી પશુઓમાં પરમેશ્વર સિંહરૂપ છો, ગ્રામ્ય પશુઓમાં વૃષભરૂપ છો, તમે સર્વ લોકોમાં સૌથી વિશેષ પૂજાઓ છો, હે દેવ! તમને હું નમસ્કાર કરૂં છું.

તમે આદિત્યોમાં વિષ્ણુરૂપ છો, વસુઓમાં પાવકરૂપ છો, પક્ષીઓમાં ગરુડરૂપ છો, સર્પોમાં શેષનાગરૂપ છો, તમને મારા નમસ્કાર છે. તમે વેદોમાં સામવેદરૂપ છો, યજુર્વેદમાં 'શતરુદ્રિય' સ્તોત્રરૂપ છો, યોગીઓમાં સનત્કુમારરૂપ છો, સાંખ્ય આચાર્યોમાં કપિલરૂપ છો, દેવતાઓમાં ઇંદ્રરૂપ છો, પિતૃઓમાં હવ્યવાહરૂપ છો, સર્વ લોકોમાં બ્રહ્મલોકરૂપ છો, સર્વ ગતિઓમાં મોક્ષગતિરૂપ કહેવાઓ છો; તમને હું નમસ્કાર કરૂં છું. તમે સમુદ્રોમાં ક્ષીરસમુદ્રરૂપ છો, પર્વતોમાં હિમાલય પર્વતરૂપ છો, વર્ણોમાં બ્રાહ્મણ વર્ણરૂપ છો, બ્રાહ્મણોમાં દીક્ષિત બ્રાહ્મણરૂપ છો, સર્વ લોકોના તમે આદિ છો અને સર્વનો સંહાર કરનારા કાળ પણ તમે જ છો; એટલુંજ નહીં પરંતુ આ લોકમાં જે કંઇ સર્વ કરતાં અધિક તેજવાળી વસ્તુ છે તે સર્વ, આપ–ભગવાન જ છો, એમ મારૂં નિશ્ચય માનવું છે.

વત્સલ ભગવન્! હે દેવ! હું તમને નમસ્કાર કરૂં છું. ૩૧૭–૨૭ હે યોગેશ્વર! હું તમને નમસ્કાર કરૂં છું. હે જગતના ઉત્પાદક! હું તમને નમસ્કાર કરૂં છું. હે સનાતન! હું તમારો ભકત છું, દીન છું, કૃપણ (લાચાર) છું, તમે મારાપર પ્રસન્ન થાઓ. હું કોઇ પણ પ્રકારના ઐશ્વર્યથી યુકત નથી, તમે મારી ગતિરૂપ (શરણ્ય) થાઓ. હે પરમેશ્વર! તમને (તમારા ખરા સ્વરૂપને) નહીં જાણીને મેં તમારો જે કાંઇ અપરાધ કર્યો છે તે સર્વની, "આ મારો ભકત છે" એમ જાણીને તમારે ક્ષમા આપવી યોગ્ય છે. હે દેવેશ! રૂપમાં *વિપર્યાસ કરીને તમે મને મોહિત કરી નાંખ્યો હતો. તેથી હે મહેશ્વર! મેં તમને અર્ઘ્ય કે પાદ્ય પણ આપ્યાં નથી."

હે કૃષ્ણ! એ પ્રમાણે સ્તુતિ કરતાં કરતાં મેં, તે મહેશ્વરને ભકિતપૂર્વક પાદ્ય તથા અર્ઘ્ય અર્પણ કર્યાં અને બે હાથ જોડી તેમની સન્મુખ હું જોઇ ઉભો રહ્યો. એ સમયે હે તાત કૃષ્ણ! શીતળ જળથી યુકત અને દિવ્ય સુગંધથી મઘમઘી રહેલી ઉત્તમ પુષ્પવૃષ્ટિ મારા મસ્તક ઉપર થઇ રહી; બીજી તરફ દેવોના અનુચરોએ દિવ્ય દુંદુભિ વગાડવાં માંડયાં; અને પવિત્ર ગંધને વહન કરનારો તથા સુખ ઉપજાવનારો પુણ્ય પવન પણ વાવા લાગ્યો. ૩૨૮–૩૩

એટલે પોતાનાં પત્ની પાર્વતીની સાથે પ્રસન્ન થયેલા વૃષભધ્વજ મહાદેવ, મને જાણે હર્ષ ઉપજાવતા હોય, તેમ દેવોને કહેવા લાગ્યા કેઃ–૩૩૪ "હે દેવો! તમે જુઓ તો ખરા! મહાત્મા ઉપમન્યુની મારા ઉપર કેવી એકનિષ્ઠ ભકિત છે!" ૩૩૫

હે કૃષ્ણ! ત્રિશૂળધારી શંકરે, દેવોને એ પ્રમાણે કહ્યું, એટલે તેઓ સર્વે બે હાથ જોડી મસ્તક નમાવી તેમને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કેઃ–૩૩૬ "હે ભગવન્! હે દેવ! હે દેવોના ઇશ્વર! હે લોકનાથ? હે જગતના પતિ! આ ઉત્તમ બ્રાહ્મણ, તમારી પાસેથી સર્વ મનોરથરૂપ ફળને ભલે પ્રાપ્ત કરે.' ૩૩૭

બ્રહ્માદિક દેવતાઓએ જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે ભગવાન

* પોતાના મૂળ શિવ સ્વરૂપને બદલે ઇંદ્રના સ્વરૂપમાં મારી કસોટી કરવાને આવ્યા ત્યારે

શંકર, જાણે હસતા હોય તેમ મુખ મલકાવીને મને કહેવા લાગ્યા:

શંકર ભગવાને કહ્યું:-"હે વત્સ ઉપમન્યુ ! હું તારી ભક્તિથી સંતુષ્ટ થયો છું. હે મુનિઓના અગ્રણી ! તું મારાં દર્શન કર. હે વિપ્રર્ષિ ! તું મારો દ્રઢ ભકત છે. મેં તારી પરીક્ષા કરી લીધી છે. ૩૩૯ તારી આ ભક્તિથી હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું, માટે તારા સર્વ ઇચ્છિત મનોરથો આજે હું પૂર્ણ કરવા ઇચ્છું છું." ૩૪૦

બુદ્ધિમાન મહાદેવે મને એ પ્રમાણે કહ્યું, એટલે મારાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુઓ દડદડ વહેવા લાગ્યાં, મારાં રોમેરોમ એકદમ ખડાં થઈ ગયાં. પછી બન્ને ઢીંચણ વડે પૃથ્વીપર પડતાં તથા વારંવાર પ્રણામ કરતાં હર્ષથી ગળગળી વાણી વડે તે દેવને મેં કહ્યું કે:-

"હે દેવ ! મારો આજે ખરે પુનર્જન્મ થયો છે અને તેથી મારો જન્મ સફળ થયો છે; કેમકે દેવો અને અસુરોના ગુરુ તમે, આજે મારી સન્મુખ પ્રસન્ન થતા ઉભા છો. ૩૪૧-૪૩ અમાપ પરાક્રમવાળા આપ જેમનાં દેવો પણ પ્રત્યક્ષ દર્શન કરી શકતા નથી, એ સાક્ષાત મહાદેવનાં મેં પ્રત્યક્ષ દર્શન કર્યાં, તેથી મારા કરતાં અધિક ભાગ્યશાળી બીજો કયો પુરુષ છે ? ૩૪૪ વિદ્વાનો જે સનાતન પરમતત્ત્વનું ધ્યાન કરે છે તે વિશેષ તત્ત્વ અત્યંત પ્રસિદ્ધ છે, જન્મરહિત છે, જ્ઞાન રૂપ છે અને અક્ષર છે, એ પરમતત્ત્વ તમે પોતે જ છો. ૩૪૫ આપ દેવ એ જ ભગવાન છો, પ્રધાન પુરુષ છો, પ્રાણીમાત્રના આદિદેવ છો, અવિનાશી છો, સર્વ તત્ત્વનાં વિધાનોને જાણો છો, અને સર્વ કરતાં પર છે ૩૪૬ જે ઇશ્વરે, પોતાના જમણા અંગમાંથી લોકસ્રષ્ટા બ્રહ્માને ઉત્પન્ન કર્યા છે અને જેમણે પોતાના ડાબા અંગમાંથી લોકોની રક્ષા કરવા માટે વિષ્ણુને ઉત્પન્ન કર્યા છે, તે ઇશ્વર તમે પોતે જ છો. ૩૪૭, વળી, સર્વના પ્રભુ તમોએ, યુગનો અંતકાળ જ્યારે પ્રાપ્ત થયો હતો, ત્યારે સ્થાવરજંગમ સમગ્ર જગતનો સંહાર કરવા માટે રુદ્રદેવને ઉત્પન્ન કર્યા હતા; અને પછી તે રુદ્રદેવે પ્રલયકાળના અગ્નિની પેઠે મહા તેજસ્વી થઇને કાળનું સ્વરૂપ અગ્નિના સંવર્તક નામથી ધારણ કર્યું હતું અને તમામ પ્રાણીમાત્રને જાણે

ગળી જતા (પોતાનામાં સમાવી દેતા હો) તેમ સૃષ્ટિના પ્રલયસમયે સર્વનો સંહાર કરવા માટે સજ્જ થયા હતા. ૩૪૮–૪૯ તેમ જ એ જ આપ મહાદેવ, યુગના આરંભસમયે ચરાચર સર્વ જગતને ઉત્પન્ન કરો છો અને જ્યારે પ્રલયકાળ પ્રાપ્ત થાય છે ત્યારે પણ તમે પોતે જ, પ્રાણીમાત્રની સ્મરણુશકિતનો નાશ કરો છો. ૩૫૦ હે ભગવન્! તમે સર્વવ્યાપક છો, પ્રાણીમાત્રના આત્મા છો, સર્વ પ્રાણીઓને તેઓનાં કર્મ પ્રમાણે સંસારમાં ઉત્પન્ન કરો છો અને સદાકાળ સર્વત્ર ગતિ કરી રહ્યા છો; છતાં સર્વ દેવતાઓ પણ તમને જોઈ શકતા નથી. ૩૫૧ હે પ્રભુ! તમે મારાપર પ્રસન્ન થયા છો અને તમારે મને વર આપવો જ છે, તો હું એ જ વર માગું છું કે, હે દેવ, સુરેશ્વર! મને તમારા પર નિત્ય ભકિત રહો. ૫૨ વળી હે વ્યાપક દેવ! તમારા પ્રસાદથી મને એવી બુદ્ધિ સૂઝી છે, કે, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું મને જ્ઞાન થાઓ. ૫૩ વળી હે ઉત્તમ દેવ! મારા બાંધવોની સાથે નિત્ય હું દૂધભાતનું જ ભોજન કરૂં અને અમારા આશ્રમમાં સદાકાળ તમારૂં પરમ સાનિધ્ય રહો.

મેં એ પ્રમાણે વર માગ્યો, એટલે મહા તેજસ્વી, મહેશ્વર તરીકે લોકમાં પૂજાયેલા અને ચરાચરના ગુરુ ભગવાન શંકરે મને આ કહ્યું: ૩૫૫

શ્રી ભગવાન સદાશિવે કહ્યું–"હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારી કૃપાથી તું અમર થા, તેમ જ દુઃખથી રહિત યશસ્વી થા, તેજસ્વી થા, દિવ્ય જ્ઞાનથી યુકત થા, ઋષિઓને પણ સલાહ લેવા યોગ્ય શાણો થા, શીલસંપન્ન થા, ગુણવાન થા, સર્વજ્ઞ થા, અને પ્રિય દેખાવ(સ્વરૂપ)વાળો થા. ૩૫૬–૫૭ વળી તારૂં યૌવન અક્ષય થાઓ, તારૂં તેજ અગ્નિસમાન પ્રોજ્જવલ થાઓ. તું જે જે સ્થળે જવાની ઇચ્છા કરીશ તે તે સ્થળે તને પ્રિય લાગે તેમ ક્ષીરસમુદ્ર (દૂધનો સાગર–ભંડાર) પોતે તારી સમીપમાં હાજર થશે. તું તારા બાંધવોની સાથે અમૃતમિશ્ર દૂધભાતનું એક કલ્પપર્યંત યથેચ્છ ભોજન કરીશ અને તે પછી તું મારી પાસે આવીશ. તારા બાંધવો

તારૂં કુળ અને તારૂં ગોત્ર સદાય અક્ષય રહેશે; તને મારા પર સના-તન ભક્તિ ઉત્પન્ન થશે અને હે ઉત્તમ બ્રાહ્મણ ! તારા આશ્રમમાં હું નિત્ય તારી સાન્નિધ્યમાં રહીશ. ૩૫૮-૬૧ હે વત્સ ! તું હવે નિશ્ચિંત રહેજે. હવે તારે કોઈ પ્રકારની ઉત્કંઠા (ચિંતા કે આશા) કરવી નહીં, કેમકે હે બ્રાહ્મણ ! જે સમયે તું મારૂં સ્મરણ કરીશ તે સમયે હું તને દર્શન આપીશ, અર્થાત્ તારી કામના પૂર્ણ કરીશ."

એ પ્રમાણે કહીને કરોડો સૂર્ય સમાન કાન્તિવાળા તે ઈશાન ભગવાન, મને વરદાનો આપીને તે જ સ્થળે અદ્રશ્ય થઇ ગયા. ૩૬૩

હે કૃષ્ણ ! મેં એ રીતે દેવના દેવ શંકરનાં સમાધિમાં સ્થિત થતાં દર્શન કર્યાં હતાં અને તે સમયે બુદ્ધિમાન મહાદેવે, મને જે જે કંઇ કહ્યું હતું ને તે સર્વ તે પ્રમાણે જ મને પ્રાપ્ત થયું છે. ૩૬૪ હે કૃષ્ણ ! તમે આ આશ્રમ તરફ દ્રષ્ટિ કરો. અહીં આ સિદ્ધ પુરુષો પ્રત્યક્ષ રીતે વ્યવસ્થિત ઉભા છે. આ, ઋષિઓ, વિદ્યાધરો, યક્ષો, ગંધર્વો, તથા અપ્સરાઓ પણ અહિં પ્રત્યક્ષ રીતે નિવાસ કરી રહ્યાં છે. ૩૬૫ હે કૃષ્ણ ! જુઓ, આ, વૃક્ષો, લતાઓ તથા ગુલ્મો, સર્વ પ્રકારનાં પુષ્પફળો આપ્યાં કરે છે; તેઓમાં સર્વ ઋતુનાં પુષ્પો પ્રફુલ્લિત રહે છે અને તેઓનાં પાંદડાં પણ સુગંધવાળાં છે. ૩૬૬ હે મહાબાહુ ! આ આશ્રમમાં જે જે વસ્તુઓ દિવ્યભાવથી યુકત થયેલી જોવામાં આવે છે તે તે સર્વ દેવના દેવ મહાત્મા શંકર ઇશ્વરના પ્રસાદથી જ થયેલ છે." ૩૬૭

વાસુદેવે પછી કહ્યું:-ઉપમન્યુનાં એવાં વચન સાંભળી, જાણે મને શંકરના પ્રત્યક્ષ દર્શન થયાં હોય તેમ મને પરમ વિસ્મય થયો. મેં તે મહામુનિને કહ્યું કે:-

"હે વિપ્રેન્દ્ર ! તમને ધન્ય છે. તમારા જેવો વિશેષ પુણ્યશાળી બીજો કયો પુરુષ છે ? કેમકે જેના આશ્રમમાં દેવાધિદેવ શંકર પોતે નિત્ય નિવાસ કરીને રહેલા છે. ૩૬૮-૬૯ હે મહામુનિ ! હું તમને પૂછું છું કે, ભગવાન શંકર, મને પણ એ પ્રમાણે દર્શન આપશે ? અને મારા ઉપર પણ તેવી રીતે જ કૃપા કરશે ?" ૩૭૦

ઉપમન્યુએ કહ્યું:–"હે પુંડરીકાક્ષ! તમે પણ મહાદેવનાં દર્શન કરશો, એમાં કંઈ સંશય નથી. હે નિર્દોષ કૃષ્ણ! જે પ્રમાણે મેં શંકરનાં દર્શન કર્યાં છે, તે પ્રમાણે જ તમે પણ અલ્પ સમયમાં જ શંકરનાં દર્શન કરશો.૩૭૧ હે મહાપરાક્રમી પુરુષોત્તમ! હું મારી દિવ્ય દૃષ્ટિથી જોઈ શકું છું કે, આજથી છઠ્ઠે મહિને મહાદેવનાં તમને દર્શન થશે.૩૭૨ ઉપરાંત હે યાદવશ્રેષ્ઠ! પાર્વતીસહિત તે મહેશ્વર પાસેથી તમને સોળ ઉપરાંત, આઠ એમ કુલ ચોવીસ વર પ્રાપ્ત થશે. આ હું તમને સત્ય કહું છું.૩૭૩ કેમકે હે મહાબાહુ! તે બુદ્ધિમાન શંકરના પ્રસાદથી મને નિત્યને માટે ભૂત, ભવિષ્ય તથા વર્તમાનનું જ્ઞાન થયેલું છે. હે માધવ! આ આશ્રમમાં રહેનારા બીજા હજારો મુનિઓના પર જેમણે કૃપાદૃષ્ટિ કરી છે તે ભગવાન શંકર તમારા પર કૃપા કેમ નહીં કરે? કરશે જ. વળી તમારા જેવા બ્રાહ્મણભકત, દયાળુ અને શ્રદ્ધાળુ પુરુષ સાથે દેવોનો સમાગમ થાય, એ પ્રશંસનીય છે. ૩૭૬ માટે (મારો તમારી સાથે સમાગમ થયેલો હોવાથી) હું તમને એક મંત્ર આપીશ; જેનો જપ કરવાથી શંકરનાં તમને દર્શન થશે."

શ્રીકૃષ્ણે કહ્યું:–તે પછી મેં તેમને કહ્યું કે:–"હે બ્રહ્મન્! હે મહામુનિ! તમારા પ્રસાદથી દિતિના પુત્રો દૈત્યોના સમૂહોનો નાશ કરનારા દેવેશ્વર(શંકર)નાં મને દર્શન થશે." આ રીતે હે ભારત! કેવળ મહાદેવસંબંધી જ કથાઓ કરતાં કરતાં તે આશ્રમમાં મારા આઠ દિવસો એક મુહૂર્તની પેઠે વીતી ગયા. એટલે આઠમે દિવસે તે બ્રાહ્મણે (ઉપમન્યુએ) મને વિધિપૂર્વક દીક્ષા આપી. ૩૭૯ પછી મેં દંડને ધારણ કર્યો, મસ્તકે મુંડન કરાવ્યું, દર્ભો ધારણ કર્યા, વલ્કલવસ્ત્ર પહેરી લીધાં, શરીર ઉપર ઘીનું લેપન કર્યું અને (મુંજની) કટિમેખલા ધારણ કરી. પછી મેં એક માસસુધી ફળનો આહાર કર્યો, બીજા માસમાં આહાર તરીકે કેવળ જળનું જ પાન કર્યું અને ત્રીજા તથા ચોથા માસમાં કેવળ વાયુનો જ આહાર કરીને બાહુઓ ઉંચા રાખી, સાવધાન થઈને એક પગ ઉપર ઉભો રહ્યો. ૩૮૦–૮૧

(પછી જ્યારે છઠ્ઠા માસનો આરંભ થયો ત્યારે,) હે ભારત ! આકાશમાં એક હજાર સૂર્યનું તેજ એકાએક મારા જોવામાં આવ્યું. હે પાંડુપુત્ર ! એ તેજનો મધ્યભાગ ઇંદ્રધનુષ્યના આકારથી વ્યાપ્ત હતો, તેમાં વિજળીના જેવા ચમકારા થઇ રહ્યા હતા અને તેનો દેખાવ શ્યામ પર્વતના જેવો હતો; જેથી બગલીઓથી શોભી રહેલા આકાશના જેવું તે દેખાતું હતું. ૩૮૨-૮૩ એ તેજમાં મહાતેજસ્વી ભગવાન શંકર, પોતાનાં પત્ની દેવી પાર્વતી સાથે બિરાજ્યા હતા. તેમનું સ્વરૂપ, તપ, તેજ અને પ્રદીપ્ત કાન્તિથી શોભી રહ્યું હતું અને તે મહેશ્વર ભગવાન, દેવી પાર્વતી સાથે તેમાં પ્રકાશી રહ્યા હતા; તેથી મેઘમંડળમાં રહેલા ચંદ્રસહિત સૂર્યના જેવા શોભતા હતા. ૮૪-૮૫

હે કુંતાપુત્ર ! દેવોના શરણરૂપ અને દુઃખનો નાશ કરનારા ભગવાન શંકરનાં મને દર્શન થયાં તે સમયે મારાં રોમાંચ ઉભાં થઇ ગયાં હતાં અને મારાં નેત્રો, વિસ્મયથી પ્રફુલ્લિત થઇ ગયાં હતાં. મેં ભગવાન શંકરને મુકુટ ધારણ કરેલા જોયા. તેમણે ગદા ધારણ કરી હતી, હાથમાં ત્રિશૂળ ધારણ કર્યું હતું, વ્યાઘ્રચર્મ પહેર્યું હતું, હાથમાં દંડ ધારણ કર્યો હતો, મસ્તક ઉપર જટા ધારણ કરી હતી, પિનાક તથા વજ્ર પણ ધારણ કર્યાં હતાં, તીક્ષ્ણ દાઢોવાળા સર્પના બાજુબંધ પહેર્યા હતા, સર્પની જ જનોઇ ધારણ કરી હતી અને વક્ષઃસ્થળ (છાતી) ઉપર એક દિવ્ય માળા ધારણ કરી હતી કે જેનો વર્ણ અનેક પ્રકારનો હતો અને જે છેક ઘુંટીસુધી તે લટકતી હતી, તેથી વર્ષાકાળને અંતે આસપાસ મંડળવાળા થયેલા સંધ્યાકાળના ચંદ્રસમાન તે દેખાતા હતા. ૩૮૬-૮૮ તેમની આસપાસ ચારેકોર સંખ્યાબંધ પ્રમથોના ગણો ગોળાકારે ઉભા હતા, તેથી શરદ ઋતુમાં આસપાસ મંડળવાળા થયેલા સૂર્યની પેઠે તેમને મહાકષ્ટે જોઇ શકાતા હતા. ૮૯ વળી એ સમયે વૃષભ ઉપર બેઠેલા અને શુભ કર્મ કરનારા તે જિતેંદ્રિય ભગવાનની અગીઆરસો રુદ્રો, ભિન્ન ભિન્ન કર્મોનું વર્ણન કરીને સ્તુતિ કરી રહ્યા હતા. ૯૦ તેમ જ આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વદેવાઓ અને અશ્વિનીકુમારો

પણ સમગ્ર પ્રકારનાં સ્તોત્રોથી તે સર્વેશ્વર ભગવાનની સ્તુતિ કરતા હતા. ૯૧ બીજી તરફ અદિતિનો પુત્ર ઇંદ્ર, ભગવાન વિષ્ણુ અને બ્રહ્મા, મહાદેવની પાસે રથંતર સામનું ગાન કરી રહ્યા હતા. ૩૯૨

વળી હે રાજન્! અનેક યોગેશ્વરો, બ્રહ્મર્ષિઓ, તેઓના પુત્રો, દેવર્ષિઓ, પૃથ્વી,* અંતરિક્ષનક્ષત્રો, ગ્રહો, માસો, પક્ષો, ઋતુઓ, રાત્રિઓ, સંવત્સરો, ક્ષણો, મુહૂર્તો, નિમેષો, યુગનાં પરિવર્તનો, દિવ્ય વિદ્યાઓ, તત્ત્વવેત્તા મહાત્માઓ, સનત્કુમારો, દેવો, ઇતિહાસો, મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, ક્રતુ, સાત મનુઓ, સોમ, અથર્વા, બૃહસ્પતિ, ભૃગુ, દક્ષ, કશ્યપ વસિષ્ઠ, કાશ્યપ, છંદો, દીક્ષાઓ, યજ્ઞો, દક્ષિણાઓ, અગ્નિ, હવિષ, યજ્ઞોપયોગી દ્રવ્યો, પ્રજાઓનું પાલન કરનારાઓ, સર્વ નદીઓ, સર્પો, પર્વતો, દેવોની માતાઓ, દેવોની પત્નીઓ, દેવોની કન્યાઓ, હજારો મુનિઓ, લાખો પર્વતો, અબજો સમુદ્રો અને સર્વ દિશાઓ, જગતના પિતા તથા ગુરૂ, યોગદાતા શંકરને નમસ્કાર કરી રહ્યાં હતાં. ૩૯૩–૪૦૦ તેમ જ ગાયન અને વાદિત્રકળામાં કુશળ ગંધર્વો તથા અપ્સરાઓ, દિવ્ય તાલમાં ગાન કરીને અદ્ભુત રીતે શંકરની સ્તુતિ કરતાં હતાં. ૪૦૧ વળી હે મહારાજા યુધિષ્ઠિર! વિદ્યાધરો, દાનવો, યક્ષો, રાક્ષસો અને સ્થાવરજંગમ સર્વ ભૂતસમુદાયો મન, વચન તથા કર્મવડે શંકરને નમસ્કાર કરતાં હતાં. ૪૦૨

પછી તે વખતે, ત્રિદશો દેવોના ઇશ્વર, ભગવાન શંકર મારી સમીપમાં જ આવીને ઉભા રહ્યા. તે જોઈને હે ભારત! પ્રજાપતિ અને ઇંદ્રસહિત આખા જગતની દૃષ્ટિ મારી સામે ઠરી રહી. પરંતુ તે ક્ષણે હું એવો સ્તબ્ધ જ (મૂઢ) થઈ ગયો હતો કે મારામાં મહાદેવનાં દર્શન કરવાની શકિત જ નહતી. ૪૦૩–૪ એટલે શંકરદેવે મને કહ્યું કેઃ--"હે કૃષ્ણ! તું મારાં દર્શન કર. તેં સેંકડોવાર જ નહીં પણ હજારો વાર મારૂં આરાધન કર્યું છે, આ ત્રણે લોકમાં તારા જેવો બીજો કોઈ પણ મને પ્રિય નથી."

* પૃથ્વી આદિનાં સ્થૂળ સ્વરૂપો મહાદેવને નમન કરવા આવ્યાં ન હતાં, પણ તેઓનાં સૂક્ષ્મ સ્વરૂપો કે જે દિવ્ય આકૃતિવાળાં છે તે જ શંકરને વંદન કરવા માટે હતાં, એમ સમજવું.

તે સાંભળી મેં મસ્તક નમાવીને વંદન કર્યું; એટલે દેવી પાર્વતી, મારાપર પ્રસન્ન થયાં. પછી બ્રહ્માદિક દેવતાઓથી સ્તુતિ કરાતા ભગવાન શંકરને મેં આ પ્રમાણે કહ્યું.”—

(શ્રીકૃષ્ણે કહ્યું:) “હે સર્વના સનાતન (યોનિરૂપ) કારણ ભગવાન હું તમને નમસ્કાર કરૂં છું. ઋષિઓ તમને બ્રહ્માના પણ અધિપતિ કહે છે, અને બીજા સત્પુરુષો તમને જ તપ, સત્વ, રજ, તમ અને સત્યરૂપ કહે છે ૭ તમે જ બ્રહ્મા, છો. તમે રુદ્ર છો, તમે વરુણ છો. તમે અગ્નિ છો; મનુ છો, તમે ભવ છો, તમે ધાતા છો, તમે ત્વષ્ટા છો, તમે વિધાતા છો અને તમે જ સર્વના પ્રભુ છો. સ્થાવર અને જંગમ આ સર્વ ભૂતો પ્રાણીઓ તમારાથી ઉત્પન્ન થયાં છે, સચરાચર સમગ્ર ત્રૈલોકયને તમે જ સરજ્યું છે. ઋષિઓ કહે છે કે, આ જે ઇંદ્રિયો, મન, વાયુઓ, અને સાત અગ્નિઓ છે, આ જે સૂત્રાત્મામાં લય પામનારાઓ અને સ્તુતિ કરવા યોગ્ય દેવતાઓ છે તે સર્વે કરતાં તમે પર–શ્રેષ્ઠ છો. તમે જ વેદો છો, યજ્ઞો છો, સોમ છો, દક્ષિણા, અગ્નિ, હવિષ અને યજ્ઞમાં ઉપયોગી થનારાં સર્વ દ્રવ્યો છો. આપ ભગવાન એ સર્વરૂપ છો, એમાં કંઇ સંશય નથી. ૪૧૧ હે ભગવન્! યજ્ઞ, દાન, અધ્યયન, વ્રતો, નિયમો, હ્રી, કીર્તિ, શ્રી, દ્યુતિ, તુષ્ટિ, પરમાત્માના સ્વરૂપને પ્રાપ્ત કરાવનારી યોગસિદ્ધિ, કામ, ક્રોધ, ભય લોભ, મદ, મોહ, મત્સર, આધિઓ અને વ્યાધિઓ—એ સર્વ હે ભગવન્! તમારાં સ્વરૂપો છે. ૪૧૨, ૧૩

તમે ક્રિયાઓરૂપ છો, સુખદુઃખાદિ વિકારરૂપ છો, તેમ સુખ દુઃખાદિ ભય ભાવરૂપ નિર્વિકાર પણ છો, તમે પ્રધાનરૂપ છો, વાસનાના અવિનાશી બીજરૂપ છો અને મનના પરમ કારણરૂપ અજ્ઞાન છો, શાશ્વતઅશ્વર્ય રૂપ છો, તમે અવ્યકત સ્વરૂપ છો, સર્વને પવિત્ર કરનારા છો, ચિંતનકરવા ગોગ્ય છો, તેમ ચિંતન કરવાને અશકય છો; તમે સૂર્યરૂપ છો ચિજ્જ્યોતિરૂપ છો, સર્વ તત્ત્વોના આદિ છો; સર્વના જીવનાધાર છો. મહાન છો, તમે આત્મા છો, બુદ્ધિરૂપ છો. તમે બ્રહ્મારૂપ છો, વિશ્વરૂપ છો, શંભુ છો, સ્વયંભૂ છો, તમે બુદ્ધિરૂપ છો, પ્રજ્ઞારૂપ છો, ઉપલબ્ધિરૂપ

છો, તમે જ્ઞાનરૂપ છો, ખ્યાતિ રૂપ છો, ધૃતિરૂપ છો અને સ્મૃતિરૂપ છો. ૪૧૪–૧૬ વેદાર્થને જાણનારા પુરૂષો, પૂર્વોક્ત સર્વ પર્યાય શબ્દોથી આપ મહાન આત્માનું જ ચિંતન કરે છે અને બ્રહ્મવેત્તા પુરૂષ, વેદમાંથી તમારૂં જ્ઞાન મેળવીને, સંસારમૂલક અજ્ઞાનનો મૂળથી નાશ કરી નાંખે છે. ૪૧૭

તમે પ્રાણીમાત્રના હૃદયરૂપ છો, ક્ષેત્રજ્ઞ છો, ઋષિઓ તમારી જ સ્તુતિ કરે છે, તમારા હાથપગ ચારે બાજુ છે, તમારૂં મસ્તક અને મુખ સર્વ તરફ છે, તમારા કર્ણ ચારે બાજુ છે અને આ લોકમાં સર્વ ઠેકાણે તમે વ્યાપ્ત થઇ રહ્યા છો, તેમજ સૂર્યનાં નિમેષાદિ કર્મોમાં ફળરૂપ તમે જ છો. સૂર્યની પ્રભા અને અર્ચિ તમે પોતે જ છો. સર્વના હૃદયમાં રહેલા પુરૂષ તમેજ છો, અણિમા, (ઝીણામાં ઝીણા થઇ જવાની શક્તિ), મહિમા (મોટામાં મોટા થઈ જવાની શક્તિ) અને (સર્વ કામનાઓ સાધવાની શક્તિ) પ્રાપ્તિ એ સિદ્ધિઓ તમે જ છો; અને અવિનાશી એવા તમે એક જ સર્વના નિયંતા તથા જ્યોતિરૂપ છો. ૪૧૮–૨૦ તમારામાં બુદ્ધિ તથા મતિ નિવાસ કરે છે, સર્વ લોકો તમારૂં જ શરણ લે છે અને તમારો જ આશ્રય કરે છે તથા નિત્ય યોગનિષ્ઠ રહેનારા, ધ્યાની પુરૂષો પણ સત્ય સંકલ્પવાળા હોઇને (તમને મેળવવા માટે જ) ઇંદ્રિયોનો જય કરે છે. ૪૨૧જે પુરુષ સર્વની હૃદયગુહામાં રહેલા પુરાણ પુરૂષરૂપ, વિશિષ્ટ અનુભવરૂપ અને બુદ્ધિમાનોની પરમ ગતિરૂપ અવિનાશી પ્રભુ તમને જાણે છે, તે બુદ્ધિમાન પુરુષ, બુદ્ધિની પાર જઇને તમારા સ્વરૂપમાં જ સ્થિતિ કરે છે, ૪૨૨ જે વિદ્વાન પુરુષ, 'પરમાત્માનું અભિન્નસ્વરૂપ જ સર્વત્ર વ્યાપ્ત છે' એ પ્રધાન યોગવિધિનો આશ્રય કરીને સૂક્ષ્મ સાત તત્ત્વોને (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓને), તમારાં છ અંગોને ( સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિબોધ, સ્વતંત્રતા, નિત્ય અલુપ્ત રહેનારી શક્તિ અને અનંત શક્તિ—એ છયેને ) તથા તમારા સ્વરૂપને જાણે છે તે પુરુષ અંતે તમારામાં જ પ્રવેશ કરે છે."

હે પાર્થ! દુઃખોનો નાશ કરનારા શંકરને મેં એ પ્રમાણે કહ્યું, એટલે ચરાચર સર્વ જગતે મોટો સિંહનાદ કર્યો. ૪૨૪ તે

સમયે બ્રાહ્મણના સમુદાયો, દેવો, અસુરો, નાગો, પિશાચો, પિતૃઓ, પક્ષીઓ, રાક્ષસો, ભૂતગણો અને સર્વ મહર્ષિઓ, એ સર્વ મહાદેવને પ્રણામ કરવા લાગ્યા. ૪૨૫ વળી તે જ વેળા મારા ઉપર સુગંધીભર્યાં દિવ્ય પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને સુખકર પવન વાવા લાગ્યો. ૪૨૬

પછી જગતનું હિત કરનારા ભગવાન શંકરે, દેવી પાર્વતી અને ઇંદ્ર સામે જોઇને મને કહ્યું કે:—"હે કૃષ્ણ! અમે જાણીએ છીએ કે, અમારી ઉપર તારી પરમ ભક્તિ છે; માટે હે શત્રુહંતા કૃષ્ણ! તું તારા આત્માનું શ્રેય કર. મને તારા પર અત્યંત પ્રીતિ છે. હે સત્તમ! તું મારી પાસેથી આઠ વરો માગી લે. હું તને તે આપીશ. હે યાદવસિંહ! બોલ, કયા દુર્લભ વર મેળવવાની તને ઇચ્છા છે?" ૧૪૨૯

૧ શ્રી શંકર કૃષ્ણ સમીપ મેઘવાહનનુ રૂપ લઈને પધાર્યા હોવાથી શાન્તિપર્વના આ પેટા પર્વને મેઘવાહનાખ્યાન, એ સંજ્ઞા અપાયલી છે.



## દ્વિતીય ઊર્મિ

### શ્રીકૃષ્ણને મળેલાં વરદાન

શ્રીકૃષ્ણે કહ્યું:—"તે પછી ચિત્તની એકાગ્રતાપૂર્વક મસ્તક નમાવીને મેં, તેમના મહાન સમુદાયમાં રહેલા ભગવાન શંકરને પરમ હર્ષપૂર્વક કહ્યું કે:—૧ 'હે ભગવાન્! ધર્મમાં દઢતા, યુદ્ધમાં શત્રુઓનો નાશ, ઉત્તમ યશ, શ્રેષ્ઠ બળ, યોગ ઉપર પ્રીતિ, તમારૂં સાન્નિધ્ય અને સેંકડો પુત્રો—એટલા વર હું તમારી પાસે માગું છું.'"૨

મેં એ પ્રમાણે વર માગ્યા, એટલે શંકરે "તથાસ્તુ" એમ કહ્યું: અને પછી સર્વનું પોષણ કરનાર તથા સર્વને પવિત્ર કરનાર, જગતનાં માતા, પાર્વતી કે જે શંકરનાં પત્ની હોઇને શંકરની ભક્તિ કરતાં હતાં, અને તપના એક ભંડારરૂપ હતાં, તેમણે મને કહ્યું કે:–

"હે નિર્દોષ કૃષ્ણ! ભગવાન શંકરે તને સાંબ નામનો એક પુત્ર આપ્યો છે. પરંતુ તે ઉપરાંત હું પણ તને બીજા આઠ ઇચ્છિત વરો આપું છું, તે તું માગી લે."

તે પછી હે પાંડુનંદન। મેં મસ્તક નમાવીને દેવીને કહ્યું કે:– "બ્રાહ્મણો ઉપર અક્રોધ, પિતાની કૃપા, સો પુત્રો, ઉત્તમ ભોગવિલાસ, કુળ ઉપર પ્રીતિ, માતાની કૃપા, શાન્તિનો લાભ અને દક્ષતા–આ આઠ વરો હું તમારી પાસેથી માગું છું." ૩–૬

ઉમાએ કહ્યું:–"હે દેવસમાન પ્રભાવશાળી કૃષ્ણ! તારા કહેવા પ્રમાણે તે સર્વ તને સિદ્ધ થશે. હું કદિ પણ અસત્ય ભાષણ કરતી નથી. મારૂં આ સત્ય વચન છે. વળી મેં આપેલાં, આ, વર ઉપરાંત તને સોળ હજાર સ્ત્રીઓ પ્રાપ્ત થશે. તેઓના પર તારી અક્ષય પ્રીતિ રહેશે, બાંધવોની પણ તારા ઉપર અત્યંત પ્રીતિ રહેશે, તારૂં શરીર સદાકાળ સુંદર રહેશે, અને તારે ગૃહે નિત્ય સાત હજાર અતિથિઓ ભોજન કરશે. આટલા વર તને મારા પોતાના તરફથી આપું છું." ૭–૮

વાસુદેવે કહ્યું:–"હે ભીમના વડીલ ભાઈ યુધિષ્ઠિર! મને એ પ્રમાણે વર આપીને દેવ શંકર અને દેવી ઉમા–બન્ને તે જ ક્ષણે પોતાના ગણોની સાથે ત્યાંથી અદૃશ્ય થઈ ગયાં. ૯ પછી હે મહારાજા! આ અતિ અદ્‌ભુત ચરિત્ર, મહાતેજસ્વી બ્રાહ્મણ ઉપમન્યુને સંપૂર્ણ રીતે મેં પ્રથમ કહી સંભળાવ્યું. એટલે હે સુવ્રત! ઉપમન્યુએ દેવના દેવ શંકરને નમસ્કાર કરી, મને આ રીતે કહ્યું:

ઉપમન્યુએ કહ્યું:–"ખરેખર (શર્વ) શંકરસમાન કોઇ દેવ નથી, શંકરસમાન કોઇ ગતિ નથી, શંકરસમાન કોઇ દાતા નથી અને રણમાં શંકરસમાન કોઇ યુદ્ધ કરનાર વીર નથી."

———=———

# તૃતિય ઊર્મિ.

## મહર્ષિ તંડિએ કરેલું શંકરસ્તોત્ર

ઉપમન્યુએ કહ્યું:– "હે તાત કૃષ્ણ ! પૂર્વે સત્યયુગમાં 'તંડિ' નામના એક વિખ્યાત ઋષિ થઈ ગયા. તેમણે દશ હજાર વર્ષો સુધી સમાધિનિષ્ઠ રહીને ભકિતપૂર્વક દેવ શંકરનું આરાધાન કર્યું હતું. તેનો વૃત્તાન્ત હું તમને કહું છું, તે તમે શાન્તિથી સાંભળો. તે ઋષિએ મહાદેવનાં દર્શન કર્યાં હતાં અને તે પછી વ્યાપક દેવની સ્તુતિ પણ કરી હતી. ૧,૨

એક સમયે તંડિ ઋષિએ પોતાના તપના યોગથી અવિનાશી પરમાત્માનું ચિંતન કર્યું, અને પછી અત્યંત વિસ્મય પામીને તેમણે મહાત્મા શંકરને ઉદ્દેશીને કહ્યું:–

"સાંખ્યવેત્તા વિદ્વાનો નિત્ય જેમનો પાઠ કરે છે, જેમને તેઓ પ્રધાન પુરુષ, સર્વના અધિષ્ઠાતા અને ઈશ્વર કહે છે; યોગીઓ સદાકાળ જેમનું ચિંતન કરે છે; વિદ્વાનો જગતની ઉત્પત્તિમાં તથા વિનાશમાં જેમને કારણ કહે છે, અને દેવો, અસુરો તથા મુનિઓમાં જેમનાથી શ્રેષ્ઠ બીજો કોઇ પણ નથી એવા અજન્મા, ઈશાન, આદિઅંતરહિત, અત્યંત સુખી અને નિર્દોષ મહાસમર્થ દેવ(શિવ)ને હું શરણે જાઉં છું."૪–૬

તંડિ ઋષિ એ પ્રમાણે સ્વતતા હતા, તેવામાં તો તપના નિધિ, નિર્વિકાર, નિરુપમ, અચિંત્ય, કૂટસ્થ અને સનાતન એવા તે દેવનાં તેમને દર્શન થયાં. ૭ એ દેવ કે જે નિષ્કલ, સકલ, પરબ્રહ્મ, નિર્ગુણ, ગુણગોચર, યોગીઓને પરમ આનંદ આપનારા, અક્ષર અને મોક્ષસંજ્ઞક કહેવાય છે; વળી જે મનુ, ઈંદ્ર અગ્નિ, વાયુ, જગત અને બ્રહ્માની ગતિરૂપ (શરણ્ય) કહેવાય છે; જે અગ્રાહ્ય છે, જે અચલ છે, જે શુદ્ધ છે, જે બુદ્ધિગ્રાહ્ય છે, જે મનોમય છે, જે દુર્વિજ્ઞેય છે, જે અસંખ્યેય છે, જે અજ્ઞાનીઓને દુષ્પ્રાપ્ય છે, જે સમગ્ર જગતના કારણ (યોનિ) છે; જે તમસથી પર રહેનારાઓના કરતાં પણ પર છે, જે પોતે (પ્રાણ) જીવરૂપે થઇને જીવમાં જ્યોતિઃસ્વરૂપે સ્થિતિ કરે છે, અને જે

દેવ (શિવ)નાં દર્શન કરવાની અનેક વર્ષો થયાં તંડિ ઋષિને આકાંક્ષા હતી અને એટલા માટેજ તેમણે ઉગ્ર તપશ્ચર્યા કરવા માંડી હતી, તે ઈશ્વરનાં દર્શન થતાં તેમણે તેમની સ્તુતિ આ પ્રમાણે કરવા માંડીઃ—

તંડિ ઋષિ સ્તુતિ કરે છેઃ—"હે ગતિમાનોમાં શ્રેષ્ઠ ભગવાન શંકર! તમે પવિત્રોમાં પણ પવિત્ર છો, ઉત્તમ ગતિરૂપ છો, સર્વ તેજોમાં અતિ ઉગ્ર તેજરૂપ છો, સર્વ તપોમાં શ્રેષ્ઠ તપરૂપ છો, તમને વિશ્વાવસુએ, હિરણ્યાક્ષે અને ઈંદ્રે પણ નમસ્કાર કર્યા છે, તમે સમગ્ર કલ્યાણોને આપનારા છો અને પરમ સત્યરૂપ છો, આવા હે વ્યાપક દેવ! હું તમને નમસ્કાર કરૂં છું. હે હજારો કિરણોવાળા પ્રભુ! જન્મ તથા મરણથી ભયભીત થયેલા અને મોક્ષને માટે યત્ન કરનારા, યોગીઓને તમે (નિર્વાણ) મોક્ષ આપો છો; અને હે સુખાશ્રય! બ્રહ્મા, ઈંદ્ર, (શતક્રતુ), વિષ્ણુ, વિશ્વદેવાઓ અને મહર્ષિઓ પણ તમને (તમારા સ્વરૂપને) યથાર્થ રીતે જાણી શક્યા નથી, તેમ શકતા નથી, તો પછી અમે પામર તો ક્યાંથી જ તમને જાણી શકીએ? ન જ જાણી શકીએ. આ સર્વ જગત તમારે લીધે પ્રવૃત્તિ કરે છે અને તમારામાં સ્થિતિ કરી રહ્યું છે. ૮–૧૬ કાળ (રુદ્ર), પુરુષ (વિષ્ણુ) અને બ્રહ્મા, એ તમારી જ સંજ્ઞા છે; કેમકે પુરાણશાસ્ત્રને જાણનારા દેવર્ષિઓએ, એ ત્રણ નામવાળાં તમારાં શરીરો કહ્યાં છે, ૧૭ તમે અધિપૌરૂષરૂપ છો, અધ્યાત્મરૂપ છો, અધિભૂતરૂપ છો, અધિદૈવતારૂપ છો, અધિલોકરૂપ છો, અધિવિજ્ઞાનરૂપ છો અને અધિયજ્ઞ પણ તમે જ છો. ૧૮ તમ આત્મસંસ્થ-આત્મામાં સ્થિતિ કરી રહેલા–હોવા છતાં દેવતાઓ પણ મહા મુશ્કેલીથી જાણી શકે છે એમ જાણવા છતાં જ્ઞાની પુરૂષો તમારૂં ચિન્તન કરીને જન્મમરણથી મુકત થાય છે અને નિર્દોષ એવા પરમ ભાવને પામે છે (મુકિત મેળવે છે). ૧૯ હે વિભો! જે પુરૂષ તમને જાણવાને ઇચ્છતો નથી, તેને અનેક વાર જન્મ અને મરણના ફેરામાં પડવું પડે છે; કેમકે સ્વર્ગ તથા મોક્ષના દ્વારને તમે જ આપો છો તેમ જ તમે જ તેને દૂર કરી મૂકો છો. ૨૦–તમે જ સ્વર્ગ છો, મોક્ષ છો, કામ છો, ક્રોધ છો, સત્વ છો, રજ છો, તમસ્ છો, અધોલોક છો,

ઊર્ધ્વલોક છો, તમે બ્રહ્મા છો, મહાદેવ છો, વિષ્ણુ છો, કાર્તિકસ્વામી છો, ઇંદ્ર છો, સૂર્ય છો, યમ છો. વરૂણ છો, ચંદ્ર છો, મનુ છો, ધાતા છો, વિધાતા છો, ધનેશ્વર કુબેર છો, તમે પૃથ્વી છો, વાયુ છો, જળ છો, અગ્નિ છો, આકાશ છો. તમે વાણી છો, બુદ્ધિ છો. તમે સ્થિતિ છો, મતિ છો, સત્યકર્મ છો, અસત્ય કર્મ છો, સદ્રૂપ છો અને અસદ્રૂપ પણ છો. ૨૧–૨૩ વળી તમે જ ઇંદ્રિયોરૂપ છો, ઇંદ્રિયોના વિષયરૂપ છો. તમે પ્રકૃતિથી પર રહેલા અવિનાશી તત્ત્વરૂપ ધ્રુવ મૂર્તિ છો, વિશ્વરૂપ છો, તેમ તેના કાર્ય તથા કારણથી ભિન્ન છો, ચિંત્ય છો અને અચિંત્ય પણ છો. ૨૪ તેમ જ જે પરબ્રહ્મ કહેવાય છે, જે પરમ પદ કહેવાય છે અને સાંખ્ય જ્ઞાનીઓ તથા યોગીઓની જે ગતિ કહેવાય છે તે તમે જ છો, એમાં લેશ માત્ર સંશય નથી. ૨૫

"હે દેવાધિ દેવ ! ખરેખર, આજે અમે કૃતાર્થ થયા છીએ અને આજે જ તે પરમ ગતિને અમે પામ્યા છીએ, કે જે ગતિને જ્ઞાનથી નિર્મળ થયેલી બુદ્ધિવાળા પુરૂષો ઇચ્છે છે. ૨૬ અહો ! અજ્ઞાનને લીધે આટલા લાંબા કાળ સુધી તે દેવને અમે જાણી શકયા નહીં, કે જેને વિદ્વાનો સનાતન દેવ તરીકે ક્યારનાયે ઓળખે છે; માટે ખરેખર અમે મૂઢ છીએ. ૨૭ મેં અનેક જન્મો ધારણ કરી કરીને તમારી સાક્ષાત્ ભકિત સંપાદન કર્યા કરી છે; કેમકે જેમને જાણીને પ્રત્યેક પ્રાણી મોક્ષ (અમૃત) મેળવે છે તે–તમે, ભકતો ઉપર અનુગ્રહ કરનાર છો. ૨૮ જે સનાતન બ્રહ્મ દેવો, અસુરો તથા મુનિઓને પણ ગુહ્ય જણાય છે અને જે પ્રાણી માત્રની હૃદયગુહામાં રહેલ છે, છતાં મુનિઓને પણ દુર્વિજ્ઞેય છે–તે પરબ્રહ્મ તમે પોતે જ છો. ૨૯ વળી તમે સર્વ ઐશ્વર્યસંપન્ન દેવ છો, સર્વના કર્તા છો, સર્વતોમુખ્ય છો, સર્વત્ર વ્યાપક છો, સર્વના આત્મા છો, સર્વના દ્રષ્ટા છો, સર્વત્ર ગતિમાન છો, સર્વના જ્ઞાતા છો, દેહના સ્રષ્ટા છો. તમે દેહને ધારણ કરનારા છો, જીવરૂપ છો, દેહના પોષક છો, દેહધારીઓની ગતિરૂપ છો, પ્રાણના સ્રષ્ટા છો, પ્રાણના પોષક છો, પ્રાણીરૂપ છો, પ્રાણને આપનારા છો અને પ્રાણીઓની ગતિરૂપ છો. ૩૧

“વળી જે ઇશ્વર અધ્યાત્મગતિરૂપ છે, પોતાનું ધ્યાન કરનારા ભકત પુરૂષો કે જેઓ આત્મવેત્તાઓ છે અને મોક્ષની કામનાવાળા છે તેઓની ગતિરૂપ છે–તે ઇશ્વર તમે પોતે જ છો. ૩૨ પ્રાણીમાત્રને તેઓનાં કર્મ પ્રમાણે શુભ તથા અશુભ ગતિ આપનારા અને સર્વ જંતુઓને જન્મ તથા મરણ આપનારા જે ઈશ્વર, મોક્ષસિદ્ધિની કામનાવાળાની ગતિરૂપ છે તે તમે જ છો. ૩૩

“વળી જે દેવ ભુર ભુવર્ આદિ સર્વ ભુવનોને તથા દેવોને ઉત્પન્ન કરીને તેઓનું રક્ષણ કરે છે અને આઠ* મૂર્તિઓ ધારણ કરીને સર્વનું પોષણ કરે છે તે દેવ, તમે પોતે જ છો. ૩૪ આપ ભગવાનથી સર્વની પ્રવૃત્તિ થાય છે, સર્વ જગતની આપનામાં જ સ્થિતિ છે, આપનામાં જ સર્વનો લય થાય છે અને આપ એક જ સનાતન પુરુષ છો. ૩૫ તમે સત્યની કામનાવાળા સત્પુરુષોના શ્રેષ્ઠ સત્યલોકરૂપ છો, મુકત પુરુષોના મોક્ષરૂપ છો, આત્મવેત્તાએનું કૈવલ્યપદ છો અને બ્રહ્માદિક સિદ્ધ પુરુષોએ, (“દેવો, અસુરો તથા મનુષ્યોને તમારૂં જ્ઞાન ન થાય,” એવા હેતુથી પોતાની હૃદયગુહામાં તમને ગુપ્ત રાખ્યા છે. ૩૬–૩૭ આવા હેતુથી જ દેવો, અસુરો તથા મનુષ્યો તમને યથાર્થ રીતે જાણી શકતા નથી અને તેઓને હૃદયમાં રહેલા જડ અહંકારે મોહિત પણ કરી નાંખ્યા છે. ૩૮ પરંતુ જે પુરુષો ભકિતયોગથી શુદ્ધ થઇને તમારે શરણે આવે છે, તેઓને હૃદયમાં રહેલા તમે પંડે જ દર્શન આપો છો. ૩૯

“જેનું જ્ઞાન પ્રાપ્ત કરતાં પુનઃ જન્મ તેમ જ મરણ પણ રહેતું નથી, ઉત્તમ વેદરૂપ જેને જાણ્યા પછી બીજું કંઇ પણ જાણવા યોગ્ય અવશિષ્ટ રહેતું નથી, જેને મેળવીને જ્ઞાની પુરુષ, બીજા

* સૂર્ય, ચંદ્ર, પવન, અગ્નિ, જળ, આકાશ, પૃથ્વી અને આત્મા–આ આઠ મૂર્તિઓ ધારણ કરીને શંકર સર્વને ધારણ કરે છે. માટે જ તે અષ્ટમૂર્તિ કહેવાય છે. શ્રીમદ્ભગવદ્ગીતા આને આઠ પ્રકૃતિ, એ નામે ઓળખાવે છે. મહા કવિ કાલિદાસ પણ શંકરનું આવું સ્તવન પોતાના નાટકમાં કરે છે.

કોઈ પણ લાભને ઉત્તમ કે અધિક માનતો નથી, જેને સૂક્ષ્મ તથા પરમ ગતિરૂપે પ્રાપ્ત કરીને જ્ઞાની પુરુષ અવ્યય તથા અક્ષય કહે છે અને ગુણો તથા તત્ત્વોને જાણનારા સાંખ્યશાસ્ત્રકુશળ સાંખ્યવેત્તાઓ, અતિશય સૂક્ષ્મ જ્ઞાન સંપાદન કરીને જેના સૂક્ષ્મ સ્વરૂપને જાણે છે અને બંધનોથી મુક્ત થાય છે, એવા પરમ તત્વ તમે જ છો. વળી વેદવેત્તા પુરુષો વેદાન્તમાં વેદ્ય તરીકે પ્રતિષ્ઠા પામેલા જેને પ્રાણાયામ દ્વારા પ્રાપ્ત કરે છે અને જેનો નિત્ય જાપ કર્યાં કરે છે, તે મહેશ્વરના સ્વરૂપમાં—ૐકારરૂપ રથમાં બેસીને જ્ઞાની પુરુષો પ્રવેશ કરે છે.

"વળી તમે દેવયાન માર્ગના દ્વારરૂપ આદિત્ય કહેવાઓ છો, પિતૃયાન માર્ગના દ્વારરૂપ ચંદ્રમા કહેવાઓ છો, કાષ્ઠારૂપ છો, દિશાઓરૂપ છો, સંવત્સરરૂપ છો, યુગના આદિ છો, દિવ્ય લાભરૂપ ઈંદ્રપદ છો, પાર્થિવ લાભરૂપ ચક્રવર્તીપદ છો, ઉત્તમ લાભરૂપ છો, દક્ષિણાયનરૂપ છો અને ઉત્તરાયણરૂપ છો. પૂર્વે પ્રજાપતિએ અનેક સ્તોત્રોથી તમારું આરાધન કરીને પ્રજાઓને ઉત્પન્ન કરવા માટે નીલલોહિત નામવાળા શંકરરૂપે તમારી જ પ્રાર્થના કરી હતી. જે પરમાત્માની ઋગ્વેદને જાણનારા પુરુષો ઋચાઓવડે સ્તુતિ કરે છે અને કહે છે કે, પરમાત્માનું સ્વરૂપ અનારોપિત છે, કર્માદિકથી અલિપ્ત હોઈને શુદ્ધ છે; વળી વેદરૂપ જે દેવને ઉદ્દેશીને અધ્વર્યુઓ શ્રાત, સ્માર્ત અને ધ્યાન, એમ ત્રણ પ્રકારના યજ્ઞોમાં યજુર્વેદના મંત્રોચ્ચારપૂર્વક હોમ કરે છે, શુદ્ધ બુદ્ધિવાળા સામવેદીઓ સામમંત્રોદ્વારા જેનું ગાન કરે છે અને અથર્વવેદને જાણનારા બ્રાહ્મણો, ઋત, સત્ય અને પરબ્રહ્મરૂપ જેની સ્તુતિ કર્યાં કરે છે; તે જ તમે, યજ્ઞના પરમ કારણ છો—અર્થાત્ તમે શ્રદ્ધારૂપ અને સત્યરૂપ છો તથા યજ્ઞના શ્રેષ્ઠ પતિ કહેવાઓ છો. ૪૦–૪૯ રાત્રિઓ તમારા શ્રોત્ર (કાન) છે, દિવસો તમારાં નેત્ર છે, પક્ષો (શુક્લ અને કૃષ્ણ પખવાડિયાં) તમારું મસ્તક છે, મહિનાઓ તમારી ભુજાઓ છે, ઋતુઓ તમારું વીર્ય છે, તપ તમારું ધૈર્ય છે અને વર્ષ તમારો ગુહ્યભાગ, તથા સાથળ—ચરણ છે. ૫૦ તમે મૃત્યુરૂપ છો, યમરૂપ છો, અગ્નિ (હુતાશ)રૂપ છો, પ્રચંડ વેગથી સંહાર કરનારા કાળરૂપ છો. કાળના

પણ પરમ કારણરૂપ છો અને સનાતન કાળ પણ તમે પોતે જ છો. ૫૧ તમે ચંદ્ર છો, સૂર્ય છો, નક્ષત્ર છો, ગ્રહ છો, વાયુ છો, ધ્રુવ છો, સપ્તર્ષિઓ છો, સાત ભુવનરૂપ છો, પ્રધાન છો, મહત્તત્ત્વ છો, અવ્યક્ત છો, પંચતત્ત્વોના બનેલા વિકારવાળા આ જગતરૂપ છો. બ્રહ્માથી આરંભીને ઘાસના તુંબડા સુધીના સર્વ પદાર્થરૂપ છો, સદ્‌રૂપ છો, અસદ્‌રૂપ છો, આઠ પ્રકૃતિઓરૂપ છો, પ્રકૃતિથી પર રહેલા પરમાત્મા છો અને પરમાત્માના એક ભાગરૂપ આ સમગ્ર વિશ્વ તમે પોતે જ છો. ૫૨–૫૪

"વળી તમે પરમ આનંદરૂપ સનાતન બ્રહ્મ છો, વિરક્ત પુરુષોના ગતિરૂપ છો અને સત્પુરુષોના ઉત્તમ ભાવરૂપ છો. ૫૫ તમે જ ઉદ્વેગરહિત સનાતન બ્રહ્મ છો, તમે જ શાસ્ત્ર તથા વેદવેદાંગને જાણનારા પુરુષોથી ધ્યાન કરાવા યોગ્ય છો અને તમેજ પરમપદરૂપ છો. ૫૬ જેને પરમ કાષ્ઠા, પરમ કળા, પરમ સિદ્ધિ, પરમ ગતિ, પરમ શાન્તિ અને પરમ નિર્વાણ (નિર્વૃતિ) કહેવામાં આવે છે અને જેને પ્રાપ્ત કરીને યોગીઓ પોતાને કૃતકૃત્ય માને છે, તે તમે પોતે જ છો. ૫૭–૫૮ તમે તુષ્ટિરૂપ છો, સિદ્ધિરૂપ છો, શ્રુતિરૂપ છો, સ્મૃતિરૂપ છો, યોગીઓ જેને માટે નિરત મથન કરે છે, એ અધ્યાત્મગતિરૂપ છો અને આત્મજ્ઞાની વિદ્વાનોના શાશ્વત પદપ્રાપ્તિરૂપ છો. ૫૯

"હે ભગવાન્! અમુક કોઇ કામનાથી પુષ્કળ દક્ષિણાઓ આપીને યજ્ઞ કરનારા યજ્ઞશીલ પુરુષોને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે તમે જ છો, એમાં સંશય નથી. ૬૦ હે દેવ! યોગાનુષ્ઠાન અને જપાનુષ્ઠાનવાળા નિયમો સમ્યક્ પાળીને દેહને કષ્ટ આપનારા, તપસ્વી પુરુષોને જે શાન્તિ અને જે ગતિ મળે છે, તે પરમ ગતિ તમે જ છો. ૬૧ હે સનાતન! કર્મોનો ત્યાગ કરીને સાંસારિક સર્વ વિષયોથી વિરક્ત થયેલા સંન્યાસીઓને બ્રહ્મલોકમાં જે ગતિ મળે છે, તે તમે પોતે જ છો ૬૨ તેમજ હે સનાતન! પુનર્જન્મને નહીં ઇચ્છીને વૈરાગ્યને ધારણ કરનારા અને પ્રવૃતિનો લય કરવાનો અભ્યાસ કરનારા (કારણ) બ્રહ્મોપાસક પુરુષોને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે પણ તમે જ છો. ૬૩ અને હે દેવ! જ્ઞાન

તથા વિજ્ઞાનસંપન્ન પુરુષોને અનિર્વચનીય અને નિરંજન એવી જે કૈવલ્યગતિ પ્રાપ્ત થાય છે, તે પરમ ગતિ તમે છો. હે વ્યાપક દેવ! વેદમાં, શાસ્ત્રમાં તથા પુરાણોમાં પૂર્વોકત પાંચ ગતિઓ કહેવામાં આવી છે; પણ તે ગતિઓ તમારા પ્રસાદથી જ મળી શકે છે, અન્ય રીતે એટલે તમારા અનુગ્રહ વિના એ ગતિઓ કોઇને કદિ પણ મળતી નથી, તેમ મળવાની પણ નથી.."૬૫

એ પ્રમાણે તપોનિધિ તંડિ ઋષિએ ઇશાનદેવ(શિવ)ની સ્તુતિ કરી હતી. તેમ પૂર્વે બ્રહ્માએ પોતે પણ જે પરબ્રહ્મની સ્તુતિ કરી હતી, તેનું પણ ગાન તંડિ ઋષિએ કર્યું હતું.૬૬

ઉપમન્યુએ કહ્યું:–આ પ્રમાણે બ્રહ્મવાદી તંડિ ઋષિએ, "બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, સમગ્ર દેવતાઓ અને ઋષિઓ પણ તમને જાણી શકતા નથી," એવા આશયની મહાદેવની સ્તુતિ કરી, ત્યારે, ઉમા સહિત ભગવાન શંકર, તેના પર પ્રસન્ન થયા અને તે પ્રભુએ તંડિ ઋષિને આ રીતે કહ્યું.

શ્રીભગવાને કહ્યું:–"હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! મારા પ્રસાદથી તું અક્ષય થઇશ, અવિકારી થઇશ, દુ:ખથી મુકત થઇશ, યશસ્વી થઇશ, તેજસ્વી થઇશ, દિવ્ય જ્ઞાનથી સંપન્ન થઇશ, ઋષિઓને સલાહ આપનાર થઇશ. વળી તારો પુત્ર યજુર્વેદની શાખાનું કલ્પસૂત્ર રચશે, એમાં કાંઇ જ સંશય નથી. હે વત્સ! બોલ, હવે તારી શી ઇચ્છા છે? આજે હું તને શું આપું?"

આવું વચન સાંભળી; બે હાથ જોડીને તંડિ ઋષિએ વર માગ્યો કે:–"હે દેવાધિદેવ! તમારામાં મારી દૃઢ ભકિત થાઓ." ૬૯–૭૧

ઉપમન્યુએ કહ્યું:–તે પછી દેવર્ષિઓથી વંદન કરાતા દેવ શંકરે, તંડિ ઋષિને વર આપ્યો અને પછી દેવોથી સ્તવાતા સ્તવાતા તેજ સ્થળે અદૃશ્ય થઇ ગયા. ૭૨ હે યાદવરાજા! ત્યાંથી પોતાના અનુચરોની સાથે ભગવાન, અદૃશ્ય થઇ ગયા. તે પછી તંડિ ઋષિ આશ્રમમાં આવ્યા અને તેમણે એ સર્વ વાત મને કહી. ૭૩ હે મનુષ્યોમાં શ્રેષ્ઠ કૃષ્ણ! તંડિ ઋષિએ શંકરનાં જે પ્રસિદ્ધ નામો પૂર્વે મને કહ્યાં

છે તેનું તમે સિદ્ધિને માટે શ્રવણ કરો. ૭૪ જોકે પિતામહ બ્રહ્મદેવે, તો સ્તવન કરતાં કરતાં શંકરનાં દશ હજાર નામો દેવોને કહ્યાં હતાં; પરંતુ શાસ્ત્રોમાં એક હજાર નામો હમણાં મળી આવે છે. ૭૫ હે અચ્યુત ! પૂર્વે દેવોના ઇશ્વર બ્રહ્માએ શંકર દેવની કૃપાથી મહાત્મા તંડિને જે ગુપ્ત નામો કહ્યાં હતાં તે જ ગુપ્ત નામો તંડિ ઋષિએ મને કહ્યાં છે."૭૬

——:x:——

## ચતુર્થી ઊર્મિ

### શિવસહસ્રનામસ્તોત્ર

વાસુદેવે કહ્યું:–હે તાત યુધિષ્ઠિર ! તે પછી બ્રહ્મર્ષિ ઉપમન્યુએ બે હાથ જોડી, સાવધાન થઇને શંકરનાં નામોનો સંગ્રહ મને આરંભથી કહેવા માંડયો. ૧

ઉપમન્યુએ કહ્યું:–"બ્રહ્માએ કહેલાં, ઋષિઓએ કહેલાં, અને વેદો તથા વેદોનાં અંગોમાંથી ઉત્પન્ન થયેલાં નામો વડે સર્વ લોકમાં વિખ્યાત થયેલા, સ્તુતિપાત્ર, ભગવાન શંકરની હું સ્તુતિ કરૂં છું. ૨ હે યદુકુલશ્રેષ્ઠ કૃષ્ણ ! શંકરનાં જે નામો મહાન પુરુષોએ કહેલાં છે તે સત્ય છે, સિદ્ધ છે, સર્વ મનોરથોને સિદ્ધ કરનારાં છે, (અને તે વૈદિકજ્ઞાનથી શુદ્ધાત્મા ઋષિ તંડિએ ભકિતપૂર્વક રચ્યાં છે. ૩ સાધુ-પુરૂષોએ જેમ તે ઉચ્ચારાયાં હતાં તેમ જ તે શાસ્ત્રાનુસાર કહ્યાં છે, અને તત્ત્વદર્શી મુનિઓએ જગતમાં પ્રસિદ્ધ કર્યાં છે, એ નામો હું તમને સંભળાવું છું. એ નામો સર્વશ્રેષ્ઠ છે, સૌથી પહેલાં ઉચ્ચરાયલાં છે, સ્વર્ગને પ્રાપ્ત કરાવનારાં છે. સર્વ ભૂત–પ્રાણીઓનું હિત–કલ્યાણ કરનારાં છે, અને શુભ છે. તે બ્રહ્મલોકથી માંડી, આ જગતમાં સર્વત્ર પરંપરાથી સંભળાતાં આવ્યાં છે. એ સત્યમય છે, એ નામો વડે પરમ બ્રહ્મની, બ્રહ્માએ જેનું કથન કરેલું છે, એવા સનાતન તત્ત્વની હું

સ્તુતિ કરું છું. હે યદુકુલશ્રેષ્ઠ કૃષ્ણ ! તમે સાવધાન થઇને તે સહુ સાંભળો. તમે ભક્તિનિષ્ઠ છો. એ નામો વડે પરમેશ્વર શંકર દેવની પ્રાર્થના કરો. ૩–૬

"શંકરરૂપ જે પરબ્રહ્મ સનાતન છે તેનું એ નામો વડે હું તમને શ્રવણ કરાવું છું; કેમકે જેના આદિ, મધ્ય તથા અંતને દેવતાઓ પણ જાણી શકતા નથી, તો પછી વર્ષોનાં સૈકાંઓથી સજ્જ (સંયમી) થયેલો એવો કોઇ પણ મનુષ્યજાતિનો પુરુષ, તે ભગવાનની વિભૂતિઓનું સંપૂર્ણ રીતે વર્ણન ક્યાંથી જ કરી શકે? ન જ કરી શકે. ૭–૮હે માધવ! કયો પુરુષ તેમના સમગ્ર ગુણોનું વર્ણન કરવાને શક્તિમાન છે ? કોઈ જ નહીં. માત્ર એ મહાદેવનાં સંક્ષિપ્ત અર્થવાળાં નામોથી મારી શક્તિ પ્રમાણે તેમનું ચરિત્ર હું તમને કહું છું. તેમાં પણ એ બુદ્ધિમાન દેવનો પ્રસાદ જ મુખ્ય કારણ છે; કેમકે તેમની અનુજ્ઞા વિના કયો પુરુષ તેમની સ્તુતિ કરવા સમર્થ છે? મને તેમની અનુજ્ઞા મળી છે અને મેં તેમની સ્તુતિ પણ કરી છે તેથી જ આદિને અંતથી રહિત અને જગતના કારણ (યોનિ) રૂપ મહાત્મા અવ્યક્ત યોનિવાળા ભગવાન શંકરનાં નામોનું યત્કિંચિત પ્રકારે હું વર્ણન કરી શકીશ. હે કૃષ્ણ! વરને આપનારા, સર્વ કરતાં શ્રેષ્ઠ અને વિશ્વસ્વરૂપ બુદ્ધિમાન શંકરનાં જ નામો બ્રહ્મદેવે જે પ્રમાણે ઉચ્ચાર્યાં છે, તે તે પ્રમાણે તમે સાંભળો. સર્વના પ્રપિતામહ બ્રહ્મદેવે શંકરનાં જે દશ હજાર નામો પૂર્વે કહેલાં છે, તેનો મનમાં વિચાર કરીને દહીંમાંથી જેમ ઘી કાઢવામાં આવે, પર્વતમાંથી જેમ તેના સારરૂપ સુવર્ણને કાઢવામાં આવે, પુષ્પોમાંથી જેમ તેના સારરૂપ મધને કાઢવામાં આવે, અને ઘૃતમાંથી જેમ તેના સારરૂપ મંડને કાઢવામાં આવે, તે પ્રમાણે આ સારરૂપ (૧,૦૦૮) નામો મેં તારવ્યાં છે. આ નામો સર્વ પાપોનો નાશ કરનાર છે, ચાર વેદોથી સંયુક્ત છે, તે નામો તમારે સાવધાન થઇને મહાન યત્નથી અભ્યાસ કરવા યોગ્ય તેમ જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. એ નામે મંગલપ્રદ છે, પુષ્ટિદાતા છે, રાક્ષસોનો (બાધાઓ–અંતરાયોનો) નાશ કરનાર છે અને મહાપવિત્ર છે; ૯–૧૬

"હે કૃષ્ણ! તેટલા માટે આ શિવનામસ્તોત્ર કોઈ ભકત પુરૂષ હોય તેને જ તમારે આપવું, અથવા કોઈ શ્રદ્ધાળુ કે આસ્તિક પુરૂષ હોય તેમને આપવું, પરંતુ શ્રદ્ધારહિત નાસ્તિકને અથવા ઇન્દ્રિયોનો જય નહીં કરનારાને આપવું નહીં. ૧૭ હે કૃષ્ણ! જે પુરુષ સર્વના કારણાત્મા અને ઇશ્વર દેવ શંકરનો દ્વેષ કરે છે, તે પોતાના પૂર્વજો અને પુત્રાદિ સંતતિની સાથે નરકમાં જાય છે. ૧૮ ભગવાન શંકરનું આ સ્તોત્ર ધ્યાનરૂપ છે, યોગરૂપ છે, સર્વોત્તમ ધ્યેયરૂપ છે, જપરૂપ છે, રહસ્યજ્ઞાનરૂપ છે અને ઉત્તમ છે. ૧૯ મરણસમયે પણ આ સ્તોત્રનું જો ધ્યાન કરવામાં આવે છે તો પરમ ગતિને (મોક્ષ) પામી શકાય છે, એવું એ પવિત્ર છે, મંગળમય છે, યજ્ઞાદિના ફળને આપનારૂં છે અને ઉત્તમ કલ્યાણરૂપ છે. ૨૦

"હે કૃષ્ણ! પૂર્વે સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે આ સ્તોત્રની રચના કરીને સર્વ દિવ્ય સ્તોત્રોના મધ્યમાં આને 'રાજપદે' સ્થાપ્યું છે. ૨૧ તે દિવસથી આરંભીને મહાત્મા શંકરનું આ સ્તોત્ર "સ્તવરાજ" એવા નામથી પ્રસિદ્ધ થયું છે અને દેવોમાં પણ પૂજાપાત્ર થયું છે. ૨૨ આ સ્તવરાજ બ્રહ્મલોકમાંથી સ્વર્ગલોકમાં ઉતરી આવ્યું હતું; અને ત્યાંથી તંડિ ઋષિને પ્રાપ્ત થયું હતું; માટે આ તંડિ ઋષિનું રચેલું કહેવાય છે. ૨૩ તંડિ ઋષિએ આ સ્તવરાજને સ્વર્ગલોકમાંથી પૃથ્વી લોક ઉપર ઉતાર્યું છે, માટે એ સર્વ મંગલોમાં મંગલ છે અને સર્વ પાપોનો નાશ કરનારૂં છે. ૨૪ હે મહાબાહુ! આ સ્તોત્ર કે જે સર્વ સ્તોત્રોમાં ઉત્તમ છે, તે હું તમને કહું છું.

"ભગવાન શંકર કે જે વેદો(બ્રહ્મ)ના પણ વેદ છે, જે પરના પણ પર છે, (ઇન્દ્રિયોના વિષયો, મન, બુદ્ધિ, મહતત્વ અને અવ્યકતના પણ જે પરમ પુરૂષ છે,) જે તેજના પણ તેજ છે, જે તપના પણ તપ છે, શાન્ત પુરૂષોની પણ શાન્તિ રૂપ છે, કાન્તિની પણ કાન્તિરૂપ છે, જે દમગુણનિષ્ઠ પુરૂષોમાં પણ ઉત્કૃષ્ટ દમગુણનિષ્ઠ છે, જે બુદ્ધિમાનોમાં પણ બુદ્ધિરૂપ છે, જે દેવોના પણ દેવ છે, જે ઋષિઓના પણ ઋષિ છે, જે યજ્ઞોના પણ યજ્ઞ છે,

જે કલ્યાણ કરનારાઓના પણ કલ્યાણ કરનાર (શિવોના પણ શિવ) છે, જે રૂદ્રોના પણ રૂદ્ર છે, જે ઐશ્વર્યવાળાઓના પણ ઐશ્વર્યરૂપ છે, જે યોગીઓના પણ યોગી છે, જે કારણોના પણ કારણ છે, જેનાથી સર્વ લોકો ઉત્પન્ન થાય છે, જેનાથી સર્વ લોકો પુનઃ નાશ પામે છે; જે પ્રાણી માત્રના આત્મા છે, એવા એ મહા તેજસ્વી શંકરનાં એક હજારને આઠ નામોનું તમે મારા મુખથી શ્રવણ કરો; કેમકે હે મનુષ્યશ્રેષ્ઠ ! તે નામોનું શ્રવણ કરીને તમે સર્વ કામનાઓ સંપાદન કરશો. ૨૫–૩૦

÷૧ **સ્થિરઃ**–સ્થિર–ચંચળતારહિત, કૂટસ્થ અને નિત્ય, ૨ **સ્થાણુ** ઘરના સ્થંભની પેઠે સર્વના આશ્રયભૂત; આ *સંસારમંડપના મૂળ સ્થંભ. ૩ **પ્રભુઃ**–ઈશ્વર, અંતર્યામી–**પ્રકૃષ્ટં ભવનં સત્તા યસ્ય**–જેનું ભવન સત્તા પ્રકૃષ્ટ–અર્થાત્ અતિ શ્રેષ્ઠ છે તેનું નામ પ્રભુ, પરમાર્થ સત્ય; અથવા તો **પ્રકર્ષેણ ભાવયતિ વિશ્વં રચયતિ જાનાતિ વા વિશ્વકર્તા**–પ્રકર્ષથી ભાવના કરનારા અથવા વિશ્વને રચનારા, અથવા તો જાણનારા એવા વિશ્વના કર્તા અથવા તો સર્વજ્ઞ. ૪ **ભીમઃ**–સંહારકર્તા, જેનાથી જગત ભય પામે છે, એવા જ શ્રેષ્ઠ ભોગ તથા મોક્ષની કામનાવાળાઓએ પરમ નિષ્ઠાથી પસંદ કરવા–વરવા યોગ્ય. ૬ **વરદઃ**–ઈચ્છિત વસ્તુને આપનારા. ૭ **વરઃ**–પોતાની સ્ફુર્તિથી

÷ અહીંથી શંકરનાં ૧૦૦૮ નામો શરૂ થાય છે. એમાંનાં કેટલાંક નામોના શબ્દો એના એ જ કેટલીક વાર જૂદે જૂદે સ્થળે આવે છે. એથી પાઠકોને તેમાં પુનરૂકતી થયાનો ભ્રમ લાગે એમ છે. પરંતુ તેનું એ વાસ્તવિક સમાધાન છે કે એવા શબ્દો અનેકાર્થી હોવાથી તેને જૂદા જૂદા અર્થમાં ઘટાવી શકાય છે, ઘટાવાયા છે. તેમ વિવિધ વિદ્યા–શાસ્ત્રોમાં એ શબ્દોના અર્થો જૂદા–નિશ્ચિત હોવાથી તે તે અનુસાર તેના અર્થો લેવાય છે. આના દાખલા અહીં આપવાની જરૂર નથી. પાઠકે પોતે તે ત્યાં ત્યાં જોઈ તે સમજી લેવું. તેમ વિષ્ણુ અને શિવ એકજ હોઈને તેમનાં મળતાં નામ આવે છે. જેમ શિવનાં સહસ્ર નામ છે તેમ વિષ્ણુનાં પણ સહસ્ર નામ છે. શકિતના પણ સહસ્ર નામ છે. આય સર્વ એકજ દેવ હો. અને સર્વ સહસ્ર નામોમાં મળતાં નામો સ્વભાવિક રીતે આવે છે.

* એક સ્થળે કહ્યું છે કે :–" **સંસારમંડપસ્યાસ્ય મૂલસ્તંભાય શંભવે** "

સર્વ જગતનું આચ્છાદન કરનારા, એટલે કે શ્રેષ્ઠ. ૮ ***सर्वात्मा** સર્વના આત્મારૂપ, વ્યાપક, પ્રત્યગ્રૂપ, પ્રાણી માત્રના અંતર્યામીરૂપ. ૯ **सर्वविख्यातः**–સર્વ દેશમાં, સર્વ કાળમાં અને સર્વ પ્રાણીઓમાં પ્રત્યગ્રૂપે પ્રસિદ્ધ. ×**सर्वः**–ચરાચર–જડચેતનમાં સર્વત્ર વ્યાપક. ૧૧ **सर्वकर** વિશ્વના કર્તા ૧૨ **भवः**–સર્વના ઉત્પત્તિસ્થાન તથા સર્વના પ્રલયસ્થાનરૂપ. ૩૧ ૧૩ **जटीः**–જટાધારી. ૧૪ **चर्मीः**–વાઘનું અથવા તો હાથીનું ચામડું ધારણ કરનારા. ૧૫ **शिखो (शिखंडी)**–મયૂરની શિખાની પેઠે પોતાના મસ્તક પર જટાજૂટના અગ્ર ભાગને ગોઠવી શિખાને ધારણ કરનારા. ૧૬ **सर्वांग**–સર્વ જગત જેના અવયવરૂપ છે એવા વિરાટરૂપ. ૧૭**सर्वभावन**–વિશ્વના કર્તા. ૧૮**हर**–સર્વના સંહારકર્તા, ૧૯**हरिणाक्ष**–મૃગનાં નેત્ર જેવાં નેત્રવાળા. ૨૦**सर्वभूतहर**–સર્વ પ્રાણીઓનો સંહાર કરનારા.

૨૧ **प्रभुः**–અખિલ વિશ્વના ભોક્તા. ૩૨ ૨૨ **प्रवृत्तिः**–સર્વોત્કૃષ્ટ કર્તા રૂપે વર્તન કરનારા. ૨૩ **निवृत्तिः**–નિરૂદ્યમ-

---

* सर्वात्मा શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છેઃ–आप्नोति सर्वं भोग्यं स्वार्थत्वेन लभते, आदत्ते, स्वीकरोति. अत्ति, भुंक्त, इति आत्मा. અથવા अनति सततं एकरूपेण वर्त्तते इति आत्मा. सर्वेषां आत्मा सर्वात्मा–અર્થાત જે સર્વ ભોગ્ય પદાર્થોને પોતાના કરીને પ્રાપ્ત કરે છે, સ્વીકારે છે અને ભોગવે છે તેને આત્મા કહેવામાં આવે છે; અથવા જેની નિરંતર એકરૂપે સ્થિતિ હોય છે, તે આત્મા કહેવાય છે. એક સ્મૃતિમાં પણ કહ્યું છે કે :–

' यच्चाप्नोति यदादत्ते यच्चात्ति विषयानयम् । यच्चास्य संततो भावस्तस्मादात्मेति गीयते॥"

"જે સર્વ ભોગ્ય વિષયોને પ્રાપ્ત કરે છે, સ્વીકારે છે, ભોગવે છે અને જેની સત્તા નિરંતર અવિચ્છિન્ન રહે છે, તે આત્મા કહેવાય છે."

× ગીતામાં પણ કહ્યું છે કે, "सर्वं समाप्नो षि ततोऽसि सर्वः–તમે સર્વત્ર વ્યાપ્ત થઇ રહ્યા છો માટે સર્વ કહેવાઓ છો.

સર્વ અને સર્વકર એ બે નામો કહીને શિવનું ઉપાદાનત્વ અને નિમિત્તત્વ સૂચવ્યું છે.

યુક્ત વર્તન કરનારા ૨૪ **नियतः**—ઇંદ્રિયોને નિયમમાં રાખનારા. ૨૫ **शाश्वतः**—નિત્ય, (સનાતન). ૨૬ **ध्रुवः**—અચલ ૨૭ **श्मशानवासी**—(જેમાં મરણ પામેલા જીવોને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી તે કાશી નગરીમાં નિવાસ કરે છે તેથી) શ્મશાનવાસી. ૨૮ **भगवान**:—છ પ્રકારનાં ઐશ્વર્યથી ભરેલા.* ૨૯ **खचरः**—હૃદયાકાશમાં ફરનારા. ૩૦ **गोचरः**—ગો એટલે ઇંદ્રિયોને વિષે ફરનારા, અથવા તો ઇંદ્રિયોથી વિષયોનો ઉપભોગ કરનારા. ૩૧ **अर्दनः**—પાપીને પીડા કરનારા, ૩૩. ૩૨ **अभिवाद्यः**—સર્વે સંતાપનારા. નમસ્કાર કરવા યોગ્ય અથવા તો સ્તુતિ કરવા યોગ્ય. ૩૩ **महाकर्मा**:—સૃષ્ટિરચના વગેરે મહાન કર્મ કરનારા. ૩૪ **तपस्वी**:—તપને ધન માનનારા. ૩૫ **भूतभावनः**—આકાશાદિ ભૂતોને સંકલ્પમાત્રથી રચનારા. ૩૬ **उन्मत्त-वेषप्रच्छन्नः**—દિગંબરાદિ ઉન્મત્ત વેશથી ગુપ્ત, જાણવામાં નહીં આવે તેવા. ૩૭ **सर्वलोकप्रजापतिः**—સર્વ લોકોના તથા પ્રજાઓના પતિ.૩-૪. ૩૮ **महारूपः**—મહા કહેતાં પાપરહિત જેનું રૂપ છે એવા. ૩૯ **महाकायः**—સ્થૂળ રૂપવાળા, વિરાટ્‌રૂપધારી. ૪૦ **वृषरूपः**—વૃષ એટલે ધર્મસ્વરૂપ, વૃષ એટલે આખલાને ધર્મ માનેલો છે. ૪૧ **महायशाः**—મોટા યશસ્વી. ૪૨ **महात्माः**—મોટા મનના. ૪૩ **सर्वभूतात्माः**—સર્વ પ્રાણીઓ જેના સંકલ્પરૂપ છે એવા. ૪૪ **विश्वरूपः**—વ્યાપક રૂપવાળા અથવા તો સર્વત્ર પ્રકટ થનારા. વિશ્વરૂપે જે પ્રકટ થાય છે તે ૪૫ **महाहनुः**-વિશ્વનો ગ્રાસ કરવા માટે જેના બંને હોઠ મોટા છે એવા રૂપ. ૪૬ **लोकपालः**-ઇંદ્રાદિક લોકપાલરૂપ. ૪૭ **अंतर्हितात्माः**—અવિદ્યા વડે કલ્પિત થયેલા; અહંકારાદિકથી જેનો અખંડ એકરસ સ્વભાવ (સર્પવડે જેમ રજ્જુ ઢંકાય છે. તેમ) ઢંકાઇ ગયો છે એવા. ૪૮ **प्रसादः**—આનંદસ્વરૂપ

---

*શ્મ=શબ જેમાં શયન કરે છે, જ્યાંથી તે પાછું ઉઠતું નથી, એ શ્મશાન અને તેમાં, શિવ વાસ કરે છે માટે શ્મશાનવાસી

*છ પ્રકારના ભગ (ઐશ્વર્ય) આ પ્રમાણે છે:—સંપૂર્ણ ઐશ્વર્ય, જ્ઞાન, યશ, લક્ષ્મી, વૈરાગ્ય અને ધર્મ, આ છ ભગ જેનામાં હોય તે ભગવાન કહેવાય છે.

૪૯**હયગર્દભિ:**—રથને જોડેલી ખચરીઓ તે રથમાં બેઠેલાને વહન કરે છે એવા અગ્નિરૂપ. (હય એટલે ઘોડો અને ગર્દભિ એટલે ગધેડી. એ બેના સમાગમથી જન્મેલી તે હયગર્દભિ–ખચરી. વેદમાં નીચે પ્રમાણે બે મંત્ર આવેલા છે:-**रुद्रो वा एष यदग्निः** આ રુદ્ર એ અગ્નિનું સ્વરૂપ છે. અને **अश्वतरी रथेनाग्नि राजिमधावत्**–અગ્નિ ખચ્ચરોથી જોડેલા રથમાં બેસીને યુદ્ધમાં દોડયા. આ બે શ્રુતિઓ, આ "હયગર્દભિ" નામનું મૂળ છે.) ૫૦**पवित्र:**–સંસારરૂપી વજ્રના ઘામાંથી ભક્તોના રક્ષક. (**पवि**=ઇન્દ્રનું આયુધ તેથી **त्राण** એટલે રક્ષણ) કરનાર. ૫૧**महान्**:–પૂજ્ય. ૫૨ **नियम:**–શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન વગેરે નિયમોથી જે મેળવી શકાય તેવા. ૫૩ **नियमाश्रित**:–નિયમોના આશ્રયરૂપ; નારાયણ, દક્ષિણામૂર્તિ વગેરે રૂપ ધારણ કરીને નિયમોના આશ્રયભૂત થયેલા તે. ૩૬ ૫૪ **सर्वकर्मा**:–સર્વ શિલ્પના આચાર્ય, વિશ્વકર્મા. ૫૫ **स्वयंभूत**:–નિત્ય-સિધ્ધ, ૫૬ **आदि**:–સર્વના કરતાં પ્રથમ. ૫૭ **आदिकर**:–હિરણ્યગર્ભને ઉત્પન્ન કરનારા. (શ્રુતિમાં કહ્યું છે કે, એ જ હિરણ્યગર્ભ પ્રથમ શરીર ધારણ કરનાર છે. શ્રુતિ:-**हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्**) ૫૮**निधि**:–પદ્મ, શંખઆદિ અક્ષય ઐશ્વર્યરૂપ. ૫૯ **सहस्राक्ष**:–અનેક નેત્ર, હાથ, પગવાળા, અથવા તો ઇંદ્રસ્વરૂપ. (શાસ્ત્રમાં કહ્યું છે કે, તેનાં હાથ પગ, નેત્ર, મસ્તક સર્વ દિશામાં છે. શ્રુતિ:–**सर्वतः पाणीपादं तत्सर्वतोऽक्षि शिरोमुखम् सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति**) ૬૦ **विशालाक्ष**:–ભૂતાદિ પદાર્થને પ્રકાશ કરનારી, વિશાળ ઇંદ્રિયોવાળા, અથવા તો વિશાળ નેત્રવાળા. ૬૧**सोम**:–સોમ (રસ આપનારી) લતારૂપ અથવા તો ચંદ્રરૂપ. ૬૨ **नक्षत्र साधक**:–નક્ષત્રોના સાધકરૂપ—અર્થાત્ યજ્ઞ વગેરે કરે છે તેઓને સોમના લોકમાં નક્ષત્ર જેવાં દિવ્ય શરીરનો લાભ કરી આપનારા. ૩૭. ૬૩**चंद्र**:–ચંદ્રરૂપ. ૬૪**सूर्य**:–સૂર્યરૂપ. ૬૫**शनि**:–શનિરૂપ. ૬૬ **केतु**:–કેતુરૂપ. ૬૭ **ग्रह**:–ચંદ્ર અને સૂર્યને જે ગ્રસે છે તે ગ્રહ-રાહુરૂપ. ૬૮**ग्रहपति**:–અતિ ક્રૂર હોવાથી ગ્રહોના પતિ મંગળરૂપ.

૬૯**वर**:–વરવા યોગ્ય, પૂજ્ય, બૃહસ્પતિ અથવા શુક્ર. (બૃહસ્પતિ શુક્રનો અવતાર છે. મૈત્રાયણીય શ્રુતિમાં કહ્યું છે કે, શુક્રે બૃહસ્પતિનો અવતાર લીધો હતો.) ૭૦ **अत्रिः**–બુધ ૭૧ **अत्र्यानमस्कर्ताः**–અત્રિની પત્ની અનુસૂયાને દત્ત–દુર્વાસારૂપે નમસ્કાર કરનારા, ૭૨ **मृगबाणार्पणः**–મૃગનું રૂપ ધારણ કરનારા, મૃગરૂપ, યજ્ઞ ઉપર બાણ ફેંકનારા, (દક્ષનો યજ્ઞ મૃગરૂપે ભાસતો હતો, તેના પર શિવે બાણ ફેંકી તેનો નાશ કર્યો હતો.) ૭૩ **अनघः**– યજ્ઞનો નાશકર્તા છતાં પણ તેના દોષ–પાપથી રહિત. ૩૮ ૭૪ **महातपाः**–જગતની રચના કરવામાં સમર્થ એવું મહાન અવલોકનરૂપ તપ કરનારા. ૭૫**घोरतपाः**–જગતનો સંહાર કરવાને સમર્થ એવું ભયંકર તપ કરનારા. ૭૬**अदीनः**–(દીન મનના નહીં એવા) ઉદાર મનના. (સુગ્રીવ, વિભીષણ વગેરેને પ્રણામમાત્રમાં રાજ્ય આપનારા.) ૭૭**दीनसाधकः**–શરણાગતોનું ભલું સાધનારા. ૭૮**संवत्सरकरः**–સંવત્સરને ધ્રુવ વગેરે જ્યોતિર્ગણરૂપે પ્રવર્તાવનારા. ૭૯ **मंत्रः**–મનન કરનારાની રક્ષા કરનારા પ્રણવાદિરૂપ. ૮૦ **प्रमाणः**–વેદશાસ્ત્રાદિક પ્રમાણરૂપ. ૮૧ **परमंतपः**–પરમ તપરૂપ. (આત્મજ્ઞાન કરાવનારા યોગધર્મરૂપ.)૩૯ ૮૨**योगीः**–યોગનિષ્ઠ. ૮૩**योज्यः**–પરબ્રહ્મમાં પ્રવિલાપન કરવા યોગ્ય. ૮૪**महाबीजः**–કારણના પણ કારણરૂપ. ૮૫**महारेताः**– જડ તથા મિથ્યા એવા અવ્યક્તને મહાસ્ફુર્તિ તથા સત્તા આપનારૂં જેનું પ્રતિબિંબ-રેત છે એવા. ૮૬**महाबलः**–ઉત્તમ સામર્થ્યવાળા. ૮૭ **सुवर्णरेताः**–જળ ઉત્પન્ન કરી, તેમાં વીર્ય મૂકનારા કે જે વીર્ય સુવર્ણમય અંડમાં પરિણમ્યું–અર્થાત્ હિરણ્યમય બ્રહ્માંડને રચનારા, અથવા તો સુવર્ણરૂપ વીર્યવાળા અગ્નિસ્વરૂપ. ૮૮**सर्वज्ञः**–માયાશકિતવડે સર્વ સમસ્ત વિશ્વને જાણનારા. ૮૯**सुबीजः**–સર્વના અવિકારી એવા બીજરૂપ. ૯૦ **बीजवाहनः**–(આ લોકમાં તથા પરલોકમાં ફરવા માટે અવિદ્યા, કામ અને કર્મરૂપ) બીજને વહન કરનારા જીવરૂપ (આત્મા રથી છે, શરીર રથ છે **आत्मानं रथिनं विद्यात् शरीरं रथमेव तु** વગેરે અવિદ્યા. કામ અને કર્મ, આ લોક પરલોકમાં જીવને ફેરવનારાં વાહનો છે ). ૪૦ ૯૧ **दशबाहुः**–દશ ભુજાવાળા. ૯૨ **अनिमिषः**–

નેત્રોનું મટકું નહીં મારનારા–નિરંતર જાગ્રત.

૯૩ **नीलकंठः**– ત્રણુ લોકનો સંહાર કરનારા, વા ઝેરને કંઠમાં ધારણુ કરવાથી નીલ શ્યામ કંઠવાળા. ૯૪ **उमापति** ઉમા એટલે બ્રહ્મવિદ્યાના પતિ; અથવા તો ઉમા–પાર્વતીના પતિ (ઉપનિષદમાં ઉમાને બ્રહ્મવિદ્યા કહેલ છે.) ૯૫ **विश्वरूपः**– જેમાંથી અનેક રૂપો ઉત્પન્ન થાય છે એવા. **स्वयंश्रेष्ठः**–સ્વાભાવિક રીતે જ શ્રેષ્ઠ. ૯૭**बलवीरः**–પરાક્રમ વડે ત્રિપુરાદિના નાશ જેવાં અનન્ય-સાધ્યકર્મના કર્તા. ૯૮***अबलोगणः**–અબળ અર્થાત્ સામર્થ્ય વિનાના, ચેતનાપ્રયુક્તિ વિનાના, ચલનક્રિયા સહન ન કરે તેવા, ગણુ રૂપ-સમૂહ એટલે પચીસ જડતત્ત્વરૂપ.૪૧ ૯૯**गणकर्ता**:–પચીસ તત્ત્વના 'કર્તા, જે છવ્વીશમા તત્ત્વ છે તે. ૧૦૦**गणपतिः**–પચીસ તત્ત્વના નિયંતા. ૧૦૧ **दिग्वासा**×:–દિશારૂપી વસ્ત્રને ધારણુ કરનારા, નગ્ન રહેનારા; (વસ્તુતઃ અનંત દિશારૂપી જેનું વસ્ત્ર છે તેવા. (દારુક વનમાં મુનિઓની પત્નીઓને મોહ ઉપજાવવા માટે નગ્ન સ્વરૂપને ધારણુ કરનારા, ઈશાવાસ્યરૂપ–અર્થાત્ જે ઈશ્વર દિશાને પોતાનાં પટ–વસ્ત્ર તરીકે ધારી શકે તે.) ૧૦૨**कामः**–કામદેવ અથવા અભિલાષારૂપ, ૧૦૩**मंत्रवित्**: (**इषेत्वोर्जेत्वा वाजाय स्वाहा।** વગેરે) મંત્રોને પાઠથી તથા અર્થથી જાણુનારા અથવા તો તે મંત્રોથી જાણુવામાં આવનારા, ૧૦૪**परमःमंत्रः**–આત્મારૂપી તત્વને જોવા જાણુવાને ઉત્તમ વિચારરૂપ. (આ બન્ને નામો અધ્યારોપ તથા અપવાદરૂપે

* પચીસ તત્ત્વોના સમુદાયમાં છવ્વીસમા પરમાત્માનું પ્રતિબિંબ પડે છે, ત્યારે જ તેનામાં ચલનવલનાદિક શક્તિ આવે છે; માટે પચીસ તત્ત્વોને અબલ–નિર્બળ કહેવામાં આવ્યાં છે. એ છવ્વીસ તત્ત્વો આ છે; ૧ અવ્યક્ત, ૨ મહત્તત્વ, ૩–૭, પાંચ તન્માત્રા (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ,), ૮–૧૮ મન અને દશ ઇન્દ્રિઓ, ૧૯–૨૪ પાંચ મહા ભુતો, (પૃથ્વી, પાણી, તેજ. વાયુ અને આકાશ), ૨૫ ભોક્તા અને ૨૬ પરમાત્મા. આમાં ૨૫ તત્ત્વો જડ અને ૨૬ મો જેનાથી ૨૫ તત્ત્વો ચેતનવાળાં થાય છે તે પરમાત્માનો અંશ.

× વાસ્તવિક રીતે મહાદેવનું दिग्वासा નામ આવા કારણુથી પ્રસિદ્ધ થયું છે:–अन्ततानामपि दिशामू वासः इव वासः-आच्छादकः इति दिग्वासाः–અર્થાત્ દિશાઓને વસ્ત્રની પેઠે આચ્છાદન કરનાર અથવા છાઈ દેનાર–વ્યાપ્ત કરી દેનાર.

હોવાથી.) ૧૦૫**सर्वभावकरः**-જગતના કારણરૂપ. ૧૦૬**हरः**-આખા જગતને લય કરવાનું સ્થાન. (પૂર્વે જે **हर** શબ્દ કહ્યો છે તે કાળ સર્વનો સંહારકર્તા એવા અર્થમાં કહ્યો છે; અને અહીં જે **हर** શબ્દ કહેવામાં આવ્યો છે, તે જ્ઞાનદૃષ્ટિથી કહેવામાં આવ્યો છે. શાસ્ત્રમાં ચાર પ્રલય કહ્યા છે:--૧. બ્રહ્માના અંત પછી મહતુપર્યંત સર્વ કાર્યોનો નાશ થાય છે તેઓને **प्राकृत** લય કહેવાય છે. ૨. બ્રહ્માના દિવસના સાયંકાળે ત્રણ લોકનો નાશ થાય છે તે **दैनंदिन** પ્રલય કહેવાય છે. ૩. આપણા સર્વની સુષુપ્તિ વગેરેમાં સર્વનો નાશ થાય છે તે **नित्य** પ્રલય કહેવાય છે. આ ત્રણ પ્રલય સબીજ એટલે ઉત્પત્તિગુણવાળા છે. ૪. પણ તત્ત્વજ્ઞાન થયા પછી કારણ સાથે કાર્યનો નાશ થઈ જાય અને જે ફરીને ઉત્પન્ન થાય નહીં તે **आत्यंतिकनाश** નામનો પ્રલય કહેવાય છે અને તે શાસ્ત્રમાં મોક્ષને નામે પ્રખ્યાત છે.) ૪૨

૧૦૭ **कमंडलुधरः**-કમંડલુને ધારણ કરનારા. ૧૦૮ **धन्वीः**-ધનુર્ધારી. ૧૦૯ **बाणहस्तः**-હાથમાં બાણ ધારણ કરનારા. ૧૧૦ **कपालवान्**:-ખોપરીને ધારણ કરનારા. (બ્રહ્માના પાંચમા મસ્તકને છેદીને તેની ખોપરી ધારણ કરનારા.) ૧૧૧ **अशनिः**-વજ્રને ધારણ કરનારા. ૧૧૨ **शतघ्नीः**- શકિતને ધારણ કરનારા. ૧૧૩**खड्गाः**-તરવાર( ખડ્ગ )ને ધારણ કરનારા. ૧૧૪ **पट्टिशोः**-પટ્ટિશ ધારણ કરનાર. ૧૧૫**आयुधीः**-ત્રિશૂળરૂપી આયુધ ધારણ કરનારા. ૧૧૬**महान्**:-પૂજ્ય. ૪૩. ૧૧૭ **स्रुवहस्त** હાથમાં યજ્ઞપાત્ર-સરવા-ને ધારણ કરનારા.

૧૧૮**सुरूपः**-સુંદર રૂપધારી. ૧૧૯**तेजः**-તેજસ્વી. ૧૨૦**तेजस्करोनिधिः**- ભકતોને ભંડારની પેઠે અખૂટ તેજ-કાન્તિ આપનારા. ૧૨૧ **उष्णीषीः**-પાઘડીવાળા. ૧૨૨**सुवक्त्रः**-સુંદર મુખવાળા. ૧૨૩**उदग्रः**-તેજસ્વી સ્વરૂપવાળા. ૧૨૪**विनतः**-વિનયવાન.૪૪ ૧૨૫**दीर्घः**-અત્યંત લાંબા ઉંચા. ૧૨૬ **हरिकेशः**-હરિ એટલે ઈંદ્રિયો જ જેની કેશ એટલે રશ્મિરૂપ છે એવા. (અર્થાત ઈંદ્રિય દ્વારા ભિન્ન ભિન્ન વિષયોનો પ્રકાશ

કરનારા; અથવા તો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ મૂર્તિરૂપ.)૧૨૭ **सुतीर्थः**–શુભ તીર્થરૂપ (મહર્ષિ પતંજલિ કહે કેઃ–**क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः** અર્થાત્ ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી અલિપ્ત એવા પુરૂષ ઈશ્વર કહેવાય છે, અને ઈશ્વરનો **तस्य वाचकः प्रणवः**–પ્રણવ ૐકાર વાચક છે, અને ૐકાર પૂર્વ પુરૂષોનો પણ ગુરૂ છે.) ૧૨૮×**कृष्णः**–સચ્ચિદાનંદરૂપ. ૧૨૯**शृगालरूपः**–વાણિયાના અપમાનથી ઉપવાસ આદરી મરવા માટે તૈયાર થયેલા, બ્રાહ્મણને શાન્ત પાડવા માટે ઇંદ્રે તેનું રૂપ ધારણ કર્યું હતું, એમ શાન્તિપર્વના મોક્ષધર્મમાં કહ્યું છે તે શૃગાલરૂપ ઇંદ્ર અને શિવ અભિન્ન છે. ૧૩૦**सिद्धार्थः**–જેમના સર્વ પદાર્થો સિદ્ધ છે એવા. ૧૩૧ **मुण्डः**–સંન્યાસીરૂપ. ૧૩૨**सर्वशुभंकरः**–સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારા.૪૫ ૧૩૩**अजः**–અજન્મા. ૧૩૪**बहुरूपः**–અનેક રૂપ ધારણ કરનારા. ૧૩૫**गंधधारीः**–(કેસર, ચંદન કસ્તુરી વગેરે) સુગંધને ધારણ કરનારા. ૧૩૬**कपर्दीः**–કપર્દી (**क** એટલે જળ ને **पिबति** જે પીએ

---

× આવી એક શ્રુતિ છે કેઃ–

“**कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः।**
**तयोरैक्यं परब्रह्म कृष्ण इत्यभिधीयते**”॥

**कृष्** એ **भूमि**વાચક શબ્દ છે–અર્થાત્ **कृष्**નો અર્થ પ્રવૃત્તિ થાય છે; અને **ण** શબ્દનો અર્થ નિવૃત્તિ થાય છે. એ બન્નેના ઐકયરૂપ જે પરબ્રહ્મ તેને **कृष्ण** કહેવામાં આવે છે.” વળી બ્રહ્મોત્તર ખંડમાં કહ્યું છે કેઃ–પૂર્વે એક ગોવાળીઆના બાળકને મહાદેવે વર આપ્યો હતો કે, તારા વંશમાં તારાથી સાતમા પુરુષ તરીકે હું અવતરીશ. આવું વરદાન આપ્યું હતું, માટે નંદગોપના બાળક–ગોપાળ કૃષ્ણને મહાદેવના જ અવતારરૂપ કહી શકાય.

અહીં શિવને અજ–અજન્મા કહ્યા છે. તેમાંગે વિષ્ણુ અને બ્રહ્મા–ત્રિમૂર્તિ પૈકીના બે દેવદેવ–ને પણ અજન્મા કહેલા છે. તો એ પ્રશ્ન થાય કે આ આ અજન્મા નામ મહાદેવને કેમ લાગુ પડે? તેનો ઉત્તર એ છે કે **हिरण्यगर्भः समवर्ततात्रे भूतस्य जातः पतिरेक आसीत** એ શ્રુતિ બ્રહ્મા જન્મ્યા એમ જણાવે છે, તેમ વિષ્ણુ પણ જન્મ્યા **जातः** એમ એક શ્રુતિ કહે છે. પરંતુ શિવને માટે એવું કોઈ જ શ્રુતિકથન જાણવામાં નથી. પરમાત્મા તો અજ–અજન્મા છે.

છે તે कपः, क्रतु એટલે ઐશ્વર્યને અને ददातिः–આપે છે તે. क्रद्दः–જળ પીને જે ઐશ્વર્ય આપે છે તે કપર્દી. મહાદેવના જટાજૂટે આકાશમાંથી પડતી ગંગા નદીને પ્રથમ પીધી–ઝીલી લીધી હતી અને પાછળથી ભગીરથની પ્રાર્થનાથી ગંગાને નીકળવાને સામર્થ્ય–(ઐશ્વર્ય આપ્યું હતું–અર્થાત્ શંકર ઐશ્વર્ય અથવા સામર્થ્ય આપનારા છે). ૧૩૭ऊर्ध्वरेताः–જેનું રેત–વીર્ય નિત્ય ઊર્ધ્વ એટલે ઉંચે ચઢેલું રહે છે તે. (અર્થાત્ અક્ષત બ્રહ્મચર્ય પાળનારા. જે મનુષ્ય બ્રહ્મચર્ય નથી પાળતો, જેણે બ્રહ્મચર્યનો ત્યાગ કર્યો હોય છે, તેનું વીર્ય નીચે પડે છે, દૂર ઉંચે ચઢતું નથી. વીર્ય પણ શિથિલ થઇ નીચે વહે છે, તેમ જ તેનું લિંગ પણ વીર્ય વહી જવાથી નીચું પડે છે.) ૧૩૮ऊर्ध्वलिंगः–જેમનું લિંગ નિત્ય ઊર્ધ્વ રહે છે તે એટલે કે જેને વિષે કામ સદા જાગ્રત છે. (નિત્ય બ્રહ્મચર્ય પાળવાથી ઇંદ્રિય શિથિલ પડી જતી નથી. શંકર નિત્ય બ્રહ્મચર્ય પાળતા હતા, એટલે તેમને ઊર્ધ્વલિંગ કહ્યા છે.) ૧૩૯ऊर्ध्वशायीः–ચત્તા શયન કરનારા. (સંયોગવેળાએ પુરુષને અધોમુખ થવું પડે છે. પરંતુ શંકર નિત્ય ઊર્ધ્વમુખ રાખી શયન કરતા હતા–અર્થાત્ તે સ્રીસંગથી દૂર હતા–અક્ષત બ્રહ્મચારી હતા. ×(આ ત્રણ નામવડે ઉમાએ શિવને સ્વીકાર્યા પણ ન હતા, તેમ તેમનો સ્પર્શ પણ કર્યો ન હતો. શંકર **અસંગ** કહેવાય છે; તેનાં આ ત્રણ કારણ છે અને તેના આમ ત્રણ અર્થ દર્શાવ્યા છે.) ૧૪૦नभःस्थलः–આકાશરૂપી શકિત જેનું નિવાસસ્થાન છે એવા.

૧૪૧त्रिजटीः–ત્રણ જટાને ધારણ કરનારા, ૧૪૨ चीरवासाः–વલ્કલ (છાલનાં વસ્ત્રો વા ચીંથરાં) પહેરનારા. ૧૪૩रुद्रः–સર્વના રુદ્ર એટલે પ્રાણરૂપ. ૧૪૪सेनापतिः–સેનાપતિ. ૧૪૫विभुः–વ્યાપક. ૧૪૬

× शक्तिः शरीरमपि दैवतमन्तरात्मा
।ज्ञानं क्रियाकरणमासनजालमिच्छा ॥
ऐश्वर्यमायतनमावरणानि च त्वम् ।
किं किं न यद्भवसि देविशशांकमौलेः ॥

શકિત, શરીર, દૈવ, અન્તરાત્મા, જ્ઞાન, ક્રિયા, કરણ, આસન, ઇચ્છા, ઐશ્વર્ય, સ્થાન, આવરણ એ બધું હે દેવિ શંકરનું તું જ છો. તું શું નથી. અર્થાત્ શંકરનું બધું તું જ છો.

**अहश्चरः**-દિવસે ફરનારા દેવાદિકરૂપ. ૧૪૭**नक्तंचरः**-રાત્રે ફરનારા રાક્ષસરૂપ. ૧૪૮**तिग्ममन्युः**-તીક્ષ્ણ ક્રોધવાળા. ૧૪૯**सुवर्चसः**-(અધ્યયન, તપ આદિના) તેજના નિવાસરૂપ. ૧૫૦+**गजहा**:-ગજાસુરનો વધ કરનારા ૧૫૧**दैत्यहा**:-દૈત્યોનો સંહાર કરનારા. ૧૫૨**कालः**-મૃત્યુ અથવા તો સંવત્સરાદિક રૂપ. ૧૫૩**लोकधाता**:-લોકોના ઈશ્વર. ૧૫૪**गुणाकरः**-દીનદયાળુત્વ, જ્ઞાન, ઐશ્વર્ય, આદિ ગુણો-લક્ષણોના ભંડારરૂપ. ૧૫૫ **सिंहशार्दूलरूपः**-સિંહ તથા વ્યાઘ્ર આદિ સર્વ હિંસક પશુઓરૂપ. ૧૫૬ **आर्द्रचर्माम्बरावृतः**-હાથીના ભીના ચામડારૂપ વસ્ત્રથી વિંટાયેલા.૪૮ ૧૫૭**कालयोगी**:-કાળને છેતરનાર યોગીરૂપ. ૧૫૮ **महानादः**-(હંસ ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ) અનાહત ધ્વનિરૂપ. ૧૫૯ **सर्वकामः**-સર્વ કામનાઓના નિવાસરૂપ. ૧૬૦ **चतुष्पथः**-જેની ઉપાસનાના ચાર માર્ગ છે એવા. (તે ચાર માર્ગો નીચે પ્રમાણે છેઃ-વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને શિવ-ના ધ્યાનરૂપ.) ૧૬૧**निशाचरः**-વેતાલાદિક રાત્રિવિહારી પ્રાણીરૂપ. ૧૬૨**प्रेतचारी**:-પ્રેતોની સાથે વિચરનારા. ૧૬૪**महेश्वरः**-ઇંદ્રાદિક ઇશ્વરોથી પણ મોટા.૪૯-૧૬૫**बहुभूतः**-અનેક ભૂતોના પરિવારવાળા. ૧૬૬ **बहुधरः**-આ સંસારરૂપી મહાન પ્રપંચને ધારણ કરનારા.૧૬૭**स्वर्भानुः**-મૂળ અજ્ઞાનરૂપ (અથવા તમસ્‌રૂપ) રાહુનું સ્વરૂપ ધારણ કરનારા. ૧૬૮**अमितः**-જેમનું માપ ન થઇ શકે તેવા-અમાપ. ૧૬૯**गतिः**-મુક્ત પુરુષને પ્રાપ્ત કરવા યોગ્ય ગતિરૂપ. ૧૭૦**नृत्यप्रियः**-તાંડવનૃત્ય ઉપર પ્રીતિ ધરનારા. ૧૭૧**नित्यनर्तः**-નિત્ય નૃત્ય કરનારા.૧૭૨**नर्तकः**-આખા સંસારને નચાવનારા.૧૭૩**सर्वलालसः**-સર્વ ઉપર પ્રીતિ-લાલસા રાખનારા, વિશ્વબંધુ. ૧૭૪ **घोरः**-ઘોર મૂર્તિવાળા. (શિવનાં બે તનુ છે-ઘોર

+સ્કંદપુરાણમાં કહેવામાં આવ્યું છે કેઃ-

" **वाराणस्यां पुरा यातो गजरूपी महासुरः ।**
**जघ्ने तं कुंजरं भीममधृष्यमपि शंकरः ॥**"

પૂર્વે એક મહાસુર, હાથીનું સ્વરૂપ ધારણ કરીને કાશીમાં ગયો. તે હાથી મહાભયંકર હતો. અને પરાજિત કરવાને અશક્ય હતો, છતાં પણ શંકરે તેનો વધ કર્યો હતો." આ ઉપરથી જ મહાદેવનું **गजहा** નામ પ્રસિદ્ધ થયું છે.

અને અઘોર. ક્ષુધા, તૃષાદિથી તે ઘોર મૂર્તિવાળા છે; અને સંતોષ, દયારૂપે તે અઘોર મૂર્તિવાળા છે) ૧૭૫**महातपः**–સૃષ્ટિને સંહારે તેવું મહાન તપ કરનારા. ૧૭૬**पाशः**–પોતાની માયાથી આખા જગતને બાંધનારા. ૧૭૭**नित्यः**–અવિનાશી, શાશ્વત. ૧૭૮**गिरिरुहः**–કૈલાસવાસી. ૧૭૯**नभः**–આકાશની પેઠે તદ્દન અસંગ. ૧૮૦**सहस्रहस्तः**–હજાર હાથવાળા. ૧૮૧ **विजयः**–વિજયરૂપ. ૧૮૨ **व्यवसायः**–નિશ્ચયપૂર્વક ઉદ્યોગ અથવા તો જયના હેતુરૂપ. ૧૮૩ **अतन्द्रितः**–તંદ્રાથી રહિત. (નિત્ય જાગૃત પ્રવૃત્તિને અટકાવનારી તામસી વૃત્તિ જે તંદ્રા, તેનાથી રહિત) ૧૮૪ **अधर्षणः**–કંપાવવાને અથવા ચલિત કરવાને માટે અશક્ય એવા, કોઈથી તિરસ્કારી શકાય નહીં એવા. ૧૮૫ **धर्षणात्मा**–ભયરૂપ. ૧૮૬ **यज्ञहाः**–*બલિના યજ્ઞનો ધ્વંસ કરનારા. ૧૮૭ **कामनाशकः**–કામદેવને બાળી નાંખનારા. ૧૮૮ **दक्षयागापहारी**–દક્ષના યજ્ઞનો ધ્વંસ કરનારા. ૧૮૯**सुसहः**–અત્યંત સહનશીલ, અર્થાત્ સંપૂર્ણ શાન્તગુણી, અથવા સૌમ્ય સ્વરૂપવાળા. ૧૯૦ **मध्यमः**–સર્વત્ર સમદૃષ્ટિ રાખનારા. ૧૯૧ **तेजोपहारी**–ઇંદ્રાદિકના તેજનું હરણ કરનારા; અતિ ક્રૂર. ૧૯૨**बलहाः**–ઇંદ્રરૂપે બળ નામના દૈત્યનો નાશ કરનારા. ૧૯૩**मुदितः**–કારણરૂપે નિત્ય આનંદ પામનારા. ૧૯૪**अर्थः**–ધનરૂપે ઇચ્છવાયોગ્ય. ૧૯૫ **अजितः**–કોઇથી જિતાય નહીં તેવા. ૧૯૬ **अवरः**–જેના કરતાં બીજો કોઇ પણ પૂજવા યોગ્ય–શ્રેષ્ઠ નથી એવા. ૧૯૭**गंभीरघोषः**–ગંભીર ધ્વનિવાળા. ૧૯૮ **गम्भीरः**–જાણવામાં આવે નહી તેવા ગંભીર–અગાધ સ્વરૂપવાળા. ૧૯૯ **गम्भीरबलवाहन**–શત્રુઓ પણ જેનાં પાર(તાગ)ને પામે નહીં તેવા, શારીરિક સામર્થ્યવાળા, અથવા તો વૃષભ–પોઠિયારૂપી–ધર્મરૂપી મહાન વાહન જેનું છે એવા.૫૩–૨૦૦ **न्यग्रोधरूपः**–ઉપર મૂળવાળા ને નીચે શાખાવાળાઃ પીપળા (અશ્વત્થઃ **ऊर्ध्वमूलमधःशाखः** ગીતાજી) રૂપ–અર્થાત્ સંસારરૂપી વૃક્ષરૂપ. ૨૦૧ **न्यग्रोधः**–વડના ઝાડ નીચે દક્ષિણા-

* શંકરના આ 'યજ્ઞહા' નામ ઉપરથી શિવ અને વિષ્ણુની એકતા સિદ્ધ કરેલી છે.

મૂર્તિરૂપે બિરાજેલા, અથવા તો માર્કંડેયે એકાકાર સમુદ્રમાં દીઠેલા વડરૂપ;* અથવા તો વડ ઉપર શયન કરનારા મહાવિષ્ણુરૂપ. ૨૦૨ **वृक्षकर्णस्थितिः**—વટવૃક્ષના કર્ણ—પ વિષે—એકદેશરૂપ પાંદડાને વિષે સ્થિતિ કરનારા.

૨૦૩ વિભુઃ—ભકતના ઉપર અનુગ્રહ કરવા માટે (હરિ, હર, દુર્ગા, ગણેશ, સૂર્ય, અગ્નિ, વાયુ વગેરે) અનેક રૂપો ધારણ કરનારા. ૨૦૪**सुतीक्ष्णदशन**ઃ—અનેક બ્રહ્માંડોરૂપી ચણાને ચાવવા માટે વિશેષ તીક્ષ્ણ-તીણા દાંતવાળા. ૨૦૫ **महाकायः**—મોટી પ્રચંડ અદ્દભુત કાયાવાળા. ૨૦૬**महाननः**—મોટા મુખવાળા. ૫૪. ૨૦૭ **विष्वक्सेनः**—જેમના યુદ્ધ પ્રયાણસમયે અસુર સૈન્ય ચોતરફ પલયાન કરી જાય એવા. ૨૦૮—**हरिः**—(ગજેંદ્રનો મોક્ષ કરીને આપત્તિ હરી હતી તેમ **हरिः हरति पापानि**)

---

*ભગવાને માર્કંડેયને જળપ્રલયસમયે સંસારરૂપી વડવૃક્ષ નાનું છતાં તેની અનેક શાખાઓ છે, એ વાત, માયાવી વડના નિમિત્તથી પોતાના સ્વરૂપમાં દર્શાવી છે. જે નામ બ્રહ્માનાં અને વિષ્ણુનાં છે, તેજ નામ શિવનાં પણ છે. શિવ, મહેશ્વર રુદ્ર, વિષ્ણુ, પિતામહ, બ્રહ્મા, સંસારબંધુ, સર્વજ્ઞ અને પરમાત્મા. એ નામનું અષ્ટક એકજ વસ્તુનું પ્રતીપાદન કરે છે, અને તે વસ્તુ એ કે વિષ્ણુ અને બ્રહ્મા શિવથી ભિન્ન નથી, માટે તે બન્નેનાં નામો તે શિવનાં પણ નામ સમજવાં. હરિવંશમાં કૈલાસયાત્રાના વર્ણનમાં શિવે કૃષ્ણને આમ સ્પષ્ટ કહ્યું છે કેઃ—

**नामानि तव गोविंद यानि लोके महान्ति च ।**
**तान्येव मम नामानि नात्र कार्या विचारणा ॥**

હે ગોવિંદ ! જગતમાં તમારાં નામો જે મોટાં જોવામાં આવે છે તેજ મારાં પણ નામ છે, એમાં વિચારવા જેવું, કે શંકા વા સંદેહ ઉઠાવવા જેવું કશું નથી. માટે સર્વ પુરાણોમાં શિવ અથવા વિષ્ણુનાં નામથી એકજ ઈશ્વર કહેવામાં આવે છે. વળી સૂતસંહિતામાં કહ્યું છે, કે શિવવિષ્ણુનો ભેદ—બન્ને વચ્ચે ઉત્તમ—અનુત્તમપણાના ભાવની કલ્પના પાખંડીઓ, મૂઢ લોકો જ કરે છે. તેવાઓના પર ભલે વજ્રપાત થાય. આ તો બ્રહ્મા, આ તો કેશવ, આ તો વિષ્ણુ, આ તો શંકર, એવા ભેદ માનનારા મોહવશ પુરૂષો છે અને તેઓ પાખંડીઓ છે. તેઓ સાંકડી ભેદબુદ્ધિથી માત્ર શિવ કે વિષ્ણુ એકને જ જુએ છે, સર્વ એક સ્વરૂપ છે, એ રહસ્યને જાણતા નથી—અર્થાત્ સર્વ નામો એક જ ઇશ્વરને માટે છે, એથી જ વિષ્ણુનાં નામો, બ્રહ્મા અને રૂદ્રનાં નામોમાં પણ બોલાય છે. અને શિવનાં નામો વિષ્ણુ અને પ્રજાપતિનાં નામમાં પણ બોલવામાં આવે છે. એક નામ સર્વને લાગુ પડે છે અને સર્વ નામો એકને લાગુ પડે છે. શકિતસહસ્ર નામમાં પણ આ જ રહસ્ય રહેલું છે. શકિત અને તેના અધિષ્ઠાતા દેવ, કાંઇ જૂદા વા ભિન્ન નથી, પણ એકજ સ્વરૂપે વર્તે છે.

આપત્તિને દૂર કરનારા૨૦૯યજ્ઞ:--સૃષ્ટિને ઉત્પન્ન કરવામાં બીજરૂપ.૨૧૦ **સંયુગાપીડવાહન**:--સંગ્રામમાં જેનું પોઠિયારૂપ વાહન ધ્વજારૂપ બન્યું છે એવા, અથવા વૃષરુપ ધ્વજા જેનું વાહન છે તેવા. ૨૧૧**તીક્ષ્ણતાપ**:--તીક્ષ્ણ તાપવાળા--અર્થાત અગ્નિસ્વરૂપ. ૨૧૨ **હર્યશ્વ**:--અત્યંત વેગવાન જેના ઘોડા છે એવા સૂર્યનારાયણરૂપ. ૨૧૩ **સહાય**:--જીવના સખા. ૨૧૪ **કર્મકાલવિત્**:--દર્શ (અમાવાસ્યા) વગેરે નિત્ય-નમિત્તિક કર્મના કાળને જાણનારા. ૫૫--૨૧૫ **વિષ્ણુપ્રસાદિત**:--વિષ્ણુએ ચક્ર મેળવવા માટે પ્રસન્ન કરેલા. ૨૧૬×**યજ્ઞ**:--વિષ્ણુરૂપી યજ્ઞરૂપ. ૨૧૭ **સમુદ્ર**:--સમુદ્રરૂપ. ૨૧૮ **વડવામુખ**:--સમુદ્રના જળનું શોષણ કરનારા વડવાનલ અગ્નિરૂપ. ૨૧૯ **હુતાશનસહાય**:--અગ્નિને સહાય કરનારા--વાયુરૂપ ૨૨૦ **પ્રશાન્તાત્મા**:--તરંગ વિનાના સમુદ્ર જેવા શાન્ત. ૨૨૧ **હુતાશન**:--અગ્નિરુપ. ૫૬. ૨૨૨ **ઉગ્રતેજા**:-જેમનો સ્પર્શ દુઃસહ છે એવા તેજવાળા. ૨૨૩**મહાતેજા**:--મહાતેજસ્વી. ૨૨૪ **જન્ય**:--સંગ્રામમાં શ્રેષ્ઠ. ૨૨૫ **વિજયકાલવિત્**:--વિજયના સમયને જાણનારા (જે એટલું ન જાણી શકે તે વીર હોવા છતાં પરાજય પામે છે.) ૨૨૬**જ્યોતિષામયન**:--જેમાં ગ્રહોનું તથા નક્ષત્રોનું ગમન વર્ણવ્યું છે એવા--જ્યોતિઃશાસ્ત્રના સ્થાનરૂપ--અર્થાત્ કાળવેત્તા તથા કાળરૂપ. ૨૨૭**સિદ્ધિ**:--જયરુપ. ૨૨૮ **સર્વવિગ્રહ**:--કાળાદિક સર્વ જેનાં વિગ્રહ--અર્થાત શરીર છે એવા. ૫૭

૨૨૯**શિખી**:--શિખાવાળા ગૃહસ્થરૂપ.૨૩૦**મુંડી**:--સંન્યાસીનું સ્વરુપ

---

÷ ગીતાજી પણ કહે છે કે

**अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।**
**यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥**

ખાધેલા અન્નથી થતાં વીર્યાદિના પરિણામે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે; અન્નની ઉત્પત્તિ વૃષ્ટિથી છે, અને યજ્ઞથી વૃષ્ટિ થાય છે; અને યજ્ઞ ઋત્વિજ અને યજમાનના વ્યાપાર રૂપ કર્મથી ઉત્પન્ન થયેલો છે. (અ. ૩.૧૪)

યજ્ઞ કરવાથી પરંપરાએ જગતની ઉત્પત્તિ થાય છે. જેમકે:--

**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥**

અગ્નિને આપેલી આહુતિ ચારે તરફથી સૂર્ય પાસે પહોંચી જાય છે, સૂર્યમાંથી વૃષ્ટિ જન્મે છે, વૃષ્ટિમાંથી અન્ન થાય છે અને તેથી પ્રજાની ઉત્પત્તિ થાય છે.

ધારણ કરનારા, મુંડાવેલા, શિખા વગરના, નૈષ્ઠિક બ્રહ્મચારી. અથવા **दंडी**:--પાલાશ–ખાખરા–નો દંડ ધારણ કરનારા. ૨૩૧ **जटी**:-જટા ધારણ કરનારા, વાનપ્રસ્થ. ૨૩૨ **ज्वाली**:--જ્વાળાવાળા (દેવયાન આદિ માર્ગ જે ગૃહસ્થાદિ શોધે છે તે.) ૨૩૩ **मूर्तिज**:--મૂર્તિમાં અવિર્ભાવ પામનારા. ૨૩૪**मूर्धग**:--મસ્તક વિષે અથવા તો સહસ્રદલપદ્મમાં વાસ કરનારા. ૨૩૫ **बली**:--બળવાન. ૨૩૬ **वेणवी**--વેણુ નામના વાદિત્ર-વાળા. ૨૩૭**पणवी**:--પણુવ વાદિત્રને ધારણ કરનારા. ૨૩૮**ताली**--તાલ વાદિત્રને ધારણ કરનારા.

૨૩૯ **खली**:-- ધાન્યના સ્થાનસ્વરૂપ, ખળામાં રહેનાર. ૨૪૦ **कालकटकट**:–કાળને–અર્થાત યમને આવરણ કરનારી માયાને પણ આવરણ કરનારા, ૫૮. ૨૪૧ **नक्षत्रविग्रहमति**:–ગ્રહ, તારા, વગેરેના શરીરરૂપ કાળચક્રને અનુસરનારી બુદ્ધિવાળા, અથવા જ્યોતિર્વિદ, અથવા બીજું નામ **नक्षत्रविग्रहगम**:–નક્ષત્રરૂપ શરીરને ચલાવનારા. ૨૪૨**गुणबुद्धि**:–ગુણનાં કાર્યો વિષે જેની બુદ્ધિ છે એવા, જીવસ્વરૂપ. ૨૪૩ **लय**:–જેમનામાં સર્વ ભૂતમાત્રનો લય થાય છે તે ઈશ્વર. ૨૪૪ **अगम**:–ચંચલતાથી રહિત, કૂટસ્થ, ચૈતન્ય માત્ર, જેનામાં ગમન-ક્રિયા નથી તે. **अयम**:–અયસ્કાન્ત સમાન. ૨૪૫**प्रजापति**:–વિરાટ. ૨૪૬**विश्वबाहु**:-આખા જગતના બાહુ જ જેમના બાહુ છે એવા. ૨૪૭ **विभाग**:–વ્યષ્ટિ કાર્યરૂપ. ૨૪૮**सर्वग**:–સમષ્ટિ કાર્યરૂપ, સર્વમાં રહેલા. ૨૪૯ **अमुख**:–ભોગનાં સાધનવિનાના. ૫૯. ૨૫૦ **विमोचन**:–સંસારમાંથી છોડવનારા. ૨૫૧ **सुसरण**:–સરળ રીતે પ્રાપ્ત કરી શકાય તેવા. ૨૫૨ **हिरण्यकवचोद्भव**:–માયાના વિકારરૂપ શરીરમાં પ્રકટ થનારા; અથવા સુવર્ણરૂપ પાત્રમાંથી જેનું કવચ અર્થાત્ શરીર ઉત્પન્ન થયું છે એવા. ૨૫૩ **मेढ्रज**:–ઉપસ્થ ઇંદ્રિયથી પ્રકટ થનારા. ૨૫૪**बनचारी**:–વનમાં ફરનારા. ૨૫૫ **महीचारी**:--સમસ્ત પૃથ્વી ઉપર સંચાર કરનારા, વા ભિક્ષુનું સ્વરૂપ ધારણ કરનારા. ૨૫૬ **स्रुत**:–સર્વ ઠેકાણે ગતિવાળા. ૬૦ ૨૫૭ **सर्वतूर्यनिनादी**:–સર્વ પ્રકારનાં વાદિત્રોને વગાડનારા. ૨૫૮ **सर्वतोद्यपरिग्रह**:–સર્વ જીવોના પતિ અથવા સર્વ જીવો જેના કુટુંબીઓ છે તે. ૨૫૯ **व्यालरूप**:–શેષનાગરૂપ. ૨૬૦ **गुहावासी**:–ગુફામાં નિવાસ કરનારા.

૨૬૧ **गुहः**–કાર્તિકસ્વામીરૂપ. ૨૬૨ **मालीः**–વનમાળા ધારણ કરનારા. ૨૬૩ **तरंगवित्**ः–જળના તરંગ જેવા વિષયોના સુખને પ્રાપ્ત કરનારા. ૬૧ ૨૬૩**त्रिदशः**–જેનાથી પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા (સંહૃતિ) નાશ એવી ત્રણ અવસ્થાઓ થાય છે એવા. ૨૬૫ **त्रिकालधृत्**:–ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ એ ત્રણે કાળની વસ્તુને ધારણ કરનારા. ૨૬૬ **कर्मसर्वबन्धविमोचनः**-પ્રારબ્ધ, સંચિત તથા ક્રિયમાણ એવાં કર્મોમાંથી તથા અવિદ્યા આદિ–કામરૂપ સર્વ બંધનોમાંથી છોડાવનારા. ૨૬૭ **असुरेंद्राणां बन्धनः**–અસુરોના રાજાઓને બંધનમાં નાંખનારા. ૨૬૮ **युधिशत्रुविनाशनः**–યુદ્ધમાં શત્રુઓનો વિનાશ કરનારા. ૬૨ ૨૬૯ **सांख्यप्रसादः**–આત્મા–અનાત્માના વિવેકરૂપ એકજ્ઞાનથી જ જાણવામાં આવે તેવા, અથવા તો સાંખ્ય જ્ઞાનને આપનારા દત્તાત્રેયસ્વરૂપ ૨૭૦ **दुर्वासाः**–દુર્વાસા ઋષિ. ૨૭૧ **सर्वसाधुनिसेवितः**–સર્વ સત્પુરૂષોથી સેવાતા (અર્થાત્ બ્રાહ્મણોના રાજા, સોમ). ૨૭૨ **प्रस्कन्दनः**–બ્રહ્માદિકને પણ સ્થાનમાંથી ભ્રષ્ટ કરનારા. ૨૭૩ **विभागज्ञः**–પ્રાણીઓને તેમનાં કર્મો અનુસાર યથોચિત ફળનો વિભાગ કરી આપનારા. ૨૭૪ **अतुल्यः**–જેના સમાન અથવા જેનાથી કોઇ અધિક પણ નથી એવા. ૨૭૫ **यज्ञभागवित्**–યજ્ઞોના હવિષ–વિભાગને જાણનારા. ૬૩ ૨૭૬ **सर्ववासः**–સર્વત્ર નિવાસ કરનારા. ૨૭૭ **सर्वचारीः**–સર્વ ઠેકાણે વિચરનારા. ૨૭૮ **दुर्वासाः**–હાથીના લોહીથી ખરડાયલા દુષિત ચામડાને વસ્ત્રરૂપે ધારણ કરનારા; અથવા તે અનંત પારવાળા હોવાથી જેમને માટે વસ્ત્ર જ દુર્લભ છે એવા. ૨૭૯ **वासवः**–ઈંદ્ર. ૨૮૦ **अमरः**–(મૃત્યુથી પર) દેવતા. ૨૮૧**हैमः**–હિમાલયરૂપધારી. ૨૮૨ **हेमकर**–સુવર્ણના કર્તા. (જંબુદ્વીપના ચિહ્નવાળા અથવા જંબૂવૃક્ષસ્વરૂપ. પુરાણમાં એમ કહ્યું છે કે, જંબૂવૃક્ષ સુવર્ણ આપે છે.) ૨૮૩ **अयज्ञ**-કર્મરહિત. ૨૮૪ **सर्वधारी**–સર્વના ધારણકર્તા. ૨૮૫ **धरोत्तम**–પૃથ્વીને ધારણ કરનારાઓ(દિગ્ગજ, શેષ, કૂર્મ વગેરે)માં શ્રેષ્ઠ. ૬૪ ૨૮૬ **लोहिताक्ष**–રાતાં નેત્રવાળા. ૨૮૭ **महाक्ष**–વિશ્વવ્યાપક, ઇંદ્રિયોને ધારણ કરનારા. ૨૮૮ **विजयाक्ष**–વિજયી ધરીવાળા રથને ધારણ કરનારા.

૨૮૯ **विशारदः**–પંડિત. ૨૯૦ **संग्रहः**–દાસોનો સ્વીકાર કરનારા. ૨૯૧ **निग्रहः**–ઉદ્ધત એવા ઇંદ્ર વગેરેને શિક્ષા કરનારા. ૨૯૨ **कर्ताः**–સર્વના કર્તા. ૨૯૩ **सर्पचिरनिवासनः**–સર્પરૂપી કંદોરાને ધારણ કરનારા. ૬૫
૨૯૪ **मुख्यः**–શ્રેષ્ઠ. ૨૯૫ **अमुख्यः**–દેવોમાં ઉત્તમ, અથવા તો સર્વ દેવતામય. ૨૯૬ **देहः**–અતિશય પુષ્ટ. ૨૯૭ **काहलिः**–કાહલ નામના વાદિત્રવાળા. ૨૯૮ **सर्वकामदः**–સર્વ કામનાને પૂરનારા. ૨૯૯ **सर्वकाल प्रसादः**–સર્વ કાળે પ્રસન્ન થનારા. ૩૦૦ **सुबलः**–પારકાને પીડા નહીં ઉપજાવે તેવા ઉત્તમ બળશાળી, દયાળુ. ૩૦૧ **बलरूपधृकः**–બળરામનું રૂપ ધારણ કરનારા, અથવા તો બળને તેમ જ રૂપને ધારણ કરનારા. ૬૬
૩૦૨ **सर्वकामवरः**–સર્વ કામ્ય પદાર્થોમાં શ્રેષ્ઠ,–અર્થાત્ મોક્ષરૂપ. ૩૦૩ **सर्वदः**–સર્વ વસ્તુના આપનારા. ૩૦૪ **सर्वतोमुखः**–ચોતરફ હાથ, પગ, મુખ, વગેરે ઇન્દ્રિયોવાળા.

૩૦૬ **आकाशनिर्विरूपः**–આકાશની પેઠે જેના શરીરમાંથી અનેકવિધ રૂપો બહાર નીકળે છે એવા (આકાશમાંથી જેમ વાયુ, તેજ, જળ, પૃથ્વી, વગેરે તત્ત્વો નીકળ્યાં છે તેમ શંકરના શરીરમાંથી જ્યોતિરૂપ સર્વસ્વ નીકળ્યું છે; માટે આકાશ અને શિવ એક છે.) ૩૦૬ **निपातिः**–દેહરૂપી ખાડામાં પ્રવેશ કરવાના સ્વભાવવાળા–અર્થાત્ જીવરૂપ, ૩૦૭ **अवशः**–દેહનો સંબંધ થવાથી અપરિહાર્ય દુઃખાદિકની સાથે સંબંધ ધરાવનારા. ૩૦૮ **खगः**–હૃદયાકાશમાં શુદ્ધ સ્વરૂપથી નિવાસ કરનારા. ૬૭ ૩૦૯ **रौद्ररूपः**–ભયંકર સ્વરૂપવાળા. ૩૧૦ **अंशुः**–અંશુ નામના એક દેવતારૂપ, ૩૧૧ **आदित्यः**–જેનું બીજું નામ ભગ છે એવા આદિત્યના સહચારી. ૩૧૨ **बहुरश्मिः**–સૂર્ય. (અસંખ્ય કીરણો વાળા) ૩૧૩ **सुवर्चसोः**–પ્રદીપ્ત તેજવાળા. ૩૧૪ **वसुवेगः**–વસુ અર્થાત્ વાયુ સમાન વેગવાળા. ૩૧૫ **महावेगः**–વાયુથી અધિક વેગવાળા. ૩૧૬ **मनोवेगः**–મનના કરતાં પણ વિશેષ વેગવાળા. ૩૧૭ **निशाचरः**–અવિદ્યાવડે વિષયોનો ઉપભોગ કરનારા.

૬૮ ૩૧૮ **सर्ववासीः**–સર્વ શરીરોમાં વાસ કરનારા. ૩૧૯ * **श्रियावासोः**–લક્ષ્મીની સાથે નિવાસ કરનારા. ૩૨૦ **उपदेशकरः**–વેદોનો ઉપદેશ કરનારા. ૩૨૧ × **अकरः**–ઉપદેશ પણ મૌનપણે જ આપનારા. ૩૨૨ **मुनिः**–મૌનવ્રતને ધારણ કરનારા. ૩૨૩ **आत्मनिरालोकः**–પોતાના જીવસ્વરૂપમાં નિશ્ચય કરીને દેહથી અથવા ઉપાધિથી મુક્ત રહેનારા. ૩૨૪ **संभग्नः**–ભક્તો વડે સારી રીતે સેવાયલા. ૩૨૫ **सहस्रदः**–અનંત ધન વગેરે ઇચ્છિત પદાર્થોને આપનારા. ૬૯

૩૨૬ **पक्षीः**–ગરુડ પક્ષીરૂપ. ૨૭૩ **पक्षरूपः**–મિત્રરૂપે સહાયતા કરનારા. ૩૨૮ **अतिदीप्तः**–અત્યંત પ્રકાશમાન અને શત્રુ-ઓના તેજનો તિરસ્કાર કરનારા. ૩૨૯ **विशांपतिः**–સર્વ પ્રજાના પતિ–સાર્વભૌમ. ૩૩૦ **उन्मादः**–સર્વ પ્રાણીઓને ઉન્માદ કરાવનારા.

---

* અહીં લક્ષ્મી શબ્દથી ધન, એ અર્થ લેવાનો અર્થ નથી. પણ "**ऋचासामानि यजूंषि सा हि श्रीरमृतासताम्**" ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ–એ જ વેદત્રયી સત્પુરુષોની અવિનાશિની લક્ષ્મી છે." એ શ્રુતિમાં દર્શાવેલી વિદ્યા જ ગ્રહણ કરવાની છે.

× ભગવાન દક્ષિણામૂર્તિના વર્ણનમાં એક સ્થળે કહેવામાં આવ્યું છે કે:—

**"चित्रं वटतरोमूंले वृद्धाः शिष्या गुरुर्युवा ।**
**गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु च्छिन्नसंशयाः"**

એક વટવૃક્ષની નીચે આશ્ચર્યકારક દશ્ય જોવામાં આવ્યું હતું અને તે એ કે, એક ગુરુ અને કેટલાક શિષ્યો બેઠા હતા. તેમાં શિષ્યો વૃદ્ધ હતા, અને ગુરુ યુવાન હતા. તે ગુરુ, મૌન રહીને જ વ્યાખ્યાન આપતા હતા, છતાં શિષ્યોના સંશયો નાશ પામતા હતા." તેમ જ બાષ્કલિ નામના એક શિષ્યે, વાધ્વ નામના પોતાના ગુરુને વારંવાર પ્રશ્નો પૂછ્યા હતા છતાં તે મૌનજ રહ્યા હતા; પરંતુ બાષ્કલિએ જ્યારે ત્રીજો પ્રશ્ન પૂછ્યો ત્યારે વાધ્વ ગુરુએ તેને કહ્યું કે:–અમે તો તને કહીએ છીએ, છતાં તું સમજતો જ નથી કે, આત્માનું સ્વરૂપ શાન્ત જ છે. આવા હેતુથી જ અહીં કહેવામાં આવ્યું છે કે, શંકર મૌન રહીને ઉપદેશ આપે છે, માટે **अकर** કહેવાય છે.

આનો એ ભાવાર્થ કે ગુરૂ જો કે મુખેથી બોલીને શિષ્યોના સંશયોનું નિવારણ કરતા દેખાતા જ હતા, છતાં તેમના હૃદયમાંથી શિષ્યોના સંશયો દૂર કરનારા ઉત્તરોનાં આંદોલનો ઉઠતાં હતાં અને શિષ્યો તે આંદોલનો ગ્રહણ કરતાં તેમના સંશયો આપોઆપ દૂર થતા હતા.

૩૩૧ **मदनः**–મદન ઉપજાવનારા–અર્થાત્ કામદેવરૂપ. ૩૩૨ **कामः**–ઇચ્છિત એવી સ્ત્રી વગેરે વિષયરૂપ. ૩૩૩ **अश्वत्थः**–સંસારવૃક્ષરૂપ અથવા તો કામના પૂરનારા વૃક્ષરૂપ. ૩૩૪ **अर्थकरः**–ધનાદિક આપનારા. ૩૩૫ **यशः**–યશરૂપ. ૭૦ ૩૩૬ **वामदेवः**–વામ એટલે કર્મનાં ફળ રૂપ તેના દેવ એટલે રાજા (અર્થાત્ તેનો વિભાગ કરનારા). ૩૩૭ **वामः**–કર્મનાં ફળરૂપ–અર્થાત્ વિષયોના સંબંધથી થનારા આનંદરૂપ ૩૩૮ **प्राक्**:–સર્વના આદિરૂપ. ૩૩૯ **दक्षिणः**–ત્રણ લોકનું ઉલ્લંઘન કરવામાં સમર્થ. ૩૪૦ **वामनः**–બળિને બંધનકર્તા. ૩૪૧ **सिद्धयोगीः**–સનત્કુમારાદિરૂપ. ૩૪૨ **महर्षिः**–વસિષ્ઠાદિક ઋષિરૂપ.૩૪૩ **सिद्धार्थः**–ઋષભ, દત્તાત્રેય, આદિરૂપ. ૩૪૪ **सिद्धसाधकः**–જ્ઞાન થયા પછી સંન્યાસને ઇચ્છનારા, યાજ્ઞવલ્કયાદિરૂપ. **भिक्षुः**–વેશધારી ભિક્ષુક. ૩૪૬ **भिक्षुरूपः**–પરમહંસરૂપ. ૩૪૭ **विपणः**–ધનાદિકથી રહિત હોવાને લીધે વ્યવહારરહિત.

૩૪૮ **मृदुः**–સર્વ ભૂતોને અભય આપનારા, કોમળ સ્વભાવવાળા. ૩૪૯ **अव्ययः**–વિકારોથી રહિત. ૩૫૦ **महासेनः**–દેવોના સેનાપતિ ૩૫૧ **विशाखः**–દેવોના સેનાપતિને સહાય કરનારા. ૩૫૨ **षष्टिभागः**–×૧ સાઠ તત્ત્વોનો ભોકતા. ૩૫૩ **गवांपतिः**–ઇંદ્રિયોના સંચાલક.૭૨–૩૫૩ **वज्रहस्तः**–હાથમાં વજ્રને ધારણકર્તા-ઈંદ્ર.૩૫૫**विष्कंभी**–વિસ્તારવાળા. ૩૫૬ **चमूस्तंभनः**–દૈત્યોની સેનાને અટકાવનારા. ૩૫૭ **वृत्तावृत्तकरः**–યુદ્ધમાં રથને મંડળાકાર ફેરવનારા તથા શત્રુની સેનાનો નાશ કરીને અક્ષત શરીરે પાછા ફરનારા. (**ऋतावृत्तः**–એવું પણ

---

×૧ માંડુક્ય ઉપનિષદ્‌માં આ સાઠ તત્ત્વો આમ ગણાવ્યાં છે: ૧–૭ જાગ્રત્ અવસ્થામાં બહારથી જણાવનારૂં સપ્ત પ્રકારનું પ્રજ્ઞાન–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, મંતવ્ય અને બૌદ્ધવ્ય, ૮–૩૬ સ્વસંકલ્પથી ઉઠતા ૧૯ વિષયો: પાંચ જ્ઞાનેન્દ્રિઓ, ૫ કર્મેન્દ્રિઓ, ૫ પ્રાણ, મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત, ૨૭–૨૯ સ્થૂળ, ભોગ્ય અને શબ્દાદિ આશ્રયભૂત: આમ કુલ ૨૯ પ્રકારનું પ્રજ્ઞાન જાગ્રત અવસ્થાનું. ૩૦–૫૮ તેજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં સમજાય બીજા ૨૯ પ્રકારો ૫૯–૬૦ ઉપરાંત સુષુપ્તિ અને ચિત્ત મળી ૬૦ વિષયો–પરમાત્મા તો માત્ર તેના સાક્ષીરૂપ છે

નામ છે તેનો અર્થ નિષ્કપટપણે રક્ષણ કરનારા, એવો છે.) ૩૫૮ **તાલઃ**–સંસારસિંધુના તલ–અર્થાત્ આધારને જાણનારા (એટલે કે શુદ્ધ બ્રહ્મને જાણનારા,) ૩૫૯ **મધુઃ**–વસંતરૂપ, ૬૬૦ **મધુકલોચનઃ**–કોયલના જેવાં નેત્રવાળાં; અથવા પિંગળાં નેત્રવાળાં. ૩૬૧ **વાચસ્પત્યઃ**–દેવપુરોહિત વાચસ્પતિના પુત્ર વાચસ્પત્ય અથવા પુરોહિતનું કર્મ કરનારા. ૩૬૨ **વાજસનઃ**–વાજસનેયી શાખા પ્રવર્તાવનાર તથા અધ્વર્યુનું કર્મ કરનારા.

૩૬૩ **નિત્યમાશ્રમપૂજિતઃ**–નિત્ય ચારેય આશ્રમોમાં પૂજાયલા. ૩૬૪ **બ્રહ્મચારીઃ**–બ્રહ્મનિષ્ઠ. ૩૬૫ **લોકચારીઃ**–બ્રાહ્મણાદિકોમાં ભિક્ષા માટે ફરનારા. ૩૬૬ **સર્વચારીઃ**–સર્વ ઠેકાણે વ્યાપક. ૩૬૭ **વિચારવિત્ઃ**–અંતર્મુખપણે વિચાર કરનારા અર્થાત્ વિષયોથી વિરક્ત. ૭૪ ૪૬૮ **ઈશાનઃ**–સર્વના નિયંતા, અંતર્યામીરૂપ, ૩૬૯ **ઈશ્વરઃ**–સર્વવ્યાપક, ૩૭૦ **કાલઃ**–સર્વનાં પુણ્ય તથા પાપની ગણત્રી કરનારા ચિત્રગુપ્તરૂપ, ૩૭૧ **નિશાચારીઃ**–મહાપ્રલયરૂપ બ્રહ્માની રાત્રિમાં ફરનારા, ૩૭૨ **પિનાકવાન્ઃ**–પાલન કરે તે પિનાક એવા રક્ષકરૂપ; તે પિનાક નામના ધનુષ્યને ધારણ કરનારા, ૩૭૩ **નિમિત્તસ્થઃ**–પોતાના લક્ષ્યરૂપ દૈત્યોને વિષે રહેનારા--અર્થાત્ અંતર્યામી. ૩૭૪ **નિમિત્તઃ**–નિમિત્તરૂપ, કારણ કે વિશ્વરૂપ છે. ૩૭૫ **નંદિઃ**–જ્ઞાનરૂપી સંપત્તિરૂપ. ૩૭૬ **નંદિકર** :–સંપત્તિ આપનારા. ૩૭૭ **હરિઃ**–હનુમાન–રામના સહાયક. ૩૭૮ **નંદીશ્વરઃ**–નંદી નામના શિવગણના ઈશ્વિર. ૩૭૯ **નંદીઃ**–પોતાના જ ગણરૂપ. ૩૮૦ **નન્દનઃ**–આનંદ આપનારા. ૩૮૧ **નંદિવર્ધનઃ**–પોતાની આપેલી સંપત્તિનો પણ નાશ કરનારા. ૩૮૨ **ભગહારીઃ**–ઇંદ્રાદિ દેવોનાં ઐશ્વર્યોને હરી લેનારા. ૩૮૩ **નિહન્તાઃ**–મૃત્યુરૂપ. ૩૮૪ **કાલઃ**–ચોસઠ કલાઓના નિવાસરૂપ. ૩૮૫ **બ્રહ્માઃ**–બ્રહ્માસ્વરૂપ. ૩૮૬ **પિતામહઃ**–*વિષ્ણુના પણ પિતારૂપ. ૭૬. ૩૮૭ **ચતુર્મુખઃ**–ચાર મુખવાળા વિધાતા. ૩૮૮ **મહાલિંગઃ**–દેવોથી પૂજાતા ઉત્તમ લિંગ(મૂર્તિ)વાળા. ૩૮૯ **ચારુલિંગઃ**–સુંદર

* લક્ષ્મી દેવીનાં નામાભિધાનમાં "**इंदिरा लोकमाता मा**" એ પ્રમાણે લોકની માતા તરીકે નામ કહેવામાં આવ્યું છે, માટે તેના પતિ વિષ્ણુ લોકના પિતા થાય, એમાં કંઈ આશ્ચર્ય નથી.

વેશને ધારણ કરનારા. ૩૯૦ **लिंगाध्यक्षः**–પ્રત્યક્ષાદિક પ્રમાણોના અધ્યક્ષ, પ્રવૃત્તિ–નિવૃત્તિના નિયામક. ૩૯૧ **सुराध्यक्षः**–ચક્ષુ આદિક પ્રમાણોના અધિષ્ઠાતા એવો દેવોના અધિપતિ. ૩૯૨ **योगाध्यक्षः**–યોગના પણ અધ્યક્ષ–અર્થાત્ એમની કૃપાથી જ યોગ સાધી શકાય એવા. ૩૯૨ **युगावहः**–પુણ્ય અને પાપના તારતમ્યને દર્શાવનારા; સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચાર યુગને (તથા તેનાં સંધ્યા-રાત્રિ આદિને પણ) પ્રવર્તાવનારા. ૭૭–૩૯૪ **बीजाध्यक्षः**–ધર્મ તથા અધર્મરૂપ બીજના અધ્યક્ષ. ૩૯૫ **बीजकर्ता**:–બીજના કર્તા. ૩૯૬ **अध्यात्मानुगतः**–જેમાં આત્માને ઉદ્દેશીને જ વિચાર થયો છે એવા અધ્યાત્મશાસ્ત્રને અનુસરનારા, સાધક. ૩૯૭ **बलः**–ધૃતિ, ક્ષમા, વગેરેને ધારણ કરનારા. ૩૯૮ **इतिहासः**–ભારતાદિકરૂપ. ૩૯૯ **संकल्पः**–પ્રયોગવિધિના વિચાર સાથે મીમાંસાશાસ્ત્રરૂપ. ૪૦૦ **गौतमः**–તર્કશાસ્ત્રના કર્તા ગૌતમરૂપ. ૪૦૧ **निशाकरः**–ચંદ્રરૂપ; ચાંદ્ર વ્યાકરણના પ્રણેતારૂપ. ૭૮. ૪૦૨ **दंभः**–શત્રુદમન. ૪૦૩ **अदंभ**–જેને દમન કરનાર કોઈ નથી એવા. ૪૦૪ **वैदंभः**–દંભરહિત પુરુષોના આત્મારૂપ. ૪૦૫ **वश्यः**–ભક્તાધીન. ૪૦૬ **वशंकरः**–બીજાઓને વશમાં રાખનારા. (એક પાઠ **वंशकरः**-એવો છે, જેનો અર્થ સ્પષ્ટ છે.) ૪૦૭ **कलिः**–દેવોને દૈત્યોમાં કલહ કરાવનારા. ૪૦૮ **लोककर्ता**:–ભૌતિક ચૌદ લોકના રચનારા. ૪૦૯ **पशुपतिः**–બ્રહ્માદિક સર્વ પ્રાણીના પાલક. ૪૧૦ **महाकर्ता**:–પાંચ મહાભૂતોના પણ સરજનહાર. ૪૧૧ **अनौषधः**–ચોખા વગેરે અન્નનો આહાર નહીં કરનારા. ૭૯–૪૧૨ **अक्षरः**–અવિનાશી. ૪૧૩ **परमब्रह्मः**–પરમ ઉત્કૃષ્ટ આનંદમાત્રસ્વરૂપ. ૪૧૪ **बलवत्**:–બલાભિમાની દેવતારૂપ. ૪૧૫ **शक्रः**–શક્તિમાન અથવા સો યજ્ઞ કરનારા. ૪૧૬ **नीतिः**–દંડ દેવા વગેરે નીતિરૂપ. ૪૧૭ **अनीतिः**–અનીતિસ્વરૂપ. ૪૧૮ **शुद्धात्मा**:–નિર્મળ ચિત્તવાળા. ૪૧૯ **शुद्धः**–દોષરહિત, ૪૨૦ **मान्यः**–માનપાત્ર. ૪૨૧ **गतागतः**–વૃદ્ધિક્ષયશીલ સંસારરૂપ.૮૦. ૪૨૨ **बहुप्रसाद**:–અત્યંત કૃપા કરનારા. ૪૨૩ **सुस्वप्नः**૦સ્વપ્નાભિમાની, તૈજસાત્મા. ૪૨૪ **दर्पणः**–વિશ્વના પ્રતિબિંબદર્શનના સ્થાનરૂપ. ૪૨૫ **अमित्रजित्**:–બહારના તથા અંદરના શત્રુઓને જિતનારા. ૪૨૬ **वेदकारः**–વેદોના પ્રકટકર્તા. ૪૨૭ **मंत्रकारः**–વેદસિવાયના તંત્ર તથા

પુરાણના મંત્રોને રચનારા. ૪૨૮ विद्वान्:–વિદ્વાન. ૪૨૯ समरमर्दन:– શત્રુઓનો સંહારકર્તા.૮૧–૪૩૦ महामेघनिवासी:–પ્રલયકાળના મેઘોને વિષે અધિષ્ઠાતા તરીકે વાસ કરનારા. ૪૩૧ महाघोर:–પ્રલય કરનારા હોવાથી મહાભયંકર.૪૩૨वशी:–સર્વને વશ રાખનારા. ૪૩૩कर:–સંહારકર્તા.૪૩૪ अग्निज्वाल:–અગ્નિજ્વાલા સમાન તેજસ્વી. ૪૩૫महाज्वाल:–અગ્નિથી પણ અધિક તેજસ્વી. ૪૩૬ अतिधूम्र:–પ્રલયકાળના અગ્નિરુપે સર્વને બાળતી વખતે અત્યંત ધુમ્રમય. ૪૩૭ हुत:–હોમ કરવાથી પ્રસન્ન થનારા, અગ્નિરુપ. ૪૩૮ हवि:–દૂધ, ઘી, વગેરે હવિષરૂપ. ૮૨.

૪૩૯ वृषण:–કર્મનાં ફળને આપનારો ધર્મ; વૃષ–અર્થાત ધર્મજ મુખ્ય છે તે.૪૮૦शंकर:=શંસુખ આપનારા. ૪૪૧ वर्चस्वी–તેજસ્વી૪૪૨ धूमकेतन:–ધૂમાડારૂપી ધ્વજાવાળા અગ્નિરુપ. ૪૪૩ नील:–મરકત મણિના રંગના. ૪૪૪ अंगलुब्ध:–પોતાના જ અંગ એટલે લિંગમાં નિત્ય નિવાસ કરનારા. ૪૪૫ शोभन:–કલ્યાણના હેતુરૂપ. ૪૪૬ निरवग्रह:–પ્રતિબંધ વગરના હોઇને મનોરથને પૂરનારા. ૮૩. ૪૪૭ स्वस्तिद:–કલ્યાણ આપનારા ૪૪૮ स्वस्तिभाव:–સારી રીતે અસ્તિત્વ ધરાવનારા. ૪૪૯ भागी:–યજ્ઞમાં ભાગ લેનારા. ૪૫૦भागकर:–યજ્ઞના હવિષના ભાગ પાડનારા. ૪૫૧लघु:–ત્વરાવાળા. ૪૫૨ उत्संग–સંગરહિત. ૪૫૩महांग; મોટા અંગ વાળા.૪૫૪ महागर्भपरायण:–ગર્ભને ઉત્પન્ન કરતી વખતે મહાન પરાયણ (અવશ્ય શરણ લેવા યોગ્ય)–અર્થાત્ કામદેવરૂપ, પ્રજનાત્મક. ૮૪. ૪૫૫ कृष्णवर्ण:–શ્રીકૃષ્ણાવતારરૂપે કૃષ્ણ વર્ણવાળા. ૪૫૬ सुवर्ण:–સાંબ રૂપે શ્વેત વર્ણવાળા. ૪૫૭ सर्वदेहिनामिंद्रिय:–સર્વ દેહધારીઓના ઇંદ્રિયરૂપ. ૪૫૮ महापाद:–મોટા ચરણવાળા, ૪૫૯ महाहस्त:–મોટા હાથવાળા. ૪૬૦ महाकाय:–મોટી કાયાવાળા, ૪૬૧ महायशा:–મોટા યશવાળા. ૮૫–૪૬૨ महामूर्धा;–મોટા મસ્તકવાળા. ૪૬૩ महामात्र:–મોટા પ્રમાણવાળા. ૪૭૪ महानेत्र:–વિશાળ નેત્રવાળા. ૪૬૫ महालय:–અવિદ્યાનો જેમાં લય થાય છે એવા. ૪૬૬ महान्तक:–મૃત્યુના પણ મૃત્યુરૂપ, ૪૬૭ महाकर्ण:–મોટા કાનવાળા, ૮૬ ૪૬૮ महोष्ठ:–મોટા હોઠવાળા. ૪૬૯महाहनु:–મોટી હનુ–હડપચીવાળા,

૪૭૦ **महानासः**-લાંબી નાસિકાવાળા. ૪૭૧ **महाकंबुः**-પહોળા-મોટા કંઠવાળા. ૪૭૨ **महाग्रीवः**- વિશાળડોકવાળા, ૪૭૩ **श्मशानभाक्ः**- શ્મશાનવાસી. (શમ અર્થાત્ શબનાં બંધન તોડનારા) ૪૭૪**महावक्षाः**- મોટા વક્ષઃસ્થળવાળા. ૪૭૫ **महोरस्कः**-મોટા ઉર-પેટ-વાળા. ૪૭૬ **अंतरात्मा**:-સર્વના અંતરાત્મા; અંતર્યામીરૂપ. ૪૭૭ **मृगालयः**-મૃગને ખોળામાં બેસાડનારા.૮૭.૪૭૮**लंबनः**-અનેક બ્રહ્માંડો જેનું અવલંબન કરી રહ્યાં છે એવા. ૪૭૯**लंबितोष्ठः**-પ્રલયસમયે જગતને ગળી જવા માટે પોતાના બન્ને હોઠને અતિશય લાંબા કરનારા. ૪૮૦ **महामायः**-મોટી માયાવાળા. ૪૮૧ **पयोनिधिः**-ક્ષીરસમુદ્રરૂપ. ૪૮૨ **महादंतः**-મોટા દાંતવાળા. ૪૮૩ **महादंष्ट्र**-મોટી દાઢવાળા ૪૮૪ **महाजिह्व**-મોટી જીભ વાળા. ૪૮૫ **महामुख**-મોટા મુખવાળા. ૮૮ ૪૮૬ **महानखः**-મોટા તીણા નખવાળા-નરસિંહરૂપ.૪૮૭ **महारोमाः**-મોટાં રૂવાટાંવાળા, વરાહરૂપ.૪૮૮ **महाकोशः**-મોટા ઉદરવાળા.૪૮૯ **महाजटः**-મોટી જટાવાળા.

૪૯૦ **प्रसन्नः**-પ્રસન્નરૂપ. ૪૯૧ **प्रसाद**-પ્રસાદરૂપ, ૪૯૨ **प्रत्ययः**-અનુભવરૂપ. ૪૯૩ **गिरिसाधनः**-યુદ્ધમાં વિજયના સાધનભૂત પર્વતરૂપ ધનુષ્ય ધારણ કરનારા. ૪૯૪**स्नेहनः**-પિતાની પેઠે પ્રજા ઉપર સ્નેહ કરનારા ૪૯૫ **अस्नेहन** કોઈના ઉપર સ્નેહ નહીં રાખતાં સમદ્રષ્ટિ રાખનારા, અસંગ. ૪૯૬ **अजितः**- અજિત. ૪૯૭ **महामुनिः**- મોટા મુનિરૂપ. ૪૯૮ **वृक्षाकारः**-સંસારવૃક્ષરૂપ આકારવાળા. ૪૯૯ **वृक्षकेतुः**-સંસારરૂપી વૃક્ષવડે જ જાણી શકાય તેવા. ૫૦૦ **अनलः**-ભોજન કરતાં જેને તૃપ્તિ થતી નથી એવા, અર્થાત્ અગ્નિરૂપ, સર્વભક્ષી.૫૦૧**वायुवाहनः**-વાયુ જ જેનું વાહન છે એવા.૯૦- ૫૦૨ **गण्डली**-નાના નાના પર્વતોમાં ગતિ કરનારા. ૫૦૩ **मेरुधामः**- મેરુ પર્વતપર નિવાસ કરનારા. ૫૦૪ **देवाधिपतिः**-દેવોના અધિપતિરૂપ. ૫૦૫ **अथर्वशीर्षः**-અથર્વશીર્ષરૂપ. ૫૦૬ **सामास्यः**-સામવેદરૂપ મુખવાળા. ૫૦૭ **ऋक्सहस्रामितेक्षण** :-હજારો ઋચાઓ રૂપી અપાર નેત્રોવાળા. ૯૧.૫૦૮ **यजुःपादभुजः**- યજુષ્ (વેદ)રૂપી ચરણ તથા બાહુવાળા. ૫૦૯ **गुह्यः**-ઉપનિષદ્‌રૂપ. ૫૧૦ **प्रकाशः**-કર્મકાંડરૂપ. ૫૧૧.

**जंगमः**–મનુષ્ય, પશુ આદિરૂપ. ૫૧૨ **अमोघार्थः**–યાચનાને અવશ્યે સફળ કરનારા. ૫૧૩**प्रसादः**–દયાળુ. ૫૧૪**अभिगम्यः**–સુખથી પ્રાપ્ત થાય તેવા. ૫૧૫ **सुदर्शनः**-સુંદર દેખાવવાળા. ૫૧૬ **उपकारः**–શ્રેય કરનારા. ૫૧૭**प्रियः**–સુખદાયક.૫૧૮ **सर्वः**–ભકતોપર અનુગ્રહ માંટે સામા ભકત તરફ જનારા.૫૧૯**कनकः**–સુવર્ણાદિક પ્રિય વસ્તુરૂપ.૫૨૦**कांचनच्छविः**–સુવર્ણના જેવી કાન્તિવાળા. ૫૨૧ **नाभिः**-ભુવનના મધ્ય ભાગરૂપ. ૫૨૨.

**नंदिकरः**–યજ્ઞના ફળની વૃદ્ધિ કરનારા. ૫૨૩ **भावः**–શ્રદ્ધારૂપઃ ૫૨૪ **ब्रह्मांडस्थपतिः**–બ્રહ્માંડના સ્વામી. ૫૨૫ **स्थिरः**–પર્વતાદિરૂપ. ૯૩.૫૨૬ **द्वादशः**–સંસારી જીવોની +બારમી દશા–મોક્ષ–રૂપ. ૫૨૭ **त्रासनः**–સર્વને ભય ઉપજાવનારા ૫૨૮**आद्यः**–સર્વના આદિ, અંત અને મધ્ય રૂપ–અર્થાત્ શુદ્ધ અખંડ સ્વરૂપ. ૫૨૯ **यज्ञः**–જીવ તથા ઇશ્વરનો સમાગમ કરાવનારા યોગરૂપ. ૫૩૦ **यज्ञसमाहितः**–યજ્ઞમાં વાસ કરીને રહેલા, અર્થાત્ યોગરૂપ યજ્ઞથી જ મળી શકે તેવા. ૫૩૧ **नक्तः**–અપ્રકટરૂપ અથવા તો મહામોહરૂપ. ૫૩૨ **कलिः**–કામક્રોધાદિક કલિરૂપ. ૫૩૩ **कालः**–જન્મ તથા મરણ વગેરેના કરનારા. ૫૩૪ **मकरः**–કાલગતિદર્શક શિશુમાર ચક્રરૂપ. ૫૩૫. **कालपूजितः**–મૃત્યુથી પૂજાયેલા. ૯૪ ૫૩૬ **सगणः**–પ્રમથ વગેરે ગણોથી યુકત. ૫૩૭ **गणकारः**–બાણાસુર વગેરે ભકતોને પોતાના ગણ બનાવનારા. ૫૩૮ **भूतवाहनसारथिः**–પ્રાણીઓનું યોગક્ષેમ વહન કરનારા; બ્રહ્મા જેના

---

+ ગર્ભવાસથી આરંભીને મરણપર્યંતની મનુષ્યોની દશ દશાઓ છે. તેમાં મૃત્યુ એ દશમી દશા છે, સ્વર્ગ એ અગીઆરમી દશા છે, અને મોક્ષ, એ બારમી દશા છે.

સારથિ છે એવા. ૫૩૯ *भस्मशयः–ભસ્મમાં શયન કર-

---

* **भस्म** શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે થાય છેઃ–**बभस्ति भर्त्सयति योषान् इति भस्म अथवा भासयति दीपयति आत्मानम् इति भस्मः**– અર્થાત્ સર્વ દોષોનો જે નાશ કરે, અથવા જેને લીધે આત્મા તેજસ્વી–નિર્મળ થાય, તેને **भस्म** કહેવાય છે. વાસિષ્ઠ લિંગપુરાણમાં પણ કહ્યું છે કેઃ–

**"भर्त्सनात् सर्वपापानां पाशानां च महामुने ।**
**भस्मेति कीर्त्यते रक्षा रोगाणां चापि भर्त्सनात् ॥**

(મંત્રથી પવિત્ર થયેલી) રક્ષા (રાખ) સર્વ પાપોનો, કર્મોરૂપી સર્વ પાશોનો તથા સર્વ પ્રકારના રોગોનો નાશ કરે છે; માટે હે મહામુનિ! તેને ભસ્મ કહેવાય છે.

વળી તેજ પુરાણમાં કહ્યું છે કેઃ–

**"बाह्यमोक्षेण किं भस्मधारणं मोक्षलक्षणम् ।**
**भस्मना नित्ययुक्तस्य ज्ञानमुत्पद्यतेऽचिरात् ॥**

બાહ્ય–બહારનો મોક્ષ મેળવવાનું શું પ્રયોજન છે? ભસ્મને ધારણ કરવી, તેજ મોક્ષનું ખરૂં લક્ષણ છે; કેમકે નિત્ય ભસ્મ ધારણ કરનારા પુરુષને અલ્પ સમયમાં જ જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તે વડે તે મોક્ષ પામે છે."

અથર્વવેદની એક શ્રુતિમાં પણ કહ્યું છે કેઃ–

**"अग्निरित्यादिना भस्म गृहीत्वाऽभिमृज्यांगानि संस्पृशेद् व्रतमेतत् पाशुपतंपशुपाशविमोक्षाय"**– અર્થાત્ **"अग्निरिति भस्म"** ઇત્યાદિ મંત્રથી હાથમાં ભસ્મ ધારણ કરીને શરીરનાં સર્વ અવયવોપર તેને ચોળવી, કેમકે એ પાશુપત નામનું વ્રત કહેવાય છે અને તેના પ્રભાવથી જીવનો સંસારપાશ છૂટી જાય છે, માયામાંથી, છૂટી, મોક્ષ પામે છે. વળી વૃદ્ધ શાતાતપ પણ કહે છેઃ–

**"स्तेयं कृत्वा गुरुदारांश्च गत्वा ।**
**मद्यं पीत्वा ब्रह्महत्यां च कृत्वा ॥**
**भस्मच्छन्नो भस्मशय्यां शयानो ।**
**रुद्राध्यायी मुच्यते सर्वपापैः ॥**

ચોરી કરીને, ગુરુપત્ની સાથે વ્યભિચાર કરીને, મદ્યપાન કરીને અથવા બ્રહ્મહત્યા કરીને અત્યંત પાપી થયેલો પુરુષ પણ જો, ભસ્મનું લેપન કરે, ભસ્મની શય્યા ઉપર જ શયન કરે અને નિત્ય રુદ્રાધ્યાયનો પાઠ કર્યા કરે, તો તે સર્વ પાપોથી મુક્ત થઇ જાય છે.

નારા, સારાએ શરીર ઉપર ભસ્મ લગાડનારા. ૫૪૦ **भस्मगोप्ता**:-× ભસ્મ વડે જગતનું રક્ષણ કરનારા. ૫૪૧ **भस्मभूत**:-+ ભસ્મમય. ૫૪૨**तरुः**:- કલ્પવૃક્ષાદિસ્વરૂપ. ૫૪૩ **गणः**- ભૃંગિ, રિટિ, તથા નંદિકેશ્વર, આદિ ગણો રૂપ. ૫૪૪**लोकपालः**:-ચૌદ લોકની રક્ષા કરનારા. ૫૪૫**अलोक**:-લોકોને ઉલ્લંઘી ગયેલા. ૫૪૬ **महात्मा**:-પરિપૂર્ણ. ૫૪૭ **सर्वपूजितः**:-સર્વથી પૂજાતા. ૫૪૮**शुक्लः**:- શુદ્ધ. ૫૪૯**त्रिशुक्लः**:-મન, વાણી તથા કાયા, એ ત્રણેથી શુદ્ધ. ૫૫૦**संपन्नः**:-મોક્ષને પ્રાપ્ત થયેલા. ૫૫૧**शुचिः**:-પવિત્ર, જેને આગંતુક મલ સ્પર્શ કરતો નથી એવા. ૫૫૨**भूतनिषेवितः**:-પૂર્વના આચાર્યોથી સેવાયલા. ૯૬. ૫૫૩**आश्रमस्थः**:-ચારેય આશ્રમોમાં ધર્મરૂપે રહેલા. ૫૫૪ **क्रियावस्थः**:- ધર્મના પૂર્વરૂપ યજ્ઞયાગાદિરૂપ. ૫૫૫ **विश्वकर्ममतिः**:-વિશ્વકર્માની બુદ્ધિરૂપ. ૫૫૬**वरः**:- લક્ષ્મી આદિ રૂપે વરવા યોગ્ય. ૫૫૭**विशालशाखः**:-વિશાળ બાહુવાળા. ૫૫૮**ताम्रोष्ठः**:- તાંબા જેવા લાલચોળ હોઠવાળા. ૫૫૯**अंबुजालः**:-સમુદ્રરૂપ. ૫૬૦**सुनिश्चलः**:-અત્યંત નિશ્ચળ એવા-પર્વતરૂપ. ૯૭. ૫૬૧**कपिलः**:-કપિલરૂપ. ૫૬૨**कपिशः**:- પિંગળા રંગના. ૫૬૩**शुक्लः**:-શુકલ વર્ણના, ત્રિપર્ણસ્વરૂપ. ૫૬૪**आयुषः**:- આયુષ્યરૂપ. ૫૬૫**परः**:-પ્રાચીનતમ મૂર્તિ. ૫૬૬**अपरः**:-અર્વાચીનતમ રૂપ.

---

× મહાભારતમાં જ આગળ જતાં કહેવામાં આવ્યું કે:—

"**रक्षार्थं मङ्गलार्थं च पवित्रार्थं च भामिनि।**
**लांछनार्थं च भक्तानां भस्म दत्तं मया पुरां॥**

(શંકર પાર્વતીને કહે છે:-) 'હે દેવિ! મેં પૂર્વે ભકતોનું રક્ષણ કરવા માટે, મંગળ કરવા માટે, પવિત્ર કરવા માટે અને કપાળમાં ચંદ્રરૂપ ચિહ્ન-લાંચ્છન કરવાથી તે મારા ભકત છે, એમ ઓળખાવવા માટે તેઓને ભસ્મ આપી હતી.' આ ઉપરથી જ શંકરનું **भस्मगोप्ता** નામ પ્રસિધ્ધ થયું છે.

+ પૂર્વે મંકણક નામના મુનિને જ્યારે યોગસિધ્ધિ પ્રાપ્ત થઈ, ત્યારે તેના હાથમાંથી શાકનો રસ ઝરવા લાગ્યો. તે જોઇ હર્ષને લીધે મુનિ નાચવા લાગ્યા. એટલે તેનો ગર્વ ઉતારવા માટે અને તેના નૃત્યને શાન્ત પાડવા માટે મહાદેવે પોતાની આંગળી ચારીને તેમાંથી કેવળ ભસ્મ જ કાઢી બતાવી અને જણાવ્યું કે:-"તને પ્રાપ્ત થયેલી યોગસિદ્ધિ મારી સિદ્ધિ આગળ કંઇ જ હિસાબમાં નથી, માટે ગર્વનો ત્યાગ કરી, યોગમાર્ગમાં હજી આગળ વધ." આ રીતે ભગવાન શંકરનું શરીર કેવળ ભસ્મમય છે અને તે, એક મહાન સિદ્ધિનું લક્ષણ છે.

**૫૬૭ગંધર્વ:**–ગંધર્વરૂપ ૫૬૮ **अदितिः**–અદિતિરૂપ.૫૬૦**तार्क्ष्यः**–ગરુડરૂપ. **૫૭૦सुविज्ञेय**:–સુખેથી-સહેલાઈથી જાણી શકાય તેવા.૫૭૧**सुशारद**:–સુંદર શારદા–વાણી–વાળા.૯૮. ૬૭૨**परश्वधायुधः**–ફરસીરૂપ આયુધ ધારણ કરનારા.૫૭૩ **देवः**–દેવ.૫૭૪**अनुकारीः**–અનુકરણ કરનારા; ભીષ્મને મારવા માટે આયુધને ફેંકાવનારા. ૫૭૫**सुबांधवः**–અર્જુનના મિત્ર અથવા જેને સારો બાંધવ છે એવા. ૫૭૬**तुंबवीणः**–જે વીણાને બે બાજુએ તુંબી છે, એવી વીણા–બીન–ને ધારણ કરનારા. (તેને રુદ્રવીણા પણ કહે છે.) ૫૭૭**महाक्रोधः**–પ્રલયકાળે મહાક્રોધ કરનારા. ૫૭૮ **ऊर्ध्वरेताः**–જેના રેત(વીર્ય)માંથી દેવ અને મનુષ્યના કરતાં શ્રેષ્ઠ એવી બ્રહ્મા–વિષ્ણુરૂપી પ્રજા થઈ છે તે. ૫૭૯**जलेशयः**–વિષ્ણુરૂપે જળશાયી. ૯૯. ૫૮૦**उग्रः**–ભયંકર રીતે સર્વને ગળી જનારા. ૫૮૧ **वंशकरः**–વંશનું સ્થાપન કરનારા.૫૮૨**वंशः**–વંશ–વાંસ–રૂપ. ૫૮૩**वंशनादः**–વાંસળીનો નાદ કરનારા.૫૮૪+**अनिन्दितः** નિંદાથી રહિત.૫૮૫ **सर्वांगरूपः**–સર્વાંગમાં સૌંદર્યવાળા. ૫૮૬ **मायावीः**–માયાવી. ૫૮૭**सुहृदः**–સામાના ઉપકારની દરકાર કર્યા વગર ઉપકાર કરનારા. ૫૮૮**अनिलः**–વાયુરૂપ ૫૮૯**अनलः**–અગ્નિરૂપ.૧૯૦ ૫૯૦**बन्धनः**–સંસારરૂપી પાશ વડે ભૂતમાત્રને બાંધનારા. ૫૯૧ **बन्धकर्ताः**–સંસારના બંધના રચનારા. ૫૯૨**सुबन्धनविमोचनः**–માયારૂપી પાશમાંથી સારી રીતે છૂટા કરનારા. ૫૯૩ **सयज्ञारिः**–યજ્ઞના શત્રુ દૈત્યોની સાથે વસનારા.૫૯૪ **सकामारिः**–કામના શત્રુ યોગીઓની સાથે રહેનારા. ૫૯૫ **महादंष्ट्रः**–મોટી દાઢવાળા. ૫૯૬ **महायुधः**–મોટા આયુધવાળા. ૧૦૧ ૫૯૭ **बहुधानिंदितः**–અનેક પ્રકારે નિંદા પામેલા.

---

× પૂર્વે દારુક વનમાં ઋષિની સ્ત્રીઓને મોહિત કરવા માટે શંકરે સુંદર નગ્ન સ્વરૂપ ધારણ કર્યું હતું. ત્યારે સર્વ ઋષિઓએ તેમની નિંદા કરી હતી કે, આપણી સ્ત્રીઓનાં ચિત્તને મોહિત કરવા માટે નગ્ન સ્વરૂપ ધારણ કરીને આ આવ્યો છે, માટે એ અત્યંત પાપી છે. અહીં જો **बहुधा अनिन्दितः** પાઠ લઇએ તો મોટે ભાગે નિન્દા નહીં પામેલાં એવો અર્થ પણ થઇ શકે છે.

દારૂક વનમાં જે મુનિઓએ શંકરની નિંદા કરી હતી તેઓનું કરુણા વડે કલ્યાણ, તથા તત્ત્વજ્ઞાનવડે સર્વ સંશયનો નાશ કરનારા. આ રીતે ચારેય નામનું તાત્પર્ય કહેવામાં આવ્યું છે.

૫૯૮ **शर्वः**–દારૂક વનના મુનિઓને મોહિત કરનારા. ૫૯૯**शंकरः**–સર્વ જગતનું કુશળ કરવું, જેના હાથમાં છે એવા ૬૦૦ **शंकर**–સર્વ પ્રકારની શંકાઓનો નાશ કરનારા. ૬૦૧ **अधनः**–દિગંબરમય હોવાથી ધનસંપત્તિથી રહિત. ૬૦૨ **अमरेश**–દેવોના રાજા. ૬૦૩* **महादेवः**–દેવતાઓ અને ઇંદ્રના પણ પૂજ્ય. ૬૦૪ **विश्वदेवः**–વિષ્ણુએ પણ આરાધન કરવા યોગ્ય દેવ. ૬૦ **सुरारिहाः**–દેવોના શત્રુઓ, દાનવોનો સંહાર કરનારા. ૬૦૬ †**अहिर्बुध्न्यः**–શેષ સ્વરૂપ. ૬૦૭ **अनिलाभः**–અપ્રત્યક્ષ છતાં વાયુ જેમ સ્પર્શથી જાણવામાં આવે છે તેમ માત્ર વિષયોના સ્પર્શથી જ ઉત્પન્ન થયેલા અનુભવરૂપ. ૬૦૮ **चेकितान**–એકીસમયે જ સંપૂર્ણ વિશેષ જ્ઞાન વાળા. ૬૦૯ **हवि**–હવિષરૂપ, અથવા તો ભોક્તાની ભોગ્ય વસ્તુરૂપ. ૬૧૦ **अजैकपातः**–અગીઆર રૂદ્રમાંના એક. ૬૧૧ **कापालीः**–કપાલ બ્રહ્માંડરૂપ છે તે બ્રહ્માંડના અધીશ. ૬૧૨ **त्रिशंकुः**–ત્રણે ગુણો, શંકુ અર્થાત્ ખીલાની પેઠે જેને અટકાવી રાખનારા છે એવા, એટલે કે સર્વ જીવરૂપ ૬૧૩ **अजितः**– ત્રણ ગુણોથી અજિત. ૬૧૪ **शिवः**–ઉપાધિરહિત, શુદ્ધ. ૧૦૩.૬૧૫ **धन्वंतरिः**–મહા વૈદ્યરૂપ. ૬૧૬ **धूमकेतुः**–ઉત્પાત કરનારા ધુમકેતુરૂપ, ૬૧૭ **स्कन्दः**–કાર્ત્તિકસ્વામી. ૬૧૮ **वैश्रवण**–કૂબેર, ૬૧૯ **धाताः**–બ્રહ્મા. ૬૨૦ **शक्रः**–ઇંદ્ર. ૬૨૧ **विष्णु**–વિષ્ણુ. ૬૨૨ **मित्र**–સૂર્ય. ૬૨૩ **त्वष्टा**:વિશ્વકર્મા. ૬૨૪ **ध्रुवः**–ધ્રુવ. ૬૨૫ **धरः**–ધારણ કરનારા. ૧૦૪–૬૨૬. **प्रभावः**–પ્રભાવ નામના વસુ

---

* સાંબ પુરાણમાં કહેવામાં આવ્યું છે કેઃ–

**पूज्यते यः सुरैः सर्वैर्महाश्चैव प्रमाणतः ।**
**महति धातुः पूजायां महादेवस्ततः स्मृतः ॥**

સર્વ દેવતાઓ તેમની પૂજા કરે છે, વળી પ્રમાણમાં પણ તે મોટા છે અને **मह** ધાતુ પૂજા એવા અર્થમાં વપરાય છે, માટે તે **महादेव** કહેવાય છે.

† વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, **संकर्षणात्मको रुद्रो निष्क्रम्यात्ति-जगत्त्रयम् ।** ભગવાન રુદ્ર, શેષનાગરૂપે પાતાળમાંથી નીકળીને પોતાના મુખમાંથી નીકળેલા અગ્નિવડે ત્રણ જગતનું ભક્ષણ કરી જાય છે." માટે જ અહીં શંકરને શેષનાગના નામથી વર્ણવ્યા છે.

રૂપ. ૬૨૭ **सर्वगवायु**- સર્વ ઠેકાણે વ્યાપક એવા વાયુરૂપ, અર્થાત્ સૂત્રાત્મા. (આ નામ **सर्वग**-અને **वायु**-એ બે પદ મળીને થયું છે.) ૬૨૮ **अर्यमा**- સૂર્ય. ૬૨૯ **सविता**:-સૂર્ય. ૬૩૦ **रवि**-સૂર્ય. ૬૩૧ **उषंगु**:-એ નામના એક રાજારૂપ; (માંધાતાનો તે સહચર હતો.) અથવા તો સર્વનો દાહ કરનાર કિરણવાળા સૂર્યરૂપ. ૬૩૨ **विधाता**:-વિવિધ પ્રકારે પોષણ કરનારા. ૬૩૩ **मांधाता**:-જીવની તૃપ્તિ કરનારા. ૬૩૪ **भूतभावन**:- પ્રાણીઓને ઉત્પન્ન કરનારા; પ્રાણીઓને ચેતના આપનારા. ૧૦૫
૬૩૫ **विभु**:--અનેક રૂપે અસ્તિત્વ ભોગવનારા. ૬૩૬ **वर्णविभावी**:- કાળાં-ધોળાં વગેરે અનેક રૂપોને ધારણ કરનારા, ૬૩૭ **सर्वकामगुणावह** ધ્યાન કરનારાઓને તેમની કામના પ્રમાણે સર્વ વિષયો પૂરા પાડનારા. ૬૩૮ **पद्मनाभः**-(પદ્મ એટલે વિશ્વ, આયતન-સ્થાન, નાભિને મણિપુર ચક્ર કહે છે.) જેની નાભિમાં વિશ્વાયતન છે તેવા. ૬૩૯ **महागर्भ** જેના ઉદરમાં બ્રહ્માદિક મહાન પુરૂષો છે એવા. ૬૪૦ **चंद्रवक्त्र**- ચંદ્રસમાન સુંદર વદનવાળા. ૬૪૧**अनिल**-પવનરૂપ. ૬૪૨**अनल**-અગ્નિરૂપ * ૬૪૩ **बलवान्** બળવાન.૬૪૪ **उपशान्त**:-ઉપશાન્ત. ૬૪૫ **पुराण**:-પુરાણ- રૂપ ૬૪૬ **पुण्यचंचुः**-પુણ્યવડે જાણવામાં આવે તેવા. ૬૪૭ **ह**:-લક્ષ્મીરૂપ ૬૪૮ **कुरुकर्ता**:- કર્મ તથા ઉપાસનાના સ્થાનરૂપ, કુરૂક્ષેત્રના કર્તા. ૬૪૯ **कुरुवासी**:-કર્મ તથા ઉપાસનામાં નિવાસ કરનારા. ૬૫૦ **कुरुभूत**- કુરૂક્ષેત્રરૂપ.

---

* પૂર્વે વાયુ તથા અગ્નિનાં નામ કહ્યાં છે તે દ્રવ્યરૂપે કહ્યાં છે, જ્યારે અહીં ફરીથી તે ને તે જ નામો કહ્યાં છે તે તેના અધિષ્ઠાતા દેવતા તરીકે કહ્યાં છે.

એક પ્રતમાં **हरि** એવો પાઠ છે તેનો એ અર્થ છે કે હવિષની વસ્તુને હરનારા.
જુઓ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અ. ૧૮ શ્લો. ૪૦.

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः॥**
**सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिःस्यात्त्रिभिर्गुणैः ॥**

પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ત્રણ સત્વ, રજસ્, અને તમસ્, એ ગુણોથી મુક્ત -વિનાનાં કોઈ પણ પ્રાણી, કે પદાર્થ પૃથ્વીમાં, દેવલોકમાં યા દેવોમાં પણ નથી. અર્થાત્ એ પ્રકૃતિના ગુણોથી પ્રાણિ માત્ર યુકત છે, એમાં લેશમાત્ર સંશય નથી.

૬૫૧ **गुणौषधः** ઐશ્વર્ય, જ્ઞાન, વૈરાગ્ય અને ધર્મ વગેરેનું ઓષધની પેઠે ઉદ્દીપન કરનારા. ૧૦૭. ૬૫૨ **सर्वाशयः**–સર્વના સુષુપ્તિ-સ્થાનરૂપ, અથવા સર્વના અંતઃકરણરૂપ. ૬૫૩ **दर्भचारी**–દર્ભ ઉપર મૂકેલા હવિષનું ભક્ષણ કરનારા. ૬૫૪ **सर्वप्राणिपतिः**–સર્વ પ્રાણીઓના પતિ, પાલક. ૬૫૫ **देवदेवः**–દેવોના દેવ. ૬૫૬ **सुखासक्तः**–સુખમાં આસકિત નહીં રાખનારા. ૬૫૭ **सत्**:–કાર્યરૂપ. ૬૫૮ **असत्**:–કારણ રૂપ. ૬૫૯ **सर्वरत्नवित्**:–રત્નરૂપ ઉત્તમ વસ્તુને મેળવનારા. ૬૬૦ **कैलासगिरिवासी**:–કૈલાસ પર્વત ઉપર રહેનારા. ૬૬૧ **हिमवद्गिरिसंचय** હિમાચલ પર્વત ઉપર આશ્રય કરનારા. ૬૬૨ **कूलहारी**:–મોટા પ્રવાહથી તીર ઉપર ઉગેલાં વૃક્ષોનો સંહાર કરનારા, ઉખેડી નાંખનારા. ૬૬૩ **कूलकर्ता**:–મોટાં તળાવને બાંધનારા ૬૬૪ **बहुविद्यः**–ઘણી વિદ્યાઓ જાણનારા. ૬૬૫ **बहुप्रदः**:–ભકતોને ઘણું ઘણું આપનારા ૧૦૯ ૬૬૬ **वणिज**–વૈશ્યરૂપ. ૬૬૭ **वर्धकीः**–સુથારરૂપ. ૬૬૮ **वृक्षः**–સંસારવૃક્ષરૂપ. ૬૬૯ **बकुलः** બોરસલી નામના પુષ્પ વૃક્ષરૂપ. ૬૭૦ **चदनः** ચંદનરૂપ. ૬૭૧ **छदः**–સપ્તપર્ણરૂપ. ૬૭૨ **सारग्रीवः**–દૃઢ ડોકવાળા ૬૭૩ **महाजत्रुः**–મોટી હાંસડીવાળા ૬૭૪ **अलोलः**–ચંચાળતારહિત. ૬૭૫ **महौषधः**–મહાન ઔષધિ તરીકે ગણાતી સાળ-જવરૂપ. ૬૭૬ **सिद्धार्थकारीः**–અર્થને સિદ્ધ કરનારા. ૬૭૭ **छन्दोव्याकरणोत्तरः**–વેદનાં વ્યાખ્યાનોથી પુષ્ટ થયેલા એવા. **सिद्धार्थः**–સિદ્ધાન્ત અર્થરૂપ. ૬૭૮

**सिंहनाद**:– સિંહના જેવી ગર્જના કરનારા. ૬૭૯. **सिंहदंष्ट्र**:– સિંહના જેવી દાઢવાળા. ૬૮૦ **सिंहग**:– સિંહ ઉપર સ્વાર થયેલા. ૬૮૧ **सिंहवाहनः**–સિંહ જેનું વાહન છે એવા. ૨૧૧-૬૮૨ **प्रभवात्माः** ઉત્તમ સત્તાવાળા. ૬૮૩ **जगत्कालस्थलिः**-જગતનો કોળિયો કરનાર, કાળરૂપ ભોજનપાત્રવાળા. ૬૮૪ **लोकहितः**-લોકનું હિત કરનારા. ૬૮૫. **तरुः**–તારનારા. ૬૮૬ **सारंगः**–એક જાતના પક્ષીરૂપ. ૬૮૭ **नवचक्रांगः**–નવહંસરૂપ ૬૮૮ **केतुमालीः**–મસ્તકની શિખાવડે શોભાયમાન એવાં મયૂર અથવા તો કુકડાનું સ્વરૂપ ધારણ કરનારા. ૬૮૯ **सभावन**:–સભાસ્થાનની રક્ષા કરનારા. ૧૧૨

૬૯૦ **भूतालयः**–પ્રાણીમાત્રના સ્થાનરૂપ. ૬૯૧ **भूतपतिः**–ભૂતોના પતિ. ૬૯૨ **अहोरात्रः**–દિવસ તથા રાત્રિરૂપ ૬૯૩ **अनिन्दितः**–શુદ્ધ ચૈતન્યસ્વરૂપ. ૬૯૪ **सर्वभूतानां वाहिताः**–સર્વ પ્રાણીઓનું સહન કરનારા. ૬૯૫ **सर्वभूतानां विलयः**–સર્વ પ્રાણીઓના આશ્રયસ્થાનરૂપ. ૬૯૬ **विभुः**–જન્મરહિત ૬૯૭ **भवः**–ત્રણે કાળમાં અસ્તિત્વ ધરાવનારા. ૬૯૮ **अमोघः**–નિષ્ફળતારહિત ૬૯૯ **संयतः**–ધારણા, ધ્યાન અને સમાધિવાળા.

૭૦૦ **अश्वः**–ઉચ્ચૈઃશ્રવા (ઇંદ્રના) ઘોડારૂપ ૭૦૧ **भोजनः**– સર્વને ભોજન કરાવનારા. ૭૦૨ **प्राणधारणः**–સર્વના પ્રાણને ધારણ કરનારા ૧૨૪. ૭૦૩ **धृतिमान्**–ધીરજવાળા, ૭૦૪ **मतिमान्**–મતિવાળા. ૭૦૫ **दक्षः**–ઉત્સાહી. ૭૦૬ **सत्कृतः**–આદર પામેલા. ૭૦૭ **युगाधिपः** ધર્મ તથા અધર્મનું ફળ આપનારા. ૭૦૮ **गोपालिः**–ઇંદ્રિયોના પાલક ૭૦૯ **गोपतिः**–કિરણોના સ્વામી. ૭૧૦ **ग्रामः**–સમુદાયરૂપ. ૭૧૧ **गोचर्मवसनः**–બળદનું ચામડું ઓઢનારા. ૭૧૨ **हरिः**–ભક્તોનાં દુઃખોનું હરણ કરનારા. ૧૧૫ ૭૧૩ **हिरण्यबाहुः**-સુવર્ણના બાહુવાળા, સુંદર ભુજાવાળા. ૭૧૪ **प्रवेशिनां गुहापालः**- ઘણા કાળસુધી કાષ્ટની પેઠે સ્થિર બેસી રહેનારા યોગીઓના શરીરની રક્ષા કરનારા. ૭૧૫ **प्रकृष्टारिः**–જેણે બળપૂર્વક કામાદિ શત્રુઓનો નાશ કરી નાંખ્યો છે એવા, અર્થાત્ કામાદિક શત્રુનો બળાત્કારથી નાશ કરનારા. ૭૧૬ **महाहर्षः**–મોટા હર્ષ સ્વરૂપ. ૭૧૭ **जितकामः**–કામને જિતનારા. ૭૧૮ **जितेंद्रियः**–ઇંદ્રિયોને જિતનારા. ૧૧૬ ૭૧૯ **गांधारः**-સ્વરરૂપ વિશેષ. ૭૨૦ **सुवासः**–કૈલાસ નામના સુંદર ધામવાળા. ૭૨૧ **तपःसक्तः**- તપમાં આસક્તિવાળા. ૭૨૨ **रति**–પ્રીતિરૂપ.૭૨૩ **नरः**–વિરાટ પુરુષરૂપ ૭૨૪ **महागीतः**–ઉત્તમ પુરુષોથી વેદમાં ગવાયેલા. ૭૨૫ **महानृत्यः**– મહાન નૃત્ય કરનારા.૭૨૬ **अप्सरोगणसेवितः**–અપ્સરાઓના ગણોથી સેવાયેલા.૭૨૭ **महाकेतुः**–જેની ધ્વજામાં વૃષભનું ચિહ્ન છે. **महाधातुः**– મેરૂ પર્વતરૂપ. ૭૨૯ **नैकसानुचर चलः**-અનેક શિખરો ઉપર ફરનારા.

૭૩૦ **चलः**–દુઃખેથી ગ્રહણ કરી શકાય તેવા.૭૩૧ **आवेदनीयः**–વાણીથી

અગોચર હોવા છતાં ગુરૂઓથી ઉપદેશ કરી શકાય તેવા. ૭૩૨ आदेश–સાક્ષાત્ ઉપદેશરૂપ. ૭૩૩ सर्वगंधसुखावहः–એકીસમયે સર્વ ગંધો, એટલે વિષયોનું સુખ ગ્રહણ કરનારા ૧૧૮. ૭૩૪ तोरण–નગરના દરવાજારૂપ. ૭૩૫ तारण જિતવાની ઈચ્છાવાળાઓને ખાઇ વગેરેથી તારનારા. ૭૩૬ वात-પવનરૂપ. ૭૩૭ परिधिः–કિલ્લારૂપ ૭૩૮ पतिखेचर પક્ષીઓના રાજા ગરૂડરૂપ ૭૩૯ संयोग– સંસારની વૃદ્ધિ માટે સ્રીપુરૂષનો સંયોગ કરાવનારા, કામરૂપ. ૭૪૦ वृद्ध–જ્ઞાન, ઐશ્વર્ય વગેરેથી વૃદ્ધ ૭૪૧ * अतिवृद्ध સર્વથી વૃદ્ધ. ૭૪૨ गुणाधिका–ઉત્તમ ગુણોવડે શ્રેષ્ઠ. ૧૧૯. ૭૪૩ नित्यआत्मसहाय–નિત્ય આત્માની સહાયતાવાળા. ૭૪૪ देवासुरपति–દેવો અને અસુરોના પતિ. ૭૪૫ पति–સર્વના પતિ. ૭૪૬ युक्त–સંગ્રામ આદિકમાં સજ્જ. ૭૪૭ युक्तबाहु-શત્રુનું મર્દન કરવા યોગ્ય બે બાહુવાળા. ૭૪૮ दिविसुपर्वणदेव–સ્વર્ગમાં ઇંદ્રના આરાધ્ય દેવ. ૧૨૦. ૭૪૯ आषाढ–સર્વ સહન કરવાનું સામર્થ્ય આપનારા. ૭૫૦ सुषाढ સુખેથી સર્વને સહન કરવાનું સામર્થ્ય આપનારા. ૭૫૧ ध्रुव–ચંચળતારહિત, ૭૫૨ हरिण–શુદ્ધ. ૭૫૩ हर શત્રુનો નાશ કરનારા, ત્રિશૂળને ધારણ કરનારા, ત્રિશુળધારી. ૭૫૪ आवर्तमानोन्योवपु– સત્કર્મ પૂરૂં થતાં સ્વર્ગમાંથી ભ્રષ્ટ થનારાઓને અન્ય શરીર આપનારા.

૭૫૫ ÷वसुश्रेष्ठ –ધનના કરતાં પણ શ્રેષ્ઠ. ૭૫૬ महापथ– શિષ્ટાચારરૂપ, ઉત્તમ માર્ગરૂપ. ૧૨૧ ૭૫૭ शेहारी–બ્રહ્માના પાંચમા મસ્તકનું છેદનકર્તા. विमर्श-વિચારશીલ–અર્થાત્ બ્રહ્માનું મસ્તક પૂરો વિચાર કરીને કાપનારા; પરંતુ માત્ર ક્રોધથી નહી કાપનાર (આ બન્ને નામ એકજ છે.) ૭૫૮ सर्वलक्षणलक्षित–સામુદ્રિક શાસ્રમાં કહેલાં સર્વ શુભ લક્ષણોથી યુકત. ૭૫૯ रथयोगा अक्ष–અક્ષ એટલે ધરીરૂપ છે. તેથી યોગરૂપ રથની

---

÷ विप्राणां ज्ञानतो ज्यैष्ठयं क्षत्रियाणां तु शौर्यतः ।
वैश्यानां धनबाहूल्याच्छूद्राणां वयसाऽधिकं ॥

વિપ્રો જ્ઞાનવડે મોટા ગણાય છે. ક્ષત્રિયો શૌર્યથી મોટા ગણાય છે, વૈશ્યો ધન વડે મોટા ગણાય છે અને શૂદ્રો વય ઉમર વડે મોટા ગણાય છે.

સાથે જોડાયેલા અક્ષરૂપ (ધરીરૂપ). ૭૬૦ **सर्वयोगी**–સર્વને સ્પર્શ કરનારા. ૭૬૧ **महाबल**–મહાબળવાન. ૧૨૨ ૭૬૨ **समाम्नाय**–વેદરૂપ. ૭૬૩ **असमाम्नाय**,–સ્મૃતિ, ઇતિહાસ,પુરાણાદિ શાસ્ત્રરૂપ. ૭૬૪ **तीर्थदेव** તીર્થરૂપ તથા દેવરૂપ અથવા તીર્થોના દેવરૂપ. ૭૬૫ **महारथ**–પૃથ્વી રૂપી રથવાળા. ૭૬૬ **निर्जीव**–અચેત એવા પ્રપંચરૂપ. ૭૬૭ **जीवन** અચેતન એવા દેહાદિકને ચૈતન્ય આપનારા. ૭૬૮ **मंत्र**–પ્રણવરૂપ અથવા તો મરણ પામેલાને સજીવન કરનારા મંત્રરૂપ. ૭૬૯ **शुभीक्ष**–શાન્ત કલ્યાણકારી, દષ્ટિવાળા, ૭૭૦**बहुकर्कश**–મહાકઠોર. ૧૨૩. ૭૭૧ **रत्नप्रभूत** ઉત્તમ રત્નોના ભંડારરૂપ. ૭૭૨ **रत्नांग**–રત્નસમાન પ્રદીપ્ત અંગવાળા. ૭૭૩ **महार्णवनिपानविद्**–મોટામોટા સમુદ્રોને પણ નાના હવાડાઓની પેઠે શુષ્ક કરી નાંખનારા. ૭૭૪ **मूलभू** સંસારરૂપી વૃક્ષના મૂળ અધિષ્ઠાનરૂપ. ૭૭૫ **विशाल**–અત્યંત શોભાયમાન. ૭૭૬ **अमृत**–અમૃતરૂપ.

૭૭૭ **व्यक्ताव्यक्त**–કાર્ય તથા કારણરૂપ. ૭૭૮ **तपोनिधि**–તપના ભંડારરૂપ.૧૨૫.૭૭૯ **आरोहण** પરમપદ ઉપર ચઢાવવાની ઇચ્છાવાળા ૭૮૦ **अधिरोह**–પરમ પદમાં આરૂઢ થયેલા. ૭૮૧ **शीलधारी**–સદાચારી. ૭૮૨ **महायशा**–મહા યશસ્વી. ૭૮૩ **सेनाकल्प**–સેનાના આભૂષણરૂપ. પરાક્રમરૂપ. ૭૮૪.**महाकल्प**–દિવ્ય આભૂષણોવાળા. ૭૮૫ **योग**–ચિત્તવૃત્તિના નિરોધરૂપ. ૭૮૬ **युगकरे**–કલ્પાદિક સર્વ યુગોના પ્રવર્તક. ૭૮૭ **हरि**-શરીરને એક પ્રદેશથી બીજે પ્રદેશ લઇ જનારા,અર્થાત્ ચરણના અધિષ્ઠાયક દેવતા, અથવા તો ત્રિવિક્રમ. ૧૨૫.૭૮૮ **युगरूप**–યુગનું સ્વરૂપ ધારણ કરનારા; ધર્મ, અધર્મ અને તેના સંકરરૂપ. ૭૮૯ **महारूप**–મહાન્ છતાં અરૂપ એટલે નિરાકાર. ૭૯૦ **महानागहन**–ગજાસુરનો નાશ કરનારા. ૭૯૧ **वध**–મૃત્યુરૂપ. ૭૯૨ **न्यायनिर्वपण**–ધર્માનુસાર મનોરથને પૂરનારા. ૭૯૩ **पाद**–શરણે જવા યોગ્ય. ૭૯૪ **पंडित**–પરોક્ષજ્ઞાની. ૭૯૫ **अचलोपम**–તત્ત્વજ્ઞાની. ૭૯૬ **बहुमाल** –અનંત લીલાવાળા ૭૯૭ **महामाल**–ચરણપર્યંત લટકનારી મોટી માળાને ધારણ કરનારા. ૭૯૮ **शशीहरसुलोचन**–ચંદ્ર જેની સુંદર દૃષ્ટિરૂપ છે એવા,

૯૨. ૭૯૯ **विस्तारोलवणकूप**–લવણરૂપ મોટા આચ્છાદાનવાળા કૂવારૂપ, મોટા ક્ષારસમુદ્રરૂપ. ૮૦૦ **त्रियुग**–કળિયુગ સિવાયના ત્રણ સત્ય, દ્વાપર અને ત્રેતા યુગરૂપ ૮૦૧ **सफलोदय**–સફળ અવતારને ધારણ કરનારા-૧૨૭. ૮૦૨ **त्रिलोचन** શાસ્ત્ર, આચાર્ય અને ધ્યાન આ ત્રણ નેત્રવડે જેનાં યથાર્થ દર્શન થઇ શકે તેવા. ૮૦૩ **विषण्णांग**–આઠ પ્રકારની ભૂમિ વગેરે મૂર્તિથી રહિત–અર્થાત્ શુદ્ધ ભૂમારૂપ.*

૮૦૪ **मणिबिद्ध**–કાનમાં છિદ્રવાળા–અર્થાત્ કુંડળધારી. ૮૦૫ **जटाधर**–જટાધારી. ૮૦૬ **बिन्दु**–ૐના અનુસ્વારરૂપ, ૮૦૭ **विसर्ग**–વિસર્ગરૂપ. ૮૦૮ **सुमुख**–સુંદર મુખવાળા. ૭૦૯ **शर**–બાણરૂપ. ૮૧૦ **सर्वायुध**–સર્વ આયુધો ધરનારા. ૮૧૧ **सह**–સર્વ સહન કરનારા. ૮૧૨ **निवेदन**–સર્વ વૃત્તિઓથી ઉપરામ પામેલા જ્ઞાનવાળા. ૮૧૩ **सुखाजात**–સર્વ વૃત્તિઓના લય પછી પ્રકટનારા. ૮૧૪ **सुगंधार**–સુંદર ગંધાર દેશમાં જન્મેલા. ૮૧૫ **महाधनु**–મહાધનુષ્ય--પિનાકને ધારણ કરનારા. ૮૧૬ **गन्धपाली**–ગંધ એટલે સર્વ સૂક્ષ્મ પ્રપંચ વાસનાઓને પાલન કરનારા, સર્વ પ્રાણીઓની બુદ્ધિની વાસનારૂપ.

૮૧૭ **भगवान्**–છ ઐશ્વર્યસંપન્ન એવા. **सर्वकर्मणामुत्थान**-સર્વ કર્મનું ઉત્પત્તિસ્થાન. ૧૨૯. ૮૧૮ **मंथानोबहुलोवायु**–આખા જગતને હચમચાવવામાં સમર્થ એવા પ્રલયકાળના પવનરૂપ. ૮૧૯ **सकल**–સંપૂર્ણ. ૮૨૦ **सर्वलोचन**–સર્વના દ્રષ્ટા, સર્વને જોનારા. ૮૨૧ **तलस्ताल**–હાથના તળિયાથી ઉત્પન્ન થયેલા, તાલ નામના વાદિત્ર-રૂપ. ૮૨૨ **करस्थाली**–હાથરૂપી ભોજનપાત્રવાળા, ૮૨૩ **ऊर्ध्वसंहनन**-દ્દઢ શરીરવાળા. ૮૨૪ **महान्**–અત્યંત ઉચ્ચ કાયાવાળા. ૧૩૦. ૮૨૫ **छत्रम**–છત્રરૂપ. ૮૨૬ **सुच्छत्र**–સુંદર છત્રવાળા. ૮૨૭ **विख्यातोलोक**-પ્રાણીમાત્રમાં પ્રસિદ્ધ. ૮૨૮ **सर्वाश्रयः क्रमः**- સર્વના આધારભૂત અને

* નિરાકાર ઇશ્વરવિષે પણ સૂક્ષ્મ રૂપે મૂર્તિઓનો અન્વય છે, તેનાથી પણ આ શિવ અંતરંગ છે, તેથી તે 'શુદ્ધભૂમા' કહેવાય છે.

ત્રણ પગલાંથી ત્રણ જગતને ભરી લેનારા. ૮૨૯ **मुण्ड**–મૂંડેલા માથાવાળા. ૮૩૦ **विरूप**–ભયંકર રૂપવાળા. ૮૩૧ **विकृत**–જેનામાં સર્વ વિક્રિયાઓ સહજ છે એવા. ૮૩૨ **दंडी**–દંડધારી ૮૩૩ **कुण्डी**–ખપ્પરધારી. ૮૩૪ **विकुर्वण**–કર્મથી પ્રાપ્ત થઇ શકે નહીં તેવા. ૧૩૧. ૮૩૫ **हर्यक्ष**-સિંહરૂપ. ૮૩૬ **ककुभः**-સર્વ દિશારૂપ. ૮૩૭ **वज्री**-વજ્રધારી ઇંદ્રરૂપ. ૮૩૮ **शतजिह्व**-સો જીભવાળા ૮૩૯ **सहस्रपात्**–હજાર ચરણવાળા, તથા **सहस्रमूर्धा**-હજાર મસ્તકવાળા. ૮૪૦ **देवेन्द्र**–દેવોના રાજા. ૮૪૧ **सर्वदेवमय**–સર્વ દેવતાઓરૂપ. ૮૪૨ **गुरु**-ગુરુસ્વરૂપ. ૧૩૨. ૮૪૩ **सहस्रबाहु**–હજાર બાહુવાળા. ૮૪૪ **सर्वांग**-સર્વ ઠેકાણે વ્યાપક. ૮૪૫ **शरण्य**–શરણાગતની રક્ષા કરનારા. ૮૪૬ **सर्वलोककृत्**-સર્વ લોકોને ઉત્પન્ન કરનારા. ૮૪૭ **पवित्र**-પવિત્ર તીર્થાદિકરૂપ. ૮૪૮ **त्रिककुन्मंत्र**–ત્રણ ખુંધની પેઠે બીજ, શક્તિ તથા કીલક, એ ત્રણ જેમાં ઉચ્ચ સ્થાનકો રહેલાં છે, એવા મંત્રરૂપ. ૮૪૯ **कनिष्ठ**–અદિતિના પુત્રોમાં સૌથી નાના પુત્ર, વામનસ્વરૂપ. ૮૫૦ ***कृष्णपिंगल** શ્યામરૂપે હરિ તથા પિંગટરૂપે હર, એમ હરિરૂપ તથા હરરૂપ ધારી.×૧૩૩.

૮૫૧ **ब्रह्मदण्डविनिर्माता**–બ્રહ્મદંડના નિર્માણકર્તા. ૮૫૨ **शतघ्नीपाशशक्तिमान्**–શતઘ્ની, પાશ અને શક્તિને ધારણ કરનારા. ૮૫૩ **पद्मगर्भ**–બ્રહ્મારૂપ. ૮૫૪ **महागर्भ**–વિશાળ ઉદરવાળા. ૮૫૫ **ब्रह्मगर्भ**–જેના ઉદરમાં વેદ રહેલા છે એવા. ૮૫૬ **जलोद्भव**-સમુદ્રમાંથી દ્રષ્ટા રૂપે પ્રકટ થયેલા. ૧૩૪.૮૫૮ **गभस्ति**–કિરણમંડળવાળા. ૮૫૮ **ब्रह्मकृत्**–વેદકર્તા. ૮૫૯ **ब्राह्मी**·વેદનું અધ્યયન કરનારા. ૮૬૦ **ब्रह्मवित्**- વેદનો અર્થ જાણનારા. ૮૬૧ **ब्राह्मण**–બ્રહ્મનિષ્ઠ. ૮૬૨ **गति** બ્રહ્મનિષ્ઠોની ગતિરૂપ. ૮૬૩ **अनन्तरूप**-અપાર રૂપધારી. ૮૬૪ **नैकात्मा**–અનેક શરીરોને ધારણ કરનારા.

---

* આ નામ હરિહરાત્મક–હરિ અને હર એકાત્મા હોવાનું સૂચક છે. કૃષ્ણ–હરિ; પિંગલ–હર.

× વજ્ર પ્રત્યક્ષ વસ્તુનો નાશ કરે છે. પણ બ્રહ્મદંડ તો અગોચર વસ્તુઓનો પણ નાશ કરે છે. શંકર એવા બ્રહ્મદંડના રચનારા છે.

૮૬૫ **स्वयंभुवस्तिग्मतेजा** -સ્વયંભૂ બ્રહ્માના મસ્તકનું છેદન કરવાથી બ્રહ્માની દૃષ્ટિએ દુઃસહ પરાક્રમી. ૧૩૫.૮૬૬ **ऊर्ध्वगात्मा**-ત્રણ પ્રકારની ઉપાધિથી દૂર એવા આત્માવાળા—અર્થાત્ ત્રણ ઉપાધિથી રહિત. ૮૬૭ **पशुपति**-જીવોના ઇશ્વર. ૮૬૮ **वातरंहस्**-વાયુ જેવા અતિત્વરાવાળા વેગ—ગતિવાળા. ૮૬૯ **मनोजव**-મનના જેવા વેગ—ગતિ—વાળા. ૮૭૦ **चंदनीः**- ચંદનથી જેનું શરીર ચર્ચિત છે એવા. ૮૭૧ **पद्मनालाग्र**-કમળનું નાળ જેના અગ્ર ભાગમાં છે એવા—અર્થાત્ કમળના નાળના મૂળરૂપ. ૮૭૨ ***सुरभ्युत्तरण**-કામધેનુને ઊર્ધ્વ સ્થાનેથી નીચે (પૃથ્વી ઉપર) ઉતારી પાડનારા.

૮૭૩ **नर**-જેના અંતને કોઇ પણ પહોંચી શકતું નથી એવા.૧૩૧ ૮૭૪ **कर्णिकारमहास्रग्वी**-કરેણનાં પુષ્પોની મોટી માળાને ધારણ કરનારા.૮૭૫ **नीलमौलि**-માથાપર નીલમણિનો મુકુટ પહેરનારા. ૮૭૬ ×**पिनाकधृक्**-પિનાક નામના ધનુષને ધારણ કરનારા. ૮૭૭ **उमापति**-બ્રહ્મવિદ્યાના સ્વામી. ૮૭૮ **उमाकान्त**-બ્રહ્મવિદ્યાએ વશ કરાયેલા. ૮૭૯ ×× **जाह्नवीधृक्**-જહ્નુની પુત્રી ગંગાને ધારણ કરનારા.

*એવી એક આખ્યાયિકા છે કે:—એક સમયે બ્રહ્માને વિષ્ણુ સાથે વાદ થયો. તેમાં બ્રહ્માએ કહ્યું કે મેં શંકરનું મસ્તક જોયું છે. ત્યારે તેમનું એવું અસત્ય ભાષણ સાંભળી, વિષ્ણુએ કહ્યું કે, જો તમે શંકરનું મસ્તક જોયું હોય તો તેમાં કોઈની સાક્ષી આપો. ત્યારે બ્રહ્માએ કામધેનુને કહ્યું કે, મેં શંકરનું મસ્તક જોયું છે; એ બાબતમાં તારે સાક્ષી આપવી. એ ઉપરથી કામધેનુએ બ્રહ્માના ભયને લીધે ખોટી સાક્ષી આપી કે બ્રહ્માએ શંકરનું મસ્તક જોયું છે. તે પછી મહાદેવે કામધેનુને શાપ આપ્યો કે, તેં ખોટી સાક્ષી પૂરી છે; માટે તારી પ્રજા અપવિત્ર વિષ્ઠાનું ભક્ષણ કરશે. આ રીતે કામધેનુને શંકરે શાપ આપ્યો હતો.

× "જેનું નાક કહેતાં દ્યોઃ ચમકાર પીળો છે તેનું નામ "પિનાક." ત્રિપુરાસુર સ્વર્ગનો રાજા થઈ બેઠો હતો. તે સમયે દેવોએ મહાદેવના જે ધનુષના બળથી સ્વર્ગને પાછું મેળવ્યું હતું. તે પર્વતરૂપ 'પિનાક' નામનું શંકરનું ધનુષ્ય હતું. તે ધનુષ્યને ધારણ કરનારા તે **पिनाकधृक्**-ઈંદ્રે. જે સમયે નમુચિને સમુદ્રનું ફીણ મારી નાશ કર્યો હતો તે સમયે ઈંદ્રના ફીણમાં જેમ વજ્રે પ્રવેશ કર્યો હતો તેમ જ પર્વતમાં પણ પિનાકે કર્યો હતો તેથી પર્વત ધનુષ્યરૂપ થયો હતો.

+ +ભગીરથરાજાએ તપશ્ચર્યા કરી, શિવની જટામાંથી ગંગાને કેવી રીતે છોડાવી તે પ્રસિધ્ધ જ છે.

૮૮૦ **उमाधवः**-ઉમા-પાર્વતીના પતિ. ૧૩૭ ૮૮૧ **वराह**-પૃથ્વીનો ઉદ્ધાર કરવા માટે યજ્ઞરૂપી આદિવરાહરૂપે થયેલા. ૮૮૨ **वरद** વરદાન આપનારા, અથવા તો ઉત્તમ અવતારોથી જગતનું પાલન કરનારા. ૮૮૩ **वरेण्य**-વરવા યોગ્ય, ઇચ્છવા યોગ્ય. ૮૮૪ **सुमहास्वन**-વેદના મંત્રોવડે મોટી ગર્જના કરનારા, હયગ્રીવરૂપ. ૮૮૫ **महाप्रसाद**-ભક્તો ઉપર મોટી કૃપા કરનારા. ૮૮૬ **दमन**-કામાદિ દુષ્ટોનો નિગ્રહ અથવા તેમને શિક્ષા કરનારા. ૮૮૭ **शत्रुहा**--શત્રુને સંહારનારા. ૮૮૮ * **श्वेतपिंगल**-શ્વેતરંગના તથા પીળા રંગના. ૧૩૮.

૮૮૯ † **पीतात्मा**-સુવર્ણ જેવા પીળા રંગના શરીરવાળા. ૮૯૦ **परमात्मा**-આનંદમય કોશરૂપ. **अन्नमय, प्राणमय, मनोमय, विज्ञानमय** અને **आनंदमय** આ પાંચ કોશોથી પર રહેલા, જીવાત્માઓથી પણ શ્રેષ્ઠ. ૮૯૧ **प्रयतात्मा**-(પ્રાણાયામથી) શુદ્ધ ચિત્તવાળા ૮૯૨ **प्रधानधृक्** જગતના કારણભૂત પ્રધાનના અધિષ્ઠાનરૂપ. ૮૯૩ **सर्वपार्श्वमुख**-ચોતરફ મુખવાળા, અર્થાત્ પાંચ મુખવાળા. ૮૯૪ **त्र्यक्ष**-સોમ, સૂર્ય અને અગ્નિ, એ ત્રણ નેત્રવાળા, ૮૯૫ **धर्मसाधारणोवर**-પુણ્યને અનુસરતી રીતે કૃપા કરનારા. ૧૩૯. ૮૯૬ **चराचरात्मा-( चलाचलात्मा )** કર્મમાર્ગરૂપ તથા પ્રસાદમાર્ગરૂપ અથવા તો આવૃત્તિમાર્ગરૂપ-અર્થાત્ જન્મમરણ કરનારા કર્મમાર્ગરૂપે અને અનાવૃત્તિ માર્ગરૂપ-અર્થાત્ મોક્ષરૂપ. ૮૯૭ **सूक्ष्मात्मा**-ઉપર કહેલા બન્ને માર્ગથી જાણવામાં આવે નહિં, તેવાજ અજ્ઞેય આત્મા. ૮૯૮ **मृ अतो गोवृषेश्वर**-મરણરહિત અમર અને નિષ્કામ ધર્મના ઇશ્વર-અર્થાત્ મોક્ષફળને આપનારા. ૮૯૯ **साध्यर्षि**-સાધ્ય એટલે દેવોના પણ દેવ અને તેના ઋષિ એટલે આચાર્ય,

---

× શંકર અર્ધનારી નટેશ્વરનું સ્વરૂપ ધારણ કરે છે. તેમાં દક્ષિણ તરફનો અર્ધભાગ શ્વેત રંગનો હોય છે અને ડાબી તરફનો અર્ધભાગ સુવર્ણના જેવો પીળા રંગનો હોય છે.

× એક પ્રતમાં **प्रीतात्मा**-એવું નામ છે જેનો અર્થ આત્મા સંતુષ્ટ રહે એવા એ, છે.

૯૦૦ + **आदित्योवसु**:–આદિતિના પુત્ર એવા વસુરૂપ* ૯૦૧ **विवस्वान**:– જગતને ઢાંકી દેનારાં કિરણોના સમૂહવાળા, જે જગતને વિશેષે કરીને ઢાંકી દે છે વિવ:– અર્થાત્ કિરણોની જાળથી ઢાંકી દેનારા, જગતને કર્મમાં પ્રેરનારા અથવા તો જગતને ઉત્પન્ન કરનારા તથા યજ્ઞમાં જેનો રસ કાઢવામાં આવે છે એવા સોમરૂપ. ૧૪૦.૯૦૨ **व्यास**:– પુરાણોના તથા ઈતિહાસોના રચનારા વ્યાસરૂપ. ૯૦૩ **सर्ग**:– પુરાણિકરૂપ, **सुसंक्षेप**:– સૂત્રરૂપ તથા **विस्तर** – ભાષ્ય તરિકે વિસ્તારરૂપ પણ શિવ છે+ ૯૦૪ **पर्यय नर**:– સમષ્ટિ જીવરૂપ, વૈશ્વાનરરૂપ, ૯૦૫ **ऋतु**:– ઋતુરૂપ, ૯૦૬ **सवत्सर**:–વર્ષરૂપ, ૯૦૭ **मास**:– માસરૂપ, ૯૦૮ **पक्ष**:– પક્ષ–પખવાડીયાં–રૂપ. ૯૦૯ **संख्यासमापन**:– ઋતુ આદિકની સંખ્યાની સમાપ્તિરૂપ–અર્થાત્ સંક્રાન્તિરૂપ તથા દર્શપૂર્ણ માસરૂપ. ૧૪૧–૯૧૦ **कला**:– કળારૂપ. ૯૧૧ **काष्ठा**:– કાષ્ઠારૂપ. ૯૧૨ **लव**:– લવરૂપ, ૯૧૩ **मात्रा**;– માત્રારૂપ. ૯૧૪ **मुहूर्ताः क्षपा**:– મુહૂર્ત, દિવસ અને રાત્રિરૂપ. ૯૧૫ **क्षण**:– કાળના ઋતુ વગેરે અવયવરૂપ, ૯૧૬ **विश्वक्षेत्र**:– બ્રહ્માંડરૂપી વૃક્ષના કયારારૂપ, ચિદાત્મા. ૯૧૭ **प्रजाबीज**:– પ્રજાના બીજરૂપી માયાવિશિષ્ટ ચૈતન્યભૂત, અવ્યકતરૂપ. ૯૧૯ **लिंग**:– મહત્ત-ત્વરૂપ. ૯૧૯ **आद्योनिर्गम**:– પ્રથમ અંકુરરૂપ–અર્થાત્ અહંરૂપી પ્રથમ અધ્યાસરૂપ. ૧૪૨.૯૨૦ **सत्**:– કાર્યરૂપ. ૯૨૧ **असत्**:– કરણરૂપ+ ૯૨૨ **व्यक्त**:– ઈંદ્રિયગ્રાહ્ય પ્રપંચરૂપ. ૯૨૩ **अव्यक्त अह–न जानासि**:– એવા એક અનુભવથી જ જાણવામાં આવે તેવા અજ્ઞાનરૂપ. ૯૨૪ **पिता**:- પિતા રૂપ. ૯૨૫ **माता**:– માતારૂપ, ૯૨૬ **पितामह**:– પિતામહરૂપ ૯૨૭ **स्वर्गद्वार**:–સ્વર્ગના દ્વારભૂત તપરૂપ. ૯૨૮ **प्रजाद्वार**:– પ્રજાના દ્વારભૂત રાગ–પ્રેમરૂપ ૯૨૯ **मोक्षद्वार**:– વૈરાગ્યરૂપ ૯૩૦ **त्रिविष्टपम्**:– સ્વર્ગના સાધનભૂત ધર્મરૂપ ૧૪૩

*ઉપરિચર નામના રાજા વસુનો નિર્દેશ કરવા માટે અહીં **आदित्य** એવું વસુનું વિશેષણ આપ્યું છે.

×અહીં આ ત્રણેય પદને એકમાં ગણવામાં આવ્યું છે. હોમમાં આવો મંત્ર ભણવામાં આવે છે કે— **ॐ सर्गाय सुसंक्षेपाय विस्तराय स्वाहा ॥**

૯૩૧ **निर्वाण** :- મોક્ષરૂપ. ૯૩૨ **ह्लादन** :- આનંદ આપનારા. ૯૩૩ **ब्रह्मलोक** :-સત્યલોકરૂપ. ૯૩૪ **परागतिः**-સત્ય લોકના કરતાં પણ ઉત્તમ ગતિરૂપ. ૯૩૫ **देवासुरविनिर्माता**:-દેવો અને અસુરોને ઉત્પન્ન કરનારા. ૯૩૬ **देवासुरपरायण** :-દેવો અને અસુરોના પરમ આશ્રયરૂપ. ૧૪૪ ૯૩૭ **देवासुरगुरु** :-દેવોના તથા દૈત્યોના ગુરૂ-અર્થાત્ બૃહસ્પતિ અને શુક્ર રૂપ. ૯૩૮ **देवः**-વિજયેચ્છાવાળા. ૯૩૯ **देवासुरनमस्कृत** :-દેવોથી તથા દૈત્યોથી નમસ્કાર કરાતા. ૯૪૦ **देवासुरमहामात्रः**-દેવોમાં અને અસુરોમાં ઉત્તમ. ૯૪૧ **देवासुरगणाश्रयः**-દેવો અને અસુરોના ગણો-મંડળો જેનો આશ્રય કરે છે એવા. ૧૪૫. ૯૪૨ **देवासुरगणाध्यक्ष** :-દેવોના અને અસુરોના ગણોના અધ્યક્ષરૂપ, અર્થાત્ ઇંદ્ર, વિરોચન, વગેરે રૂપ. ૯૪૩ **देवासुरगणाग्रणी** :-દેવતાનાં ટોળાંના અગ્રણી, કાર્તિકસ્વામીરૂપ તથા દૈત્યોના ટોળાના અગ્રણી કેશિ દૈત્યરૂપ.૯૪૪**देवातिदेवः**-ઇંદ્રિયોથી પર સ્વયં પ્રકાશમાન.૯૪૫**देवर्षि**:-દેવોમાં ઋષિ, નારદરૂપ.૯૪૬**देवासुरवरप्रद** :-બ્રહ્મા, રૂદ્ર, આદિરૂપે દેવોને તથા અસુરોને વર આપનારા. ૧૪૬ ૯૪૭ **देवासुरेश्वर**-દેવોના તથા અસુરોના ઈશ્વર. ૯૪૮ **विश्व** :-જગતમાં નિવાસ કરનારા, અર્થાત્ જગતના ગર્ભસ્વરૂપ. ૯૪૯ **देवासुरमहेश्वर** :- દેવો તથા અસુરોના ઇશ્વરના ઇશ્વરરૂપ, મહેશ્વરરૂપ, ૯૫૦ **सर्वदेवमय**-સર્વ દેવતારૂપ અગ્નિ એ શિવસ્યરૂપ છે, ચંદ્રસૂર્યાદિ, એ નેત્રાદિ સ્વરૂપ છે. ૯૫૧ **अचिन्त्यः**-જેના વિના બીજા ચિંતન કરવા યોગ્ય નથી એવા. ૯૫૨ **देवतात्माः**-દેવોના અંતરાત્મારૂપ. ૯૫૩ **आत्मसंभव** :-સ્વયંસિદ્ધ. ૧૪૭. ૯૫૪ **उद्भिद्**-જે ફળને પ્રકટ કરે છે તે, સ્થાવરરૂપ અથવા તો ઉદ્‌ભિદ્ નામના યજ્ઞરૂપ. ૯૫૫ **त्रिविक्रमः**-ત્રણ પગલાંથી ભૂમિને ભરનારા, વામન રૂપ. ૯૫૬ **वैद्यः**-વિદ્યાવાળા. ૯૫૭ **विरजः**-નિર્મળ. ૯૫૮ **नीरजः**-રજોગુણથી રહિત. ૯૫૯ **अमरः**-નાશરહિત. ૯૬૦ **ईड्यः**-સ્તુતિ કરવા યોગ્ય. ૯૬૧ **हस्तीश्वरः**-કાળહસ્તીશ્વર નામના વાયવ્ય લિંગરૂપ. ૯૬૨ **व्याघ्रः**-વ્યાઘ્રેશ્વર નામધારી. ( કલિંગ દેશમાં એ નામનું એક શિવલિંગ છે. ) ૯૬૩ **देवसिंहः**-દેવોમાં પરાક્રમી. ૯૬૪ **नरर्षभः**-મનુષ્યોમાં પણ શ્રેષ્ઠ. ૧૪૮. ૯૬૫ **विबुधः**-વિશેષ બુદ્ધિમાન. ૯૬૬

**અગ્રવર**:–યજ્ઞના હવિ ભાગોને પ્રથમ ગ્રહણ કરનારા.૯૬૭ **સૂક્ષ્મ** :–દુઃખવડે જાણવામાં આવે તેવા. ૯૬૮ **સર્વદેવ**:–સર્વ દેવતામય, ૯૬૯ **તપોમય**:– તપસ્વી. ૯૭૦ **સુયુક્ત**:–અત્યંત તત્પર રહેનારા. ૯૭૧ **શોભન**:–કલ્યાણુ-કારી. ૯૭૨ **વજ્રી**:–વજ્રનું આયુધ ધારણ કરનારા. ૯૭૩ **પ્રાસાનાંપ્રભવ**:– પ્રાસ જાતિનાં આયુધોના ઉત્પત્તિસ્થાન. ૯૭૪ **અવ્યય**:- એકાગ્ર ચિત્ત વડે પ્રાપ્ત કરી શકાય તેવા,નિર્વિકારી.૧૪૯ ૯૭૫ **ગુહ**:–કાર્તિકસ્વામી. ૯૭૬ **કાન્ત**:–ક એટલે સુખ–આનંદ, અને અંત એટલે સીમા–અર્થાત્ આનંદની પરાકાષ્ઠારૂપ, એટલે નિરતિશય આનંદ અને શાશ્વત્ સુખ-સ્વરૂપ. ૯૭૭ **નિજઃસર્ગ**:–પોતાથી અભિન્ન. ૯૭૮ **પવિત્રં**:–પવિ એટલે વજ્ર, તેના જેવા મૃત્યુના દુઃખમાંથી ત્રાણ એટલે રક્ષણ કરનારા. ૯૭૯ **સર્વપાવન**:–બ્રહ્મા વગેરે સર્વ પ્રજાપતિ માત્રને પવિત્ર કરનારા. ૯૮૦ **શૃંગી**:- વૃષભાદિકરૂપ. ૯૮૧ **શૃંગપ્રિય**:- પર્વતના શિખર ઉપર પ્રીતિ રાખનારા ૯૮૨ **બભ્રુ**:–શનૈશ્ચરરૂપ.૯૮૩ **ગજરાજ**:– કૂબેરરૂપ. ૯૮૪ **નિરામય**:- નિર્દોષ, રોગથી, દોષથી સદાયે રહિત ૧૫૦. ૯૮૫ **અભિરામ**:–પ્રીતિ ઉત્પન્ન કરનારા. ૯૮૬ **સુરગણ**:- દેવોના સમુદાયરૂપ. ૯૮૭ **વિરામ**:–સર્વના ઉપરામરૂપ. ૯૮૮ **સર્વસાધન**:– જેને પ્રાપ્ત કરવા માટે આશ્રમનાં સર્વ કર્મ સાધનભૂત છે એવા. ૯૮૯ **લલાટાક્ષ**:–જેના લલાટમાં નેત્ર છે એવા. ૯૯૦ **વિશ્વદેવ**:– બ્રહ્માંડોરૂપ દડાઓથી ક્રીડા કરનારા. ૯૯૧ **હરિણ**:-મૃગરૂપ. ૯૯૨ **બ્રહ્મવર્ચસ્**:–વિદ્યા તથા તપથી ઉત્પન્ન થનારા બ્રહ્મતેજને ધારણ કરનારા. ૧૫૧ ૯૯૩ **સ્થાવરાણાં પતિ**:-સ્થાવરોના પતિ–અર્થાત્ હિમાચલ આદિરૂપ, ૯૯૪ **નિયમેન્દ્રિયવર્ધન**:–મનનો અને ઇંદ્રિયોનો નિગ્રહ કરીને નાશ કરનારા, અર્થાત્ મનરહિત થઈને સમાધિને પ્રાપ્ત કરનારા. ૯૯૫ **સિદ્ધાર્થ**:–નિત્ય સિધ્ધ એવા. સિધ્ધ એટલે મોક્ષના અર્થી–અર્થાત્ તત્ત્વજ્ઞાનાર્થી રૂપ. ૯૯૬ **સિદ્ધભૂતાર્થ**:–પ્રથમથી જ સિદ્ધ એવા મોક્ષ રૂપી પદાર્થને સાધનારા. ૯૯૭ **અચિન્ત્ય**:–ઉપાસનાવડે વિચારમાં આવે નહીં તેવા, અર્થાત્ પ્રત્યગાત્મારૂપ. ૯૯૮ **સત્યવ્રત**:–સત્ય એટલે બ્રહ્મને માટેજ વ્રત–તપશ્ચરણ કરનારા. ૯૯૯ **શુચિ**:–નિર્મળ ચિત્તવાળા.

૧૦૦૦ **व्रताधिपः**–વ્રતના અધિપતિ, ભિન્ન ભિન્ન વ્રતનાં ફળને આપનારા. ૧૦૦૧ **परः**–વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ, આ અપર બ્રહ્મથી પણ પર, એટલે તુરીય ત-ત્વરૂપ કહેતાં ચોથા અદ્વૈત ત-ત્વરૂપ, ૧૦૦૨ **ब्रह्म**:–દેશથી, કાળથી તથા વસ્તુથી માપ વિનાના. ૧૦૦૩ **भक्तानां परमा गतिः**–ભક્તોની કૈવલ્યગતિરૂપ. ૧૦૦૪ **विमुक्तः**–મરણ પછી સંપૂર્ણ રીતે મુક્ત થયેલા હોય તેવા. ૧૦૦૫ **मुक्ततेजाः**–લિંગશરીરથી રહિત. ૧૦૦૬ ***श्रीमान्**:–યોગરૂપી લક્ષ્મીથી સંપન્ન. ૧૦૦૭ **श्रीवर्धनः**–ત્રણ વેદમાં કહેલી, કર્મ, ઉપાસના તથા જ્ઞાનકાંડરૂપ લક્ષ્મીની વૃદ્ધિ કરનારા, અર્થાત્ વેદમાં કહેલાં કર્મ, ઉપાસના અને જ્ઞાનનું અનુષ્ઠાન કરીને તેમાં વૃદ્ધિ કરનારા. ૧૦૦૮ **जगत्**:– +અવ્યાકૃતથી ઘટપર્યંત સર્વ નાશવંત વસ્તુરૂપ તમે છો. ૧૫૩

હે યુધિષ્ઠિર ! આ પ્રમાણે શિવ–મહેશ્વરનાં અસંખ્ય (દશ હજાર) નામો છે; પરંતુ તેમાંથી મુખ્ય મુખ્ય હતાં તે એક હજાર ને આઠ નામો વડે મેં ભક્તિપૂર્વક ભગવાનની સ્તુતિ કરી છે. એવા ભગવાન શંકરને બ્રહ્માદિ દેવતાઓ તેમ જ ઋષિઓ પણ સત્યસ્વરૂપે જાણી શકતા નથી. ૧૫૪ જગતના પતિ ભગવાન શંકર સ્તુતિ કરવા યોગ્ય, પૂજન કરવા યોગ્ય અને વંદન કરવા યોગ્ય છે;

*ભીષ્મ જેવા ઇચ્છામૃત્યુ. યોગી મૃત્યુને જિતીને ઇચ્છા પ્રમાણે આ લોકમાં જ રહે છે, અથવા તો મસ્તકની નાડી વડે બ્રહ્મલોકમાં જાય છે. આ લોકમાં જ લિંગશરીરનો કાંચળીની પેઠે ત્યાગ કરીને વિશુદ્ધ એવા કૈવલ્યને પામે છે.

+ **जगत्**:–શબ્દની વ્યુત્પત્તિ–**गच्छति इति जगत्** જે રૂપાન્તરને પામે છે, જે ચાલ્યાં જ કરે છે તે **जगत्**. આવી **जगत्** શબ્દની વ્યુત્પત્તિ છે. તેથી પ્રધાન વગેરે સર્વને જગદ્રૂપ કહી શકાય. કપિલ મુનિનો સિદ્ધાન્ત એ પ્રમાણે છે, કે પરબ્રહ્મ પ્રથમ સ્થિર હતા તે જ જગતરૂપે થયા. એમ કહેવાથી **स्थिर** એવા **भूमा ब्रह्म**ને વિષે જગતની કલ્પના કરવામાં આવી છે, અને તેથી **आत्मैवेदंसर्वं** આ સર્વ આત્મારૂપ છે, **ब्रह्मैवेदं सर्वं** આ સર્વ બ્રહ્મરૂપ છે, **तत्त्वमसि** તે તું છે, **अहं ब्रह्मास्मि** હું બ્રહ્મરૂપ છું, **अयमात्मा ब्रह्म** આ આત્મા બ્રહ્મરૂપ છે. આ રીતે શાસ્ત્રથી પ્રસિદ્ધ એવા અદ્વૈત બ્રહ્મને **जगत्** શબ્દથી પ્રતિપાદન કરવામાં આવેલ છે.

છતાં તેમની સંપૂર્ણ રીતે સ્તુતિ કોણ કરી શકે તેમ છે? કોઈ જ નહીં. પરંતુ મને તો તે ભગવાનની અનુજ્ઞા મળી હતી તેથી જ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ અને યજ્ઞના પતિ, એ વ્યાપક દેવની હું ભક્તિપૂર્વક સ્તુતિ કરી શક્યો છું. જે ભક્તપુરુષ નિત્ય સાવધાન અને પવિત્ર થઈને પુષ્ટિ આપનારાં આ નામોવડે શંકર દેવની સ્તુતિ કરે છે, તે પુરુષ પોતે જ પોતાના આત્મારૂપ શંકરને પામે છે. ૧૫૫–૧૫૭ આ શિવસહસ્રનામસ્તોત્ર પરબ્રહ્મરૂપ જ છે, સાક્ષાત્ બ્રહ્મવિદ્યા જ છે, માટે આ સ્તોત્રનો નિત્ય પાઠ કરનાર પુરુષ પરબ્રહ્મને અવશ્ય પામે જ છે. વળી ઋષિઓ અને દેવતાઓ પણ સર્વથી પર રહેલા, એ પરમાત્માની આ સ્તોત્રવડે જ સ્તુતિ નિરંતર કર્યા કરે છે. ૧૫૮

ભક્તો ઉપર અનુકંપા (દયા) કરનારા, ભગવાન મહાદેવ છે. તેઓ સર્વવ્યાપક છે. તેમની, ચિત્તને એકાગ્ર કરનારા પુરુષો જો સ્તુતિ કરે છે તો તેઓના પર એ ભગવાન પ્રસન્ન થાય છે; અને તેમની સ્થિતિ પોતાના આત્મામાં કરે છે, અર્થાત્ તેમને મોક્ષ આપે છે. ૧૫૯ તેમ જ મનુષ્યોમાં જે મનુષ્યો, મુખ્યત્વે કરીને આસ્તિક તથા શ્રદ્ધાળુ હોય છે તેઓ અનેક જન્મોમાં ભક્તિપૂર્વક સ્તોત્રો કરીને સર્વ કરતાં શ્રેષ્ઠ અને સનાતન એવા ઈશાન દેવની સ્તુતિ કર્યા કરે છે અને મહાતેજસ્વી એવા તે મનુષ્યો મન, વચન તથા કર્મથી શુદ્ધભાવ ધારણ કરીને સૂતાં, જાગતાં, જતાં, બેસતાં અને આંખોને ઉઘાડતાં તથા મીંચતાં, ટુંકમાં હરેકે હરેક નાની મોટી ક્રિયા–કર્મ કરતાં કરતાં પણ તે ભગવાનનું જ વારંવાર ચિંતન કર્યા જ કરે છે. ઉપરાંત મહાદેવની કથાઓનું શ્રવણ કરતાં અને બીજાઓને તેનું શ્રવણ કરાવતાં તે ભક્ત મનુષ્યો, સ્તુતિઓ કરે છે. સ્તુતિ કરતાં કરતાં તેઓ પોતે સ્તુતિપાત્ર બને છે, નિત્ય સંતુષ્ટ રહે છે અને તેમાં જ આનંદ પામે છે. ૬૦–૬૩

મનુષ્ય, સંસારમાં અનેક યોનિઓમાં ભટકી ભટકીને કરોડો જન્મ ધારણ કરે છે અને એમ કરતાં કરતાં સર્વ પ્રકારનાં પાપોથી જ્યારે મુક્ત થાય છે, ત્યારે તેને શંકર ઉપર ભક્તિ ઉત્પન્ન થાય છે. ૧૬૪

તે પછી ક્રમે ક્રમે વધતાં તેને જ્યારે સંપૂર્ણ ભાવથી અથવા પ્રેમથી શંકર ઉપર અભેદ—અનન્ય ભકિત ઉત્પન્ન થાય છે અને ભાગ્યયોગે સર્વ પ્રકારનાં સર્વ સાધનો તેને મળી આવે છે, ત્યારે 'शिवोऽहं' એવી શુદ્ધ ભાવના તેનામાં જાગ્રત થાય છે. ૧૬૫ ખરેખર, ભગવાન શંકર ઉપર નિર્વિઘ્ન, નિશ્ચળ અને અવ્યભિચારિણી ભકિત ઉત્પન્ન થવી, એ દેવોને માટે પણ દુર્લભ છે, તો પછી પામર મનુષ્યોમાં તો તેવી ભકિત ન જ મળી આવે, એ દેખીતું છે. તેથી માત્ર, મનુષ્યોના પર તે ભગવાનનો જ જ્યારે અનુગ્રહ થાય છે, ત્યારે તેમના પર એવી અનન્ય ભકિત ઉત્પન્ન થાય છે, કે જેનાવડે ભગવાનની ભકિતથી પરાયણ ચિત્તવાળા મનુષ્યો, પરમ સિદ્ધિને પામે છે, અર્થાત્ શિવસ્વરૂપ થાય છે. ૧૬૭ જે મનુષ્યો સર્વ પ્રકારે ભાવયુકત થઈને મહેશ્વરને શરણે જાય છે, તેઓનો સંસારમાંથી ઉદ્ધાર શરણાગતવત્સલ દેવ શંકર કરે છે. ૧૬૮ સંસારથી મુકત કરનારા દેવ શંકર વિના બીજા સર્વ દેવો મનુષ્યોના તપોબળનો અવશ્ય નાશ જ કરે છે; કેમકે તેઓનામાં બીજા પ્રકારની (સંસારથી મુકત કરવાની) કંઈ શકિત જ નથી. ૧૬૯

આવા હેતુથી જ હે કૃષ્ણ! ઇંદ્ર સમાન તેજસ્વી અને પવિત્ર બુદ્ધિને ધારણ કરનારા તંડિ ઋષિએ, કાર્યકારણના પતિ અને હસ્તી. ચર્મને ધારણ કરનારા ભગવાન શંકરની જ સ્તુતિ કરી હતી. ૧૭૦ ભગવાન શંકરના આ સ્તોત્રને બ્રહ્માએ પોતે નિત્ય કંઠે ધારણ કર્યું છે. માટે શંકરની સમીપમાં નિત્ય આ સ્તોત્રનો જે મનુષ્ય પાઠ કરે છે તેને બ્રહ્મા, બ્રાહ્મણ તરીકે ઓળખે છે. ૧૭૧ આ સ્તોત્ર પુણ્યકારક છે, પવિત્ર છે, સર્વદા પાપનો નાશ કરનારૂં છે, યોગ આપનારૂં છે, મોક્ષ આપનારૂં છે, સ્વર્ગ આપનારૂં છે અને સંતોષ આપનારૂં છે. ૧૭૨ માટે જે પુરૂષ, શંકર ઉપર ભકિત રાખીને આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને સાંખ્યયોગી જ્ઞાનીઓને તથા યોગયોગીઓને જે ગતિ પ્રાપ્ત થાય છે તે ગતિ પ્રાપ્ત થાય છે. ૧૭૩ જે પુરુષ, નિત્ય ભકિતયુકત થઈને રુદ્રદેવની સમીપમાં એક વર્ષ પર્યંત આ સ્તોત્રનો નિષ્ઠાપૂર્વક પાઠ કરે છે, તેને ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે. ૧૭૪

પરમ રહસ્ય રૂપ આ સ્તોત્ર પ્રથમ બ્રહ્મદેવના હૃદયમાં જ રહ્યું હતું. તે પછી બ્રહ્માએ ઈંદ્રને તે કહ્યું; ઈંદ્રે મૃત્યુને કહ્યું; મૃત્યુએ રુદ્રોને કહ્યુ; અને રુદ્રો પાસેથી તંડિ ઋષિને પ્રાપ્ત થયું. તંડિ ઋષિએ મહાન તપશ્ચર્યા કરીને બ્રહ્મલોકમાંથી આ સ્તોત્ર પ્રાપ્ત કર્યું હતું. તે પછી તંડિ ઋષિએ ગૌતમગોત્રના શુક્રને આ સ્તોત્ર કહ્યું હતું; અને હે માધવ! શુક્રે વિવસ્વાનના પુત્ર મનુને તે કહ્યું હતું. ૧૭૭ મનુએ સમાધિનિષ્ઠ રહેનારા બુધ્ધિમાન નારાયણ નામના સાધ્ય દેવને કહ્યું હતું, અને અસ્ખલિત શકિતવાળા સાધ્યનારાયણે યમદેવને આ સ્તોત્ર કહ્યું હતું. ૧૭૮ વિવસ્વાનના પુત્ર ભગવાન યમદેવે નાચિકેતને કહ્યું હતું અને હે વાર્ષ્ણેય! નાચિકેતે માર્કંડેય ઋષિને આ સ્તોત્ર કહ્યું હતું. ૧૭૯ તે પછી હે જનાર્દન! માર્કંડેય ઋષિ પાસેથી મેં (ઉપમન્યુએ) આ સ્તોત્રને નિયમપૂર્વક પ્રાપ્ત કર્યું છે; અને હું, બીજાઓએ કદિ નહીં સાંભળેલા આ સ્તોત્રને આજે તમને (કૃષ્ણને) અર્પણ કરૂં છું. ૧૮૦ હે શત્રુઓનો સંહાર કરનાર કૃષ્ણ! આ સ્તોત્ર સ્વર્ગ, આરોગ્ય, આયુ-ષ્ય અને ધનને આપનારૂં છે, તેમ જ વેદતુલ્ય પવિત્ર છે; જેથી આનો પાઠ કરનારા પુરૂષને દાનવો, યક્ષો, રાક્ષસો, પિશાચો, યાતુધાનો, ગુહ્યકો કે સર્પો પણ વિઘ્ન કરી શકતા નથી.”

શ્રીકૃષ્ણે કહ્યું:—હે કુંતાપુત્ર યુધિષ્ઠિર! જે પુરૂષ પવિત્ર થઇને, બ્રહ્મચર્ય પાળીને, ઈંદ્રિયો જિતીને તથા અખંડ નિયમોનું પાલન કરીને એક વર્ષ પર્યંત આ સ્તોત્રનો પાઠ કરે છે, તેને અશ્વમેધ યજ્ઞ કર્યાનુ ફળ મળે છે. ૧૮૧-૧૮૨

———:૦:———

## ઊર્મિ પાંચમી

### શિવભકિતપ્રશંસા

વૈશંપાયને કહ્યું;—હે જનમેજય રાજા! તે પછી મહાયોગી મુનિ કૃષ્ણદ્વૈપાયને (વ્યાસે) યુધિષ્ઠરને કહ્યું કે:—‘હે પુત્ર! આ સ્તોત્રનો તું પાઠ કર. તારૂં કલ્યાણ થશે. તારા ઉપર મહેશ્વર પ્રસન્ન

થશે. ૧ હે પુત્ર ! પૂર્વે મેરુ પર્વત ઉપર હું મહાન તપશ્ચર્યા કરતો હતો, ત્યારે હે મહારાજા ! પુત્ર મેળવવા માટે આ સ્તોત્રનો જ મેં પાઠ કર્યો હતો. ૨ તેને લીધે હે પાંડુનંદન ! મને સર્વ મનોરથો પ્રાપ્ત થયા છે. તે જ રીતે તું પણ શંકર પાસેથી સર્વ કામનાઓ મેળવીશ." ૩

તે પછી દેવોમાં માન્ય થયેલા સાંખ્યાચાર્ય કપિલ ઋષિએ કહ્યું:—"હે યુધિષ્ઠર ! મેં અનેક જન્મો પર્યંત મહાદેવનું ભકિતપૂર્વક આરાધન કર્યું હતું; જેથી તે ભગવાને સંસારનો નાશ કરનારૂં ઉત્તમ જ્ઞાન મને આપ્યું છે."

તે પછી ઇંદ્રના પ્રિય મિત્ર ચારુશીર્ષ નામના મુનિ કે જે આલંબાયન એવા બીજા નામથી પ્રસિદ્ધ થયા હતા અને જે કરુણામય હતા, તેમણે યુધિષ્ઠરને કહ્યું કે:—"હે રાજન્ ! પૂર્વે ગોકર્ણ નામના તીર્થમાં જઇને મેં સો વર્ષોપર્યંત તપશ્ચર્યા કરી હતી અને શંકરનું આરાધન કર્યું હતું. તેના પ્રભાવથી હે પાંડુપુત્ર ! યોનિથી નહીં જન્મેલા, દમ ગુણને ધારણ કરનારા, ધર્મને જાણનારા, મહાતેજસ્વી, જરાથી મુકત રહેનારા, દુઃખરહિત અને એક લાખ વર્ષના આયુષ્યવાળા સો પુત્રો મને શંકર પાસેથી મળ્યા છે."૪–૭

તે પછી ભગવાન વાલ્મીકિએ યુધિષ્ઠિરને કહ્યું કે:—"હે ભારત ! અગ્નિહોત્રને ધારણ કરનારા મુનિઓ સાથે મારે પ્રથમ વાદવિવાદ થયો હતો. તે સમયે તેઓએ ક્રોધાયમાન થઇને મને શાપ આપ્યો હતો કે, "હે વાલ્મિક ! તું બ્રહ્મહત્યારો થઇ જઇશ." એટલે તે જ ક્ષણે બ્રહ્મહત્યાનો અધર્મ મારા શરીરમાં દાખલ થયો. ત્યારે હું, નિર્દોષ, અને કામનાઓને સફળ કરનારા ભગવાન શંકરને શરણે ગયો હતો; જેથી તુરત જ દુઃખનો વિનાશ કરનારા તે દેવે પાપથી મને મુકત કર્યો હતો. તે ઉપરાંત ત્રિપુરાસુરનો વધ કરનારા તે ભગવાને મને વર આપ્યો છે કે, "તને જગતમાં ઉત્તમ યશ પ્રાપ્ત થશે."૮–૧૦

તે પછી ઋષિઓની વચ્ચે, સૂર્યસમાન પ્રકાશી રહેલા, ધાર્મિકોમાં શ્રેષ્ઠ જમદગ્નિના પુત્ર પરશુરામે, કુંતાપુત્ર યુધિષ્ઠિરને કહ્યું કે:—"હે પાંડુ રાજાના જ્યેષ્ઠ પુત્ર ! મારા પિતા સમાન મારા મોટાભાઇઓનો

મેં વધ કર્યો હતો, ત્યારે તે પાપને લીધે મને ઘણુંજ દુઃખ થતું હતું; તેથી હે રાજા ! હું પવિત્ર થઇને મહાદેવને શરણે ગયો હતો અને આ હજાર નામોથી તેમની મેં સ્તુતિ કરી હતી. પછી તે ભગવાન મારા પર પ્રસન્ન થયા હતા, અને તેમણે એક પરશુ અને બીજાં દિવ્ય અસ્ત્રો મને આપ્યાં હતાં. વળી તેમણે આ પ્રમાણે મને બીજા વર આપ્યા હતાઃ "તારામાં કોઇ પ્રકારનું પાપ રહેશે નહીં, અજિત થઇશ, તારી ઉપર મૃત્યુની સત્તા પણ ચાલી શકશે નહીં, અને વૃદ્ધાવસ્થાથી તું મુકત થઇશ." આ પ્રમાણે મયૂરપિચ્છને ધારણ કરનારા, કલ્યાણમૂર્તિ ભગવાન શંકરે મને કહ્યું હતું અને તે બુદ્ધિમાન દેવદેવની કૃપાથી એ સર્વ મને મળ્યું પણ છે."૧૧–૧૫

પછી વિશ્વામિત્રે કહ્યું:–"હે યુધિષ્ઠિર! હું, પૂર્વે ક્ષત્રિય જાતિનો હતો.મને બ્રાહ્મણ થવાની બહુબહુ ઇચ્છા થઇ. એટલે મહાદેવનું મેં આરાધન કર્યું હતું અને તેમના પ્રસાદથી જ મેં બ્રાહ્મણપણું પ્રાપ્ત કર્યું છે, કે જે મહાદુર્લભ છે."

પછી અસિતગોત્રના દેવલ ઋષિએ પાંડુપુત્ર યુધિષ્ઠિર રાજાને કહ્યું કેઃ–"હે કુંતાપુત્ર ! મેં ધર્મશાસ્ત્રથી કંઇક વિરૂદ્ધ વર્તન કર્યું હતું, તેથી મહાસમર્થ દેવ ઇદ્રે કોપાયનમાન થઇને મારા ધર્મનો નાશ કરી નાંખ્યો હતો. તે સમયે ભગવાન શંકરે ધર્મ, યશ અને દીર્ઘ આયુષ્ય મને અર્પણ કર્યાં હતાં."૧૬–૧૮

તે પછી ઇંદ્રના પ્રિય મિત્ર ઋષિ ગૃત્સમદ કે જે બૃહસ્પતિસમાન તેજસ્વી હતા અને મહાસમર્થ હતા તેમણે યુધિષ્ઠિરને કહ્યું કેઃ–૧૯

"હે રાજન, પૂર્વે ચાક્ષુષ મનુના પુત્ર ભગવાન વસિષ્ઠે, અચિંત્ય દેવ ઇંદ્રના એક હજાર વર્ષપર્યંત ચાલનારા યજ્ઞમાં, સામમંત્રોનો ઉચ્ચાર કરતી વખતે મને આ પ્રમાણે કહ્યું હતું:–"હે શ્રેષ્ઠ બ્રાહ્મણ ! તેં રથંતર સામનો ઉચ્ચાર કરવામાં સારી રીતે લક્ષ્ય આપ્યું નથી, માટે પુનઃ બુદ્ધિપૂર્વક તું વિચાર કર અને હે ઉત્તમ બ્રાહ્મણ ! પાપનો તું ત્યાગ કર. હે અત્યંત દુષ્ટ બુદ્ધિવાળા પાપી ! તેં અશુદ્ધ ઉચ્ચાર કરીને એવું પાપ કર્યું છે, કે જેને લીધે આ યજ્ઞ કેવળ નિષ્ફળ

થશે." એમ કહીને અત્યંત ક્રોધાયમાન થયેલા ને ઋષિએ મને શાપ આપ્યો કે, "તું બુદ્ધિરહિત, દુઃખી અને નિત્ય ભયભીત થઇને વનમાં રઝળતો થઇશ, અને અગીઆર હજાર ને આઠસો વર્ષપર્યંત જળ તથા પવનથી રહિત અને મનુષ્યો તથા મૃગો વિનાના પ્રદેશમાં કે જ્યાં યજ્ઞોપયોગી વૃક્ષોનો અભાવ હશે અને વરુઓ તથા સિંહો વસી રહ્યા હશે ત્યાં ક્રૂર મૃગરૂપે ઉત્પન્ન થઇશ અને મહાન દુઃખમાં આવી પડીશ." હે પાર્થ! એ ઋષિએ મને એ પ્રમાણે શાપ આપ્યો, એટલે તુરત જ હું મૃગરૂપે ઉત્પન્ન થયો. પરંતુ હું એ સ્થિતિમાં મહાદેવને શરણે ગયો, ત્યારે યોગી મહેશ્વરે મને વર આપતાં કહ્યું કેઃ—"તું અજર અને અમર થઇશ, દુઃખથી મુકત થઇશ, તારી અને મારી સમાનતા થશે અને તારો તથા ઇંદ્રનો આ યજ્ઞ અનાયાસે વૃદ્ધિ પામશે." આ રીતે વ્યાપક ભગવાન શંકરે મારા ઉપર અનુગ્રહો કર્યા હતા; કેમકે મન, વચન તથા કર્મથી અચિંત્ય એવા તે ભગવાન, સુખદુઃખને આપનારા છે અને સુખદુઃખના નિયામક છે. વળી હે યુદ્ધશ્રેષ્ઠ તાત! એ મહાદેવની કૃપાવડે વિદ્યામાં મારા સમાન બીજો કોઇ સમર્થ પંડિત નથી." ૨૯

પછી તે સમયે બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ પુનઃ કહેવા લાગ્યા કેઃ—"હે યુધિષ્ઠિર! સુવર્ણસમાન નેત્રવાળા મહાદેવને તપશ્ચર્યા કરીને મેં જ્યારે પ્રસન્ન કર્યા હતા, ત્યારે મારાપર પ્રસન્ન થઇને તે ભગવાને મને કહ્યું હતું કેઃ—"હે કૃષ્ણ! મારા પ્રસાદથી તું ધન કરતાં પણ લોકોને વધારે પ્રિય થઇ પડીશ; તેમજ યુદ્ધોમાં તું અજિત થઇશ અને તારૂં તેજ અગ્નિસમાન પ્રદીપ્ત થશે." એ પ્રમાણે બીજાં હજારો વરદાનો મહાદેવે મને આપ્યાં હતાં. વળી પૂર્વે (એક આગલા અવતારમાં) મણિમન્થ નામના પર્વત ઉપર કરોડો વર્ષો સુધી શંકરની મેં યથાસ્થિત પૂજા કરી હતી; એથી મારાપર પ્રસન્ન થઇને ભગવાન શંકરે મને આવું વચન કહ્યું હતુંઃ—"હે ભદ્રશ્રેષ્ઠ! તારૂં કલ્યાણ થાઓ. તારા મનમાં જે કોઈ પણ વિષયની ઇચ્છા હોય તે વિષયનો તું વર માગી લે." એટલે મસ્તકવડે પ્રણામ કરીને મેં આ પ્રકારનો વર માગ્યો હતોઃ—"મહાસમર્થ આપ મહાદેવ! મારી

પરમ ભકિત જોઇને મારાપર પ્રસન્ન થયા હો તો હે ઈશાન! મારી ભકિત તમારાપર નિત્યને માટે સ્થિર થાઓ.' પછી 'તથાऽस्तु' એમ કહીને ભગવાન ત્યાં જ અંતર્ધાન થઇ ગયા હતા." ૩૦–૩૬

જૈગીષવ્યે કહ્યું:–"હે યુધિષ્ઠિર! પૂર્વે, કાશી નગરીમાં મહાબળવાન ભગવાન શંકરે, મને આઠ ગુણવાળું ઐશ્વર્ય આપ્યું હતું." ૩૭

ગર્ગાચાર્યે કહ્યું:–"હે પાંડુપુત્ર! મેં સરસ્વતીના તટ ઉપર મનોયજ્ઞ કર્યો હતો, તેથી મારાપર પ્રસન્ન થયેલા ભગવાન શંકરે મને ચોસઠ કળાઓનું અદ્ભુત જ્ઞાન આપ્યું હતું; ઉપરાંત મારા સમાન બ્રહ્મવાદી એકહજાર પુત્રો મને આપ્યા હતા અને મારા પુત્રોને તથા મને દશ દશ લાખ વર્ષોનું આયુષ્ય અર્પણ કર્યું હતું." ૩૮,૩૯

પરાશરે કહ્યું:–" હે રાજન્! પૂર્વે (શર્વ) શંકરને પ્રસન્ન કરીને મનમાં મેં એવું ચિંતન કર્યું હતું કે, મહેશ્વર પાસેથી મને મહાતપસ્વી, મહાતેજસ્વી, મહાયોગી, મહાયશસ્વી, વેદનો વિસ્તાર કરનાર, લક્ષ્મીના નિવાસરૂપ, બ્રહ્મનિષ્ઠ અને કરૂણામય પુત્ર પ્રાપ્ત થાઓ. મેં મારા હૃદયમાં આવો જે વિચાર બાંધ્યો હતો તેને તે જ ક્ષણે સુરો–દેવો–માં શ્રેષ્ઠ મહાદેવે મને કહ્યું હતું કે:–"હે પરાશર! શંકર કનેથી હું ફળ મેળવીશ એવી જે સંભાવના તેં કરી છે તે સફળ થશે. મારા ઉપરની ભકિતના ફળથી તને કૃષ્ણ નામનો પુત્ર (એટલે વ્યાસ નામનો પુત્ર) પ્રાપ્ત થશે. એ તારો પુત્ર સાવર્ણિ નામના મનુના સમયમાં સપ્તર્ષિ થશે, વેદોનો વકતા થશે, કુરુવંશનો વૃદ્ધિકર્તા થશે, ઇતિહાસનો રચનાર થશે, જગતનું હિત કરનાર થશે, મહેન્દ્રને પ્રિય થશે અને એક મહામુનિ થશે. વળી હે પરાશર! તારો પુત્ર અજર તેમ જ અમર થશે." હે યુધિષ્ઠિર! એમ કહીને એ ભગવાન્ કે જે મહાયોગી, વીર્યવાન, અવિનાશી અને નિર્વિકારી છે, તે ત્યાં જ અંતર્ધાન થઇ ગયા હતા. ૪૦–૪૫

માંડવ્યે કહ્યું:–"હે રાજન્!" હું ખરેખર ચોર ન હતો; છતાં મારાપર ચોર તરીકેની શંકા લાવીને મને જ્યારે શૂળીપર ચઢાવવામાં આવ્યો હતો અને હું શરીરે ભેદાતો હતો ત્યારે હે રાજા! શૂળીપર

રહ્યે રહ્યે મેં મહાદેવની સ્તુતિ કરી હતી; તેથી એ દેવે મને કહ્યું હતું કેઃ–'હે બ્રાહ્મણુ ! આ શૂળીની શિક્ષાથી તું છૂટી જઈશ. તારૂં આયુષ્ય એક અબજ વર્ષનું થશે, તને શૂળીની પીડા થશે નહીં, આધિઓ ઉપાધિઓ તથા વ્યાધિઓથી તું મુકત થઈશ; અને હે મુનિ ! તારૂં શરીર ધર્મના ચોથા ચરણુરૂપ સત્યમાંથી જ ઉત્પન્ન થયું છે, માટે તું અનુપમ થઇશ. તારા જન્મને તું સફળ કર, તને સમગ્ર તીર્થોમાં નિર્વિઘ્ને સ્નાન કરવાનો સમય પ્રાપ્ત થશે; અને હે વિપ્ર ! અવિનાશી એવું ઉત્તમ સ્વર્ગસુખ પણ હું તને આપું છું." એમ કહીને હે મહારાજા ! તે પૂજવાયોગ્ય મહેશ્વર કે જે વૃષભ ઉપર બિરાજે છે, હાથીના ચર્મને ધારણુ કરે છે, મહાન તેજસ્વી છે અને દેવતાઓમાં શ્રેષ્ઠ છે, તે પોતાના ગણોની સાથે ત્યાં ને ત્યાં જ અંતર્ધાન થઇ ગયા."

ગાલવે કહ્યુંઃ–"હે પાંડુપુત્ર ! મારા ગુરુ વિશ્વામિત્રની આજ્ઞા થઇ, ત્યારે મારા પિતાને મળવા માટે હું ઘેર આવ્યો હતો. તે સમયે મારી માતા દુઃખપૂર્વક અત્યંત રુદન કરતી મને કહેવા લાગી કેઃ–"હે નિર્દોષ પુત્ર ! વિશ્વામિત્ર ગુરૂની આજ્ઞા લઇને તું ઘેર આવ્યો. તું વેદોથી શોભી રહ્યો છે. તરુણુ વયનો થયો છે અને દમગુણુનિષ્ઠ થયો છે; પરંતુ તારા પિતા તને–પોતાના પુત્રને જોવા માટે રહી શકયા નથી, અર્થાત્ મરણુ પામ્યા છે." મારી માતાનું એ વચન સાંભળીને મારા પિતાનું દર્શન ન થવા માટે હું નિરાશ થઇ ગયો. પછી મેં મારા મનને એકાગ્ર કરીને મહાદેવનાં દર્શન કર્યાં. એટલે તેમણે મને કહ્યું કેઃ–"હે પુત્ર ! તું, તારા પિતા અને માતા મૃત્યુથી રહિત થશો. તું તારા ઘરમાં પ્રવેશ કર. ત્યાં તને સત્વર તારા પિતાનાં દર્શન થશે." હે યુધિષ્ઠિર ! ભગવાને મને એવી અનુજ્ઞા આપી, એટલે તુરત જ હું મારે ઘેર ગયો. ત્યાં જઈને મેં જોયું તો મારા પિતા ઇષ્ટિ સમાપ્ત કરીને ઘરમાંથી બહાર નીકળતા હતા. તેમણે મંત્રાચમન કરીને હાથમાં દર્ભ, સમિધ તથા વૃક્ષો ઉપરથી ખરી પડેલાં ફળો ગ્રહણુ કર્યાં હતાં. મને જોતાં જ તે સર્વ પદાર્થોને નીચે મૂકીને મારા પિતા મને, કે જે હું સામો પ્રણામ કરીને ઉભો

હુનો તને ભેટી પડયા, મારૂં મસ્તક સુંઘ્યું, અને હર્ષથી અશ્રુભરેલી દૃષ્ટિથી કહ્યું કે:-'હે પુત્ર! ઘણુજ સારૂં થયું છે કે, વિદ્યાકાર્ય સમાપ્ત થતાં તું આવ્યો છે, અને તને આજે હું જોઇ શકયો છું."

વૈશંપાયને કહ્યુ:-એ પ્રમાણે ત્યાં હાજર રહેલા અનેક મુનિઓએ કહેલાં મહાત્મા શંકરનાં આવાં આવાં અદ્‌ભુત કર્મોનું શ્રવણ કરીને પાંડુપુત્ર યુધિષ્ઠિર પરમ આશ્ચર્ય પામ્યા. તે પછી વિષ્ણુ જેમ ઇંદ્રને કહે, તેમ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણ, ધર્મના નિધિરૂપ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા.

વાસુદેવે કહ્યું:-હે રાજન્! સૂર્યસમાન તેજસ્વી ઉપમન્યુએ મને કહ્યું છે કે, ૫૨-૬૧ જે પાપકર્મી મનુષ્યો, પોતાનાં પાપકૃત્યોને લીધે મલિન થયેલા હોય છે, તેઓ જ રજોગુણી તેમજ તમોગુણી વૃત્તિવાળા હોવાથી ઇશાન દેવને શરણે જતા નથી. ૬૨ માત્ર, જે બ્રાહ્મણો શુદ્ધ ભાવનાઓવાળા હોય છે તેઓ જ શંકરને શરણે જાય છે. જે પુરુષ પરમેશ્વર ઉપર ભકિત રાખીને સર્વથા—હરકોઈ પ્રકારે સંસારમાં વર્તે છે, છતાં તે અરણ્યમાં નિવાસ કરનાર શુદ્ધાત્મા મુનિઓ જેવા પવિત્ર જ ગણાય છે. જ્યારે ભગવાન શંકર પ્રસન્ન થાય છે, ત્યારે તેઓ બ્રહ્માપણું, વિષ્ણુપણું, ઇંદ્રપણું અથવા દેવતાઓ સહિત ત્રૈલોકયનું અધિપતિપણું પણ આપી દે છે. વળી હે તાત! જે મનુષ્યો કેવળ માનસિક ભાવથી પણ શંકરને શરણે જાય છે, તેઓ સર્વ પાપોનો ત્યાગ કરીને દેવોની સાથે સ્વર્ગમાં નિવાસ કરે છે. કોઇએક મનુષ્ય બીજાઓએ બંધાવેલી ધર્મશાળાઓને, તળાવોને અથવા વાવકૂવાઓને ભાંગીભાંગીને તોડી નાંખે અથવા તો આખા જગતને અગ્નિમાં હોમી દે, છતાં તે જો દેવ (વિરૂપાક્ષ) શંકરની પૂજા કરે છે, તો તેને લેશમાત્ર તેનું પાપ લાગતું નથી; તેમ જ કોઈએક મનુષ્ય સર્વ લક્ષણોથી મુક્ત હોય અથવા સર્વ પાપોથી યુક્ત હોય, છતાં જો ભગવાન શંકરનું મનમાં ચિંતન કરે છે, તો તે સર્વ પાપોનો નાશ કરી શકે છે. હે કેશવ! કીડાઓ, પક્ષીઓ, પંતગિયાંઓ અને પશુઓ પણ જો મહાદેવને શરણે જાય છે, તો તેઓને કોઈ સ્થળે પણ ભય નથી થતો. એ પ્રમા-

છે જ પૃથ્વીપરના જે મનુષ્યો મહાદેવની ભક્તિ કરનારા છે, તેઓ સંસાર-ના સપાટામાં કદિ સપડાતા જ નથી, એમ હું નિશ્ચે માનું છું."

તે પછી વળી પણ શ્રીકૃષ્ણે, ધર્મપુત્ર યુધિષ્ઠિરને આ પ્રમાણે કહ્યું. ૬૩-૭૦

શ્રીકૃષ્ણે કહ્યું:-" સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જળ, વસુઓ, વિશ્વેદેવાઓ, ધાતા, અર્યમા, શુક્ર, બૃહસ્પતિ, રુદ્રો, સાધ્યો, વરૂણ, ગોપ, બ્રહ્મા, ઈંદ્ર, વાયુ, ઉપનિષદો, વેદો, યજ્ઞો, દક્ષિણા, વેદપાઠકો, સોમ, યજ્ઞકર્તા યજમાન, હવ્ય, હવિષ, રક્ષા, દીક્ષા, અનેક પ્રકારના સંયમો, સ્વાહા, વૈષટ્, બ્રાહ્મણો, કામધેનુ, ઉત્તમ ધર્મ, કાળચક્ર, બળ, યશ, ઈન્દ્રિયનિગ્રહ, બુદ્ધિમાનોની સ્થિતિ, પાપ, પુણ્ય, સાત મુનિઓ, શ્રેષ્ઠ બુધ્ધિ, ઉત્તમ માનસિક દર્શન અને દૃષ્ટિથી અવલોકન, કર્મોની સિધ્ધિ, દેવોના સમુદાયો, ઉષ્ણના સહન કરનારા તપસ્વીઓ, સોમ રસનું પાન કરનારા યાજકો, ઇન્દ્રિય-નિગ્રહ કરનારા યોગીઓ, યમનિયમાદિ પાળનારા મહાત્માઓ તુષિત નામના દેવગણો, બ્રહ્મકાય (બ્રહ્મ-મંત્રરૂપ કાયાવાળા) નામના દેવતાઓ, આભાસુર નામના ગંધર્વો, (ગંધનું પાન કરનારા) કેવળ ગંધ ઉપર જીવનારા મુનિઓ, કેવળ ધુમાડાનું પાન કરીને જ તૃપ્ત રહેનારા તાપસો, વાણીને નિયમમાં રાખનારાઓ, માનસિક સંયમ કરનારાઓ, શુદ્ધ આચાર પાળનારાઓ, યોગ વડે અનેક શરીરોને ધારણ કરનારા યોગીઓ, સ્પર્શ ઉપર જીવન ચલાવનારા દેવતાઓ, દ્રષ્ટિમાત્રથી આજી-વિકા ચલાવનારા દેવતાઓ, ઘીનું પાન કરીને રહેનારા તપોધનો, સંકલ્પ-માત્રમાં ઇષ્ટ વસ્તુને પ્રકાશિત કરનારા સિધ્ધ પુરૂષો, દેવોમાં મુખ્ય ગણાતા દેવો, બીજા સર્વ દેવતાઓ, ગરૂડ, ગંધર્વો, પિશાચો, દાનવો, યક્ષો, ચારણો અને સર્પો, તેમ જ હે (આજમીઢ) યુધિષ્ઠિર રાજા! સ્થૂલ, સૂક્ષ્મ, મૃદુ, કઠોર, દુઃખ, સુખ, દુઃખ પછી પ્રાપ્ત થનારૂં સુખ, સાંખ્ય યોગ અને સર્વ શ્રેષ્ઠના કરતાં પણ શ્રેષ્ઠ એવી જે કંઈ વસ્તુ છે, તે સમગ્ર કેવળ શંકરથી જ ઉત્પન્ન થયેલી છે, એમ તારે જાણવું. ૭૧

વળી, બીજાદિકની પેઠે ભૂમિમાંથી ઉત્પન્ન થનારા સત્ત્વોના કર્તા, પંચ

મહાભૂતોને ઉત્પન્ન કરનારા, શ્રેષ્ઠ દેવતાઓ કે જેઓ આ ભુવનનું રક્ષણ કરે છે, તેઓ સર્વે એ મહાદેવથી જ ઉત્પન્ન થયેલા છે અને તેઓ આ પૃથ્વીમાં પ્રવેશ કરીને એ દેવની પુરાતની સૃષ્ટિનું રક્ષણ કરે છે. જે તત્ત્વને અનેક તપસ્વીઓ તપશ્ચરણદ્વારા શોધી રહ્યા છે અને જેની અપેક્ષાએ બીજાં સર્વ તત્ત્વો અત્યંત સ્થૂલ છે તે-વાણી તથા મનના અવિષયભૂત-તત્ત્વને હું મોક્ષ સંપાદન કરવા માટે નમન કરૂં છું. તે શંકર દેવ, કે જે સર્વના પ્રભુ છે, અને સદાય નિર્વિકાર છે, અને જેમની આપણે સ્તુતિ કરીએ છીએ, એ ભગનાન આપણને ઇચ્છિત વરો આપો. ૭૯

"જે પુરૂષ ઇન્દ્રિયોને નિયમમાં રાખીને, પવિત્રતા જાળવીને તથા અખંડ રીતે નિયમોનું પાલન કરીને બરાબર એક માસ પર્યંત સાવધાનપણે આ સ્તોત્રનો પાઠ કરે છે, તે પુરૂષને અશ્વમેધ યજ્ઞ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ મળે છે. ૮૦ પાર્થ ! પ્રત્યેક બ્રાહ્મણ આ સ્તોત્રનો પાઠ કરીને સમગ્ર વેદોને ( વેદ પાઠના ફળને ) સંપાદન કરી શકે છે. પ્રત્યેક રાજા, આ સ્તોત્રનો પાઠ કરીને આખી પૃથ્વીને જિતી શકે છે. પ્રત્યેક વૈશ્ય આ સ્તોત્રનો પાઠ કરીને વ્યાપારિક ઉત્તમ લાભ મેળવી શકે છે અને પ્રત્યેક શૂદ્ર આ સ્તોત્રનો પાઠ કરીને આ લોકમાં સુખ અને મરણ પછી પરલોકમાં ઉત્તમ ગતિ પ્રાપ્ત કરી શકે છે. ૮૧ અનેક યશસ્વી પુરૂષો સર્વ દોષોનો નાશ કરનારા, પુણ્યદાયી અને પવિત્ર એવા આ (સ્તવરાજ) સ્તોત્રનું શરણ લઇને પોતાના મનનો શંકરમાં લય કરે છે. ૮૨ જે મનુષ્ય, આ સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે તેના શરીરમાં જેટલાં રૂંવાટાંનાં છિદ્રો છે, તેટલાં હજાર વર્ષો પર્યંત તે સ્વર્ગમાં નિવાસ કરે છે."૮૩

## ઊર્મિ છઠ્ઠી

[ ઉપર નિરૂપેલો, શ્રી કૃષ્ણની પરમ શંકરભક્તિનો અને શિવ-સહસ્રનામ અર્થાત્ સ્તવરાજદ્વારા કરેલી પરમ શિવસ્તુતિનો પ્રસંગ

મહાભારતના અનુશાસનપર્વમાં છે, તેવો જ એ પર્વમાં શ્રી કૃષ્ણની શિવ-ભક્તિ અને શિવસ્તુતિનો બીજો પ્રસંગ આપવામાં આવેલો છે. એ પ્રસંગ મહાભારતના અનુશાસન પર્વના અધ્યાય ૧૫૯ થી ૧૬૧ માં નીચે પ્રમાણે વર્ણવાયલો છે.

અનુશાસન પર્વમાં જેમ શંકરમાહાત્મ્ય શિવસહસ્રનામદ્વારા વર્ણવાયલું છે તેવી જ રીતે અધ્યાય ૧૪૯ માં શ્રી વિષ્ણુનું માહાત્મ્ય દર્શાવનારૂં શ્રી વિષ્ણુસહસ્રનામનું સ્તોત્ર પણ બાણશય્યા પર સૂતેલા ભિષ્મપિતામહે ગાએલું છે. તે પછી ભારતસાવિત્રી નામનું એક બીજું સ્તોત્ર ભિષ્મપિતામહે, કહ્યું છે. (અ. ૧૫૦) આ બે સ્તોત્રો સાંભળી, તેમાં વર્ણવાયલો બ્રાહ્મણમહિમા સાંભળતાં યુધિષ્ઠિરે ભિષ્મપિતામહને કીયા બ્રાહ્મણો પૂજનીય છે? કેવા બ્રાહ્મણ સાથે કેવી રીતે વર્તવાથી મનુષ્યને હાનિ પહોંચે નહિ? બ્રાહ્મણ શ્રેષ્ઠ કે ક્ષત્રિય શ્રેષ્ઠ! અને બ્રાહ્મણની પૂજાથી શાં ફળ મળે? ઈત્યાદિ વિષે પ્રશ્નો કર્યા અને ભિષ્મપિતાહે પ્રાચીન ઇતિહાસ, દૃષ્ટાન્તો અને સ્તોત્રો સાથે તેના ખુલાસા નિરૂપ્યા. (અ. ૧૫૧-૧૫૮) છતાં એથી યુધિષ્ઠિરનો સંશય પૂરેપૂરો શમ્યો નહીં. અને શ્રીકૃષ્ણને તેમણે બ્રાહ્મણની પૂજાનું ફળ શું? એનો સ્વાનુભવ કથવા વિનતિ કરી. એટલે શ્રીકૃષ્ણે "દુર્વાસાની ભિક્ષા" એ પ્રકરણ વર્ણવ્યું:

કાલાગ્નિ, ક્રોધની પ્રતિમૂર્તિરૂપ રૂદ્ર ભગવાનનું એક સ્વરૂપ બ્રાહ્મણ દુર્વાસા નામે સુપ્રસિદ્ધ છે. એ શંકરાવતાર દુર્વાસાને પોતાને મંદિરે અતિથિરૂપે સત્કાર કરતાં તેમના ક્રોધથી પ્રજળતાં અનેક સંકટો, સંતાપો પોતે કેવી રીતે સહન કર્યાં હતાં અને અંતે શંકરસ્વરૂપ દુર્વાસાના પ્રસાદ અનુગ્રહ મેળવ્યા હતા તે સંબંધી નીચેની આખ્યાયિકા શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહી; જે સંક્ષેપ અહીં આપી છે.]

## દુર્વાસાની ભિક્ષા

શ્રીકૃષ્ણે કહ્યું:-" હે ભરતવંશી શ્રેષ્ઠરાજા! બ્રાહ્મણના ગુણો તને હું યથાર્થ રીતે કહું છું. હું પૂર્વે એક વખત દ્વારકામાં

બેઠા હતો ત્યારે બ્રાહ્મણોએ કોપાવેલા મારા પુત્ર પ્રદ્યુમ્ને મને પ્રશ્ન કર્યો કે, હે પૂજ્ય પિતા ! બ્રાહ્મણોની પૂજાનું ફળ શું ? શા માટે આ લોકમાં તેમ પરલોકમાં બ્રાહ્મણો ઇશ્વર (સમર્થ) ગણાય છે ? મેં તેને પ્રત્યુત્તર આપ્યો કે બ્રાહ્મણો સોમના રાજા છે. જગતને સુખ અને દુઃખ આપવા આ લોકમાં તથા પરલોકમાં બ્રાહ્મણો ઇશ્વર (સમર્થ) છે-સર્વ વર્ણમાં બ્રાહ્મણ મુખ્ય છે. તેમની પૂજા કરવાથી આયુષ્ય, કીર્તિ, યશ અને બળ વધે છે. હું રાજા છું એમ સમજી તારે બ્રાહ્મણો ઉપર ક્રોધ કરવો નહીં. જો બ્રાહ્મણો ક્રોધ કરે તો આખા જગતને બાળી ભસ્મ કરી દે, અને જો તેઓ પ્રસન્ન થાય તો વિશ્વમાં મહામૂલ્યવાન સર્વસ્વ આપી દે. એ સંબંધી આપણા મંદિરમાં બનેલો એક અપૂર્વ પ્રસંગ કહું છું તે સાંભળ.

હે પુત્ર ! પૂર્વે આપણા ઘરમાં એક બ્રાહ્મણ અતિથિ રૂપે રહેતો હતો. તે રંગે શ્યામ તથા પીળાશવાળો હતો. ચીંથરાંનાં વસ્ત્ર પહેરતો (દુર્વાસા) અને હાથમાં બીલીનો દંડ ધારણ કરતો હતો. તેને મોટી દાઢી હતી. તે શરીરે પાતળો હતો તે અતિશય પ્રચંડ અને ઉંચો પણ હતો. તે સ્વેચ્છાએ આ લોકમાં બધે ફરતો હતો અને આ ગાથા ગાતો હતો:

**दुर्वाससं वासयेत्को ब्राह्मणं सत्कृतं गृहे ॥**
**रोषणः सर्वभूतानां सूक्ष्मेप्यपकृते कृते ।**
**परिभाषां च मे श्रुत्वा कोनुदद्यात्प्रतिश्रवम् ॥**
**यो मां कश्चिद्वासयीत न स मां कोपयेदिति ।**

"આ દુર્વાસા બ્રાહ્મણને કયો પુરૂષ સત્કાર કરીને પોતાનાં ઘરમાં વસાવે ? મારો જરા પણ અપરાધ કરવામાં આવશે તો હું સર્વ પ્રાણીઓમાં ક્રોધી છું, તે તેને મારૂં બળ દાખવ્યા વિના નહીં છોડું. મારી પરિભાષા સાંભળીને મને કોણ આશ્રય આપશે ? જે મને ઘરમાં રાખે તેણે મને કદિ ગુસ્સે કરવો નહીં, (નહીં તો તેનું અનિષ્ટ થાય.)"

આવી વાણી સાંભળીને કોઇ દુર્વાસાને ઘરમાં વાસ આપતું નહીં. આ વાત જાણવા છતાં મેં તેને મારા મંદિરમાં વાસ આપ્યો. એ દુર્વાસા કોઇ

દિવસ હજારો મનુષ્યો જમે એટલું એ એકલો જ એકી વખતે જ જમી જતો, તો કોઈ દિવસ થોડું જમતો અને ઘણું ઘણુંક છાંડતો, તો કોઈ દિવસ બહાર જતો ત્યાંથી જમવા ટાણે આવતો જ નહીં. તે કદિક હસતો તો કદિક રોતો. એક સમયે તેણે અમારા મંદિરનાં રાચરચીલાં ને શય્યાઓને તેમ જ શણગારેલી દાસીઓને બાળી નાંખી અને ચાલ્યો ગયો. પાછો એક દિવસ આવી, ગરમગરમ દૂધપાક ખાવા માગ્યો. મારી સૂચનાથી અગાઉથી તૈયાર કરી રાખેલો દૂધપાક તેને ખાવા માટે ધર્યો. તેણે એ થોડોક ખાધો અને બાકીનો છાંડેલો દૂધપાક ગરમાગરમ હોવા છતાં મને મારા શરીરે ચોળવા આજ્ઞા કરી. મેં, એ છાંડેલો દૂધપાક મારે માથે અને સારે શરીરે ચોળ્યો. પછી હે પ્રદ્યુમ્ન ! તારી માતાને પણ બાકીનો દૂધપાક શરીરે ચોપડવા તેણે આજ્ઞા કરી. તારી માતા રૂકમણીએ પોતાને શરીરે એ દૂધપાક ચોપડયો. પછી તેણે એવા જ રંગઢંગવાળી તેને એક રથે ઘોડા તરીકે જોડી, અને પોતે એ રથમાં બેઠો અને તેને પરોણાની આર ખોસતો ખોસતો રથને ચલાવવા લાગ્યો. મારા દાશાહેં બંધુઓ એથી ચીઢાયા અને તેને મારવા દોડયા. મેં તેમને વાર્યા. હું એ રથની પાછળ દોડયો અને દુર્વાસાને પ્રસન્ન થવા વિનવ્યા. એટલે અત્યંત પ્રસન્ન થઇ તેણે મને વરદાન આપ્યું:

"હે કૃષ્ણ ! તેં સ્વભાવથી જ ક્રોધને જિત્યો છે. હે ઉત્તમ વ્રતધારી ! મેં તારો કોઇ પણ અપરાધ હજી જોયો નથી. હું તારી ઉપર પ્રસન્ન થયો છું. તારી ઇચ્છામાં આવે તે વરદાનો માગી લે. તારી પુણ્યકીર્તિ ત્રણે લોકમાં વધશે. મેં તારા ઘરની ભાંગી નાંખેલી સર્વે વસ્તુઓ સાજી થશે. તેં તારા જેટલા શરીર પર દૂધપાક ચોપડયો છે તેટલું સઘળું શરીર અખંડ રહેશે, અને તારી ઇચ્છામાં આવશે ત્યારે તું મૃત્યુને પામીશ."

પછી તારી માતા રૂક્ષ્મિણીને પ્રસન્ન થઇને દુર્વાસાએ વરદાન આપ્યું કે "હે કલ્યાણિની ! તું ત્રણે લોકની સ્ત્રીઓમાં શ્રેષ્ઠ થઇશ. તારી કીર્તિ સત્વર વ્યાપશે. તને ઘડપણ, રોગ, નિસ્તેજપણું, વગેરે બીલકુલ અસર નહીં કરે."

વળી કાલાગ્નિરૂપ દુર્વાસાએ મને કહ્યું કે "હે કેશવ ! બ્રાહ્મણો

ઉપર તારી આવી પ્રીતિ થાઓ અને આવી જ નિર્મળ બુદ્ધિ રહો." આ પ્રમાણે વરદાન આપી તે અંતર્ધાન થયા.

## ઊર્મિ સાતમી (ઇશ્વરપ્રશંસા)

યુધિષ્ઠિરે પૂછયું:–"હે મધુસૂદન ! દુર્વાસાના પ્રસાદથી તે સમયે તમે જે વિજ્ઞાન સંપાદન કર્યું હોય, તે સઘળું યથાસ્થિત તમારે મને કહેવું ઘટે છે. ૧ હે મતિવાનો–બુદ્ધિમાનો–માં શ્રેષ્ઠ કૃષ્ણ ! એ મહાત્માનું મહાભાગ્ય–કલ્યાણકારી મહત્વનું–કર્મ, તેમ જ તેમનાં નામો, એ સર્વ યથાર્થ રીતે જાણવાની મારી ઇચ્છા છે, માટે મને તે સહુ કહો." ૨

વાસુદેવે કહ્યું:–"હે રાજન્ ! એ દુર્વાસાની પાસેથી મેં જે કલ્યાણ તથા જે યશ સંપાદન કરેલ છે તે, ભગવાન કપર્દી-શંકર+–ને નમસ્કાર કરીને હું તમને ઘણા આનંદથી કહું છું. ૩ વળી હે પૃથ્વીપતિ ? હું પ્રતિદિન પ્રાતઃકાળમાં ઉઠીને બે હાથ જોડી, શંકરને નમીને પ્રયત્નપૂર્વક જે શતરુદ્રીય સ્તોત્રનો પાઠ કરૂં છું, તે પણ તમને કહું છું. માટે તે તમે સાવધાનતાથી સાંભળો. હે નૃપતિ ! શિવ સમસ્ત જગતમાં વ્યાપેલા છે, અને આખી સૃષ્ટિના સૃષ્ટા છે, તેનો પણ મહિમા હું કહું છું તે સાંભળો ! હે તાત ! મહાતપસ્વી પ્રજાપતિએ ભારે તપશ્ચર્યા કર્યા પછી એ શતરુદ્રીય સ્તોત્રને રચ્યું હતું.

સ્થાવરજંગમ સઘળીયે પ્રજાઓને શ્રીશંકરે જ ઉત્પન્ન કરી છે. ૫ હે પૃથ્વીપતિ ! મહાદેવ કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઇએ નથી; કેમકે તેઓ જ આ ત્રણે લોકમાં પ્રાણીમાત્રના ઉત્પાદક છે. ૬ વળી એ શંકર મહાત્માની આગળ ઉભા રહેવાને પણ કોઇ દેવ, મનુષ્ય કે દાનવ ઉત્સાહ ધરાવી શકતો નથી; કેમકે આ લોકમાં ત્રણે જગતમાં મહાદેવના સમાન કોઇ દેવ (ઉત્પાદક) છે જ નહીં. ૭ તો પછી એ મહાત્મા શંકરની સન્મુખ રણાંગણમાં ઉભા રહેવાનું સાહસ તો કોણ કરી શકે ! આ ત્રણે લોકમાં તેમના જેવું કોઇ જ થયું નથી, તેમ અત્યારે

+ દુર્વાસા એ જ શંકરાવતાર હતા; એટલે શંકરને નમસ્કાર અહીં કૃષ્ણે કર્યા છે.

પણ એવું કોઇએ નથી, તેમ ભવિષ્યમાં કોઇ થનારૂંયે નથી. હે રાજન્! રણસંગ્રામમાં શંકર જ્યારે ક્રોધાયમાન થાય છે, ત્યારે તેના ગંધથી પણ શત્રુઓ બેભાન તથા મરણને શરણ થઈ કંપી ઉઠે છે અને ધરણીપર ઢળી પડે છે. ૮ વળી મેઘની ગર્જના સમાન તેમની ઘોર ભયાનક ગર્જના સાંભળીને રણસંગ્રામમાં દેવોનાં હૃદય પણ ચીરાઇ જાય છે. ૯ પિનાકને ધારણ કરનારા તે શંકર, પોતાનું ઘોર સ્વરૂપ (પ્રકટ) કરીને જેની જેની તરફ દૃષ્ટિ કરે છે, તે તે ભલે દેવ હોય, અસુર હોય, ગંધર્વ હોય કે સર્પ હોય, કે કોઈ પણ યોનીમાં જન્મેલ હોય, તોપણ જગતમાં રહી–ટકી શકતાં નથી, પણ બળીને ભસ્મ જ થઇ જાય છે. ૧૦

શંકર જ્યારે કોપાયમાન થાય છે, ત્યારે ગુફામાં રહેલાં પ્રાણીઓ પણ સુખ પામી શકતાં નથી, એટલે કે થથરતાં બળ્યાં બળ્યાં થઈ જાય છે. પ્રજાપતિ દક્ષે જ્યારે યજ્ઞ આરંભ્યો હતો, ત્યારે ક્રોધાયમાન થયેલા શ્રીશંકરે નિર્ભય થઇને, અર્થાત્ કોઇનો પણ ભય રાખ્યા વિના, તેના યજ્ઞને વિંધી–છેદી નાંખ્યો હતો; અને પિનાક ધનુષ્યવડે બાણ છોડીને ઘણી ભયાનક ગર્જના કરી મૂકી હતી. તેને લીધે દેવતાઓને શાન્તિ વળી નહોતી, તોપછી સુખ તો કયાંથી જ મળ્યું હોય? ઉલટો ભારે વિષાદ થયો હતો. તે સમયે એકાએક ક્રોધાયમાન થયેલા મહેશ્વરે દક્ષના યજ્ઞને જ્યારે વિંધી નાંખ્યો ત્યારે દેવતાઓ ખિન્ન થઇ ગયા હતા; એટલું જ નહીં, પરંતુ તેમના પિનાક ધનુષ્યની પ્રત્યંચાના ઘોષથી સર્વે લોકો આકુળવ્યાકુળ થઇ ગયા હતા; અને હે પાર્થ! દેવો તથા અસુરો પણ પરાધીન દશામાં આવી પડીને ભારે ખેદ પામી રહ્યા હતા. ૧૧–૧૪ વળી હે ભારત! તે વેળા સર્વ જળાશયો રે,–મહાસાગરો સુદ્ધાંત ખળભળી ઉઠયાં હતાં, સારીયે વસુંધરા પૃથ્વી ધણધણી ઉઠી હતી, પર્વતો તૂટી પડયા હતા, આકાશ પણ ચોતરફથી ફાટી ગયું હતું, ઘોર અંધકારથી ઢંકાઇ જ ગયેલા લોકો દેખાતા બંધ પડયા હતા, જ્યોતિર્ગણોની કાન્તિ સૂર્યની પ્રભાની સાથે નષ્ટ થઈ ગઇ હતી; અને પ્રાણીમાત્રનું તથા પોતાનું હિત ઇચ્છનારા

(સ્વસ્થ મનવાળા) ઋષિઓ પણ અત્યંત ભયભીત થઇને શાન્તિ-પુષ્ટિનાં કર્મ કરવા લાગી ગયા, તેમ જ સ્વસ્તિવાચનો ઉચ્ચારી રહ્યા હતા. ૧૫–૧૭ એટલામાં તો મહા ભયંકર પરાક્રમ કરનારા તે રુદ્રદેવ, સર્વ દેવો સામે ધસી ગયા હતા અને ક્રોધપૂર્વક માત્ર એક જ પ્રહાર કરીને ભગદેવનાં બેય નેત્રોનો તેમણે નાશ કરી નાંખ્યો હતો, એટલે કે ફોડી નાંખ્યાં હતાં. તેમ જ પાછા ક્રોધાયમાન થઇને તે, પૂષાદેવ સામે પગપાળા ધસી ગયા હતા અને પુરોડાશનું ભક્ષણ કરનારા તે દેવના બધા દાંતોને તેમણે ઉખેડી પાડયા હતા. ૧૯

આવી સ્થિતિ જોતાં તે વેળા સર્વ દેવતાઓ શંકરને ધ્રુજતાં ધ્રુજતાં નમી પડયા હતા. છતાં શંકરે તો મહાતીક્ષ્ણ અને પ્રદીપ્ત એવું એક બાણ ધનુષ્યમાં સાંધી દીધું હતું. ૨૦ રુદ્રનું એવું ભયાનક પરાક્રમ જોઇને સર્વ દેવતાઓ અને ઋષિઓ અત્યંત ભયભીત થઈ ગયા; પછી વિબુધોમાં ઉત્તમ એવા તે સર્વ દેવો મહાદેવને પ્રસન્ન કરવા મંડી પડયા. ૨૧ તેઓએ માથું નમાવવા સાથે બે હાથ જોડીને તે સમયે શતરુદ્રીય સ્તોત્રનો પાઠ કરવા માંડયો. એટલે તે મહેશ્વર ત્રિદશો–દેવો–ની સ્તુતિ સાંભળી, પ્રસન્ન થયા. ૨૨ હે રાજન્! તે સમયે શંકરના ભયથી દેવતાઓએ રુદ્રના ઉત્તમ ભાગની યજ્ઞમાં કલ્પના કરી દીધી, અર્થાત યજ્ઞમાં અગાઉ શંકરનો ભાગ ન હતો તે ભાગ તેમણે નિર્માણ કરી દીધો, અને ભય પામતાં પામતાં તેમનું શરણ શોધ્યું હતું. ૨૩ પછી મહાદેવે પ્રસન્ન થઇને દક્ષનો યજ્ઞ સંપૂર્ણ કર્યો હતો; અને તે યજ્ઞમાં જેનો જેનો નાશ કરવામાં આવ્યો હતો, તે તે સર્વને તેમણે તેઓ હતા તેવા જ જીવિત કર્યા હતા. ૨૪

પૂર્વે વીર્યવાન અસુરોનાં ત્રિપુરો–ત્રણ નગરો આકાશમાં ઘૂમ્યાં કરતાં હતાં. તેમાંનું એક નગર લોખંડનું હતું, બીજું રૂપાનું હતું, અને ત્રીજું સુવર્ણનું હતું. ૨૫ એ નગરોને જિતવા–ભેદવા–ને ઈંદ્રે, સર્વ પ્રકારનાં આયુધોનો ઉપયોગ કર્યો, છતાં તે તેમનો નાશ કરવાને સમર્થ થઈ શકયો ન હતો. તેથી સર્વ દેવતાઓ અત્યંત દુઃખી થતા થતા ભગવાન રુદ્રને શરણે ગયા. પછી એકત્ર થયેલા તે સર્વ મહાત્મા

દેવોએ ભગવાન શંકરની સ્તુતિ કરી કે:–"હે રુદ્ર ! આ પશુઓ (અસુરો) અમને અત્યારે સત્કર્મો કરવા દેતા નથી. એમાં વિઘ્નો–બાધાઓ નાંખે છે. એથી જો તેમનો સંહાર કરવામાં નહીં આવે તો સર્વ પ્રકારનાં કર્મોમાં રૌદ્ર–ભયજનક સ્થિતિ આવી પડશે. માટે હે માનદ ! માન આપનારા દેવ ! આ નગરોની સાથે જ એ સર્વ દૈત્યોનો તમે સંહાર કરો અને સર્વ લોકનું રક્ષણ કરો."

દેવતાઓએ એ પ્રમાણે કહ્યું, એટલે શંકરે "તથાસ્તુ" એમ કહીને વિષ્ણુને ઉત્તમ (બાણના) અધિષ્ઠાતાને દેવતા બનાવ્યા, અગ્નિને બાણનું શલ્ય ( અણી ) બનાવ્યો, સૂર્યના પુત્રયમ( સંહારક દેવ)ને બાણનું પુંખ બનાવ્યો, સર્વ વેદો(ૐકાર)ને ધનુષ્યરૂપ બનાવ્યા, દેવી સાવિત્રીને ધનુષ્યની ઉત્તમ દોરી બનાવી, બ્રહ્માને સારથિ બનાવ્યા, અને પછી ત્રણ પર્વવાળા તથા ત્રણ શલ્યવાળા તે (વિષ્ણુરૂપ) બાણને ધનુષ્યમાં યોજીને, પ્રત્યંચા ખેંચીને સૂર્યસમાન પ્રદીપ્ત અને પ્રલયાગ્નિસમાન તેજસ્વી એવા બાણ વડે દૈત્યોનાં એ ત્રણે નગરોને તેમણે તોડી પાડયાં, સદંતર બાળી જ નાંખ્યાં. એ રીતે હે ભારત ! ભગવાન રુદ્રે ત્રણ નગરો સહિત સર્વ અસુરોને તે વેળા બાળીને ભસ્મ કરી નાંખ્યા હતા. ૨૬–૩૧

એક સમયે પાંચ શિખાવાળા એક બાળકને (માયાથી બાળક બની ગયેલા શ્રીશંકરને) પોતાના ખોળામાં રહેલા જોઇ, ઉમાએ સર્વ દેવોની પરીક્ષા કરવાની ઇચ્છાથી તેઓને પૂછયું કે:–" હે દેવો ! મારા ખોળામાં બેઠેલો આ બાળક કોણ છે ?" તે વેળા એ બાળકને જોઇ ઇંદ્રને અદેખાઈ આવી, જેથી તે એ બાળક ઉપર વજ્રનો પ્રહાર કરવા તૈયાર થઇ ગયો. એટલે તરત જ તે બાળકે ઇંદ્રના પરિઘ-સમાન મજબૂત, વજ્ર ધરેલા બાહુને એકદમ સ્તંભાવી–થોભાવી જ દીધો. ૩૩ છતાં પણ પ્રજાપતિસહિત સર્વ દેવતાઓ તે ભુવનેશ્વરના સ્વરૂપને ઓળખી શકયા નહીં; કેમકે તેઓ સર્વે તે ઇશ્વરના સંબંધમાં મૂઢ બની ગયા હતા. ૩૪ પરંતુ ભગવાન બ્રહ્માએ થોડી વાર ધ્યાન ધર્યું અને મહાતેજસ્વી તે પરમેશ્વર(શંકર)ને ઓળખ્યા અને "આ જ સર્વના કરતાં શ્રેષ્ઠ દેવ છે," એમ જાણીને

તે ઉમાપતિને વંદન કર્યું. તે પછી સર્વ દેવતાઓએ પણ ભગવાન રુદ્રને તથા ઉમાને પ્રસન્ન કર્યાં, જેથી ઇંદ્રનો બાહુ પણ પૂર્વની પેઠે જ બંધનથી મુક્ત થયો. ૩૬

એ જ વીર્યવનાન શંકર, દુર્વાસા નામના બ્રાહ્મણ થઇને દ્વારકામાં મારે ઘેર લાંબા કાળ સુધી અતિથિરૂપે રહ્યા હતા. તેમણે મારે ઘેર રહીને મારા ઉપર એવા તો અનેક પ્રકારના અનર્થો ગુજાર્યા હતા કે જે અત્યંત દુઃસહ હતા. છતાં મેં અત્યંત ઉદાર થઈને તે સર્વ શાન્તિથી સહન કર્યા, અને તેમને પ્રસન્ન કર્યા હતા. ૩૭–૩૮

શંકર જ શંકર (કલ્યાણમય) છે, એ જ રુદ્ર છે, શિવ છે, અગ્નિ છે, સર્વરૂપ છે, સર્વના જેતા-નેતા છે, ઇંદ્ર છે, વાયુ છે, અશ્વિનીકુમારો છે, ચંદ્રમા છે, ઈશાન (સર્વના નિયંતા) છે, સૂર્ય છે, વરૂણ છે, કાળ છે, અંતક છે, મૃત્યુ છે, યમ છે, રાત્રિ છે, દિવસ છે, માસ છે, અર્ધમાસ (પક્ષ) છે, ઋતુઓ છે, બે સંધ્યા છે, સંવત્સર છે, ધાતા છે, વિધાતા છે, વિશ્વકર્મા છે, સર્વને જાણનાર છે, નક્ષત્રોરૂપ છે, ગ્રહોરૂપ છે, દિશાઓરૂપ છે, વિદિશાઓ( ખૂણાઓ )રૂપ છે, વિશ્વમૂર્તિ છે, અમાપ સ્વરૂપવાળા છે, છ પ્રકારનાં ઐશ્વર્યોથી યુકત છે, અને મહાતેજરૂપ છે. ૩૯–૪૨ વળી એ શંકર જ એક પ્રકારે, બે પ્રકારે, અનેક પ્રકારે, સેંકડો પ્રકારે, હજારો પ્રકારે તથા લાખો (અસંખ્ય) પ્રકારે સ્વરૂપ ધારે છે. એ ભગવાન આવા પ્રભાવશાળી મહાન દેવ છે, માટે તેમના ગુણોનું વર્ણન કરતાં સેંકડો વરસો વીતી જાય છતાં તે પૂરૂં થઇ શકતું નથી.” ૪૩. ૪૪

---

## ઊર્મિ આઠમી મહેશ્વરમાહાત્મ્ય

વાસુદેવે કહ્યું:–“હે મહાબાહુ યુધિષ્ઠિર! (આવા) અનેક સ્વરૂપોવાળા અને અનેક નામોવાળા મહાત્મા રુદ્રનું માહાત્મ્ય હું તમને કહું છું તે તમે મારી પાસેથી સાવધાનતાથી સાંભળો. ૧ તે મહાદેવને સુજ્ઞો અગ્નિ, સ્થાણુ, મહેશ્વર, એક નેત્રવાળા, (ત્ર્યંબક) ત્રણ નેત્રવાળા, વિશ્વરૂપ તથા શિવ (કલ્યાણકારી) પણ કહે છે. ૨ વળી વેદવેત્તા બ્રાહ્મણો કહે છે કે, તે દેવનાં બે શરીર

(સ્વરૂપ) છે. એક તો ઘોર શરીર અને બીજું શિવ અથવા મંગલકર શાન્ત–સૌમ્ય શરીર. આ બંને શરીરો પણ પાછાં અનેક પ્રકારનાં છે. આ ભગવાનનું જે શરીર ઘોર અને ઉગ્ર મૂર્તિ છે, તે વિજળી તથા અગ્નિરૂપ, એટલે કે ભાસ્કર–સૂર્યરૂપ છે; અને જે શરીર મંગળ-સ્વરૂપ તથા સૌમ્ય છે, તે ધર્મરૂપ, જળરૂપ એટલે કે ચંદ્રરૂપ છે.૪જ્યારે તેમના સ્વરૂપનો અર્ધભાગ અગ્નિ–સૂર્ય કહેવાય છે, ત્યારે બીજો અર્ધો ભાગ ચંદ્ર કહેવાય છે. તેમની એક શિવા–મંગળમૂર્તિ નિરંતર બ્રહ્મચર્યનું પાલન કરે છે; ત્યારે બીજી અત્યંત ઘોર મૂર્તિ જગતનો સંહાર કરે છે. એ ભગવાન ઇશ્વરત્વ–સર્વ પ્રાણી માત્રના નિયંતાપણા–થી, તેમ જ મહત્વથી (સર્વથી મહાન છે, માટે) 'મહેશ્વર કહેવાય છે. ૬ વળી તે (પ્રલયકાળે) સર્વને સર્વથા બાળી નાંખે છે. તે તીક્ષ્ણસ્વરૂપ છે. ઉગ્ર છે, પ્રતાપી છે, તે માંસ, રુધિર તથા મજ્જા(ચરબી)નું ભક્ષણ કરે છે, માટે 'રુદ્ર' કહેવાય છે. ૭ સર્વ દેવોમાં તે અતિ મહાન છે, તેમનો વિષય (જ્ઞાનપ્રદેશ) ઘણો મોટો છે–વિશાળ છે, માટે 'મહાદેવ' કહેવાય છે. ૮ તેમનું સ્વરૂપ ધુમાડાના જેવું (ભૂખરૂં) છે, માટે તે 'ધુર્જટિ' કહેવાય છે. તે સર્વ પ્રકારનાં કર્મો કરીને સર્વ મનુષ્યોને નિત્ય સુખી કરે છે, અને સર્વનું કલ્યાણ ઇચ્છે છે, માટે 'શિવ' કહેવાય છે. તે સર્વના ઊર્ધ્વભાગમાં સ્થિતિ કરીને સર્વ પ્રાણીઓના પ્રાણને બાળી નાંખે છે, અને તેમનું લિંગ (મૂર્તિ) નિત્ય સ્થિર રહે છે, માટે 'સ્થાણુ' કહેવાય છે. તેમનાં સ્વરૂપો ભૂત, ભવિષ્ય તથા વર્તમાન-કાળમાં અનેક પ્રકારનાં થયાં કરે છે અને તે સ્થાવર તથા જંગમરૂપ છે, માટે તે 'બહુરૂપ' કહેવાય છે. વળી સમગ્ર દેવતાઓ (વિશ્વેદેવો) તેમનામાં નિવાસ કરી રહ્યા છે, માટે તે 'વિશ્વરૂપ' કહેવાય છે. ૯–૧૨ તેમને એક હજાર નેત્રો છે અથવા તેમનું સ્વરૂપ સર્વ તરફથી કેવળ નેત્રમય છે. તેમનાં નેત્રોનું તેજ પ્રભાવવાળું છે અને તેમનાં નેત્રોની સંખ્યાનો અંત જ નથી. તેથી તે 'સર્વતશ્ચક્ષુ' કહેવાય છે. ૧૩ તે ભગવાન સર્વ જીવોનું રક્ષણ કરે છે, સર્વ જીવો સાથે રમણ કરે છે અને સર્વ

જીવોના અધિપતિ છે; માટે 'પશુપતિ' કહેવાય છે. ૧૪ તેમનું લિંગ (મૂર્તિ) નિત્યના બ્રહ્મચર્યને લીધે જ્યારે સ્થિર રહ્યું છે, તેથી તો લોકો એની પૂજા કરી શકે છે અને તે (પૂજા) એ મહાત્માને પ્રિય છે. ૧૫ ભક્તો ઉપર અનુગ્રહ કરવાને કારણે તેઓ ગૂઢમૂર્તિ કહેવાય છે.

જે મનુષ્ય એ મહાત્મા શંકરની પ્રતિમાને અથવા લિંગને પૂજે છે, તેને નિત્ય મહાન લક્ષ્મી મળે છે. ૧૬ સર્વ ઋષિઓ, દેવો, ગંધર્વો તથા અપ્સરાઓ, ઊર્ધ્વ ભાગમાં સ્થિતિ કરી રહેલા તેમના લિંગની જ પૂજા કર્યા કરે છે. વળી લિંગની પૂજા કરવાથી તે મહેશ્વર પ્રસન્ન રહે છે; અને ભક્ત ઉપર પ્રેમ રાખનારા તે ભક્તવત્સલ ભગવાન ભક્તો ઉપર પ્રસન્નચિત્ત થઇને તેઓને સુખ આપે છે. ૧૮ (પ્રલય સમયે) સર્વને બાળી નાંખનારા તે દેવ શ્મશાનમાં જ નિવાસ કરે છે, માટે જે મનુષ્યો શ્મશાનમાં રહીને તેનું યજન કરે છે, તેઓ (મરણ પછી) વીરપુરુષોની ગતિને પામે છે. ૧૯ તે પ્રત્યેક શરીરમાં વિષયોની અંદર સ્થિતિ કરી રહ્યા છે, તે પ્રાણીમાત્રના મૃત્યુરૂપ છે અને તે જ ભગવાન પ્રાણીમાત્રનાં શરીરોમાં પ્રાણ તથા અપાનવાયુ રૂપે રહેલા છે. ૨૦ તેમનાં સ્વરૂપો ઘોર તથા પ્રદીપ્ત હોઇને અનેક પ્રકારનાં છે, કે જે લોકમાં પૂજાઇ રહ્યાં છે; અને વિદ્વાન બ્રાહ્મણો તે સ્વરૂપોને જાણે પણ છે. ૨૧

સર્વ દેવોમાં તેમનાં અનેક નામો સાંભળવામાં આવે છે, કે જે નામો તેમના મહત્વને લીધે, વ્યાપકપણાને લીધે તથા કર્મોને લીધે પડેલાં છે. ૨૨ બ્રાહ્મણો વેદમાં રહેલા તેમના ઉત્તમ શતરુદ્રીય સ્તોત્રને જાણે છે, કે જે સ્તોત્ર એ મહાત્માના ઉપસ્થાન(સ્તવન)રૂપ હોઇને વ્યાસે પોતે કહેલું છે. ૨૩ તે ભગવાન સર્વ લોકોની ઇષ્ટકામનાઓ પૂરી કરે છે. એ મહાન વિશ્વરૂપ પણ કહેવાય છે; અને બ્રાહ્મણો તથા કેટલાએક ઋષિઓ તેમને 'જ્યેષ્ઠભૂત' નામે ઓળખે છે. તે સર્વ દેવોમાં મુખ્ય છે. પહેલાં આ જ ભગવાને પોતાના મુખમાંથી અગ્નિને ઉત્પન્ન કર્યો છે; અને તે અનેક પ્રકારના ગ્રહોએ ચોતરફથી ઘેરી લીધેલા પોતાના ભક્તજનોના પ્રાણોને સંકટમાંથી

છોડાવે પણ છે. ૨૫ તે પુણ્યાત્મા ભગવાન શરણે આવેલાનું રક્ષણ કરનારા છે, જેથી શરણાગતોનો કદિ પણ ત્યાગ કરી દેતા નથી. તે (પોતાના ભક્ત) મનુષ્યોને આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય તથા ધન આપે છે, તેમની પુષ્કળ કામનાઓ પૂરી–સફળ કરે છે; પરંતુ તે જ ભગવાન (જેના પર ક્રોધાયમાન થાય છે તેઓની પાસેથી) તે સર્વ પદાર્થને ઝુંટવી લે છે. ઇન્દ્રાદિ દેવોમાં જે ઐશ્વર્ય રહેલું છે, તે એમનું પોતાનું જ છે, એમ કહેવાય છે; અને તે જ ઐશ્વર્ય ત્રૈલોક્યનું શુભ તેમ અશુભ કરવામાં નિત્ય તત્પર રહે છે. વળી તે ઐશ્વર્યને લીધે સર્વ કામનાઓના ઇશ્વિર કહેવાય છે અને મોટા લોકોના પણ તે ઇશ્વર છે, માટે મહેશ્વર કહેવાય છે. તેમણે પોતાનાં અનેક સ્વરૂપોથી આ સમગ્ર જગતને વ્યાપ્ત કરી દીધું છે અને તે દેવનું મુખ સમુદ્રમાં વડવાગ્નિરૂપે રહેલું છે.” ૨૬–૨૯

**શ્રી મહાભારતાંતર્ગત અનુશાસન પર્વમાંની**
**શિવલહરી સંપૂર્ણ**

---

## શ્રી ઉપમન્યુમુનિકૃત શિવસ્તોત્ર

जय शंकर पार्वतीपते मृड शंभो शशिखंडमंडन ।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधांबुधे ।। १ ।।

હે શંકર! હે પાર્વતીના પતિ! હે સુખસ્વરૂપ! હે શંભો! હે બાલચંદ્રના આભૂષણવાળા! હે કામદેવને હણનારા! હે ભક્તવત્સલ! હે પ્રિયકૈલાસ! (કૈલાસપર્વત જેમને પ્રિય છે એવા!) હે દયારૂપી અમૃતના સાગર! આપનો જય થાઓ. ૧

सदुपायकथास्वपंडितो हृदये दुःखशरेणखंडितः ।
शशिखंडशिखंडमंडनं शरणं यामि शरण्यमीश्वरम् ।। २ ।।

સારાં સાધનોની વાતોમાં અજ્ઞાત, અને અંતઃકરણમાં દુઃખરૂપી બાણથી ઘવાયેલો હું, બીજના ચંદ્રના તથા મયૂરપિચ્છના આભૂષણવાળા અને શરણે જવાને યોગ્ય જગતના નિયંતા શ્રીશંકરને શરણે જાઉં છું. ૨

महतः परितः प्रसर्पस्तमसो दर्शनभेदिनो भिदे ।
दिननाथ इव स्वतेजसा हृदयव्योम्नि मनागुदेहि नः ।। ३ ।।

હે પ્રભો ! સર્વભણી ફેલાયલા અને દષ્ટિને રોધનારા મોટા અંધકારને (અજ્ઞાનને) સૂર્યનારાયણની પેઠે પોતાના તેજવડે ભેદવા માટે આપ અમારા હૃદયાકાશમાં જરા ઉદય પામવા કૃપા કરો. ૩

न वयं तव चर्मचक्षुषा पदवीमप्युपवीक्षितुं क्षमाः ।
कृपयाऽभयदेन चक्षुषा सकलेनेश विलोकयाशु नः ॥ ४ ॥

અમે અમારાં ચર્મચક્ષુવડે આપના માર્ગને પણ જોવાને સમર્થ નથી, માટે હે પ્રભો ! અભય આપનારાં આપનાં બધાં નેત્રોવડે આપ અમને સત્વર કૃપાપૂર્વક વિલોકો. ૪

त्वदनुस्मृतिरेव पावनी स्तुतियुक्ता न हि वक्तुमीश सा ।
मधुरं हि पयः स्वभावतो ननु कीदृक्सितशर्करान्वितम् ॥ ५ ॥

સ્વભાવથી જ મધુર એવું દૂધ ધોળી સાકરથી યુક્ત કરવાથી વિશેષ મધુર થાય તેમાં શું કહેવું ? તેમ હે પ્રભો ! આપનું અનુસ્મરણ ( પુનઃ પુનઃ સ્મરણ ) સ્વભાવથી જ પવિત્ર કરનારું છે, તો પછી તે અનુસ્મરણ આપની સ્તુતિથી યુક્ત થાય તો તેનું પાવનપણું કેમ કથ્યું જાય, અર્થાત્ ન જ કથ્યું જાય. ૫

सविषोऽप्यमृतायते भवाञ्छवमुण्डाभरणोऽपि पावनः ।
भव एव भवान्तकः सतां समदृष्टिर्विषमेक्षणोऽपि सन् ॥ ६ ॥

આપ હાલાહલ વિષને ધારણ કરનારા છતાં ભક્તોને અમૃતરૂપ થાઓ છો, મૃત મનુષ્યની ખોપરીઓની માલાને ધારણ કરનારા છતાં પવિત્ર છો, ભવ (સંસારને ઉપજાવનારા) છતાં ભક્તના ભવાતન્ક (સંસારનો નાશ કરનારા) છો, અને વિષમ દષ્ટિવાળા (એકી નેત્રવાળા--ત્રણ નેત્રવાળા) છતાં સર્વના ઉપર સમદષ્ટિ રાખવાવાળા છો. ૬

अपि शूलधरो निरामयो दृढवैराग्यरतोऽपि रागवान् ।
अपि भैक्ष्यचरो महेश्वरश्चरितं चित्रमिदं हि ते प्रभो ॥ ७ ॥

આપ શૂલને ( ત્રિશૂલને ) ધારણ કરનારા છતાં શૂલથી ( શૂલ નામના રોગથી ) રહિત છો, દઢ વૈરાગ્યમાં પ્રીતિવાળા છતાં રાગવાળા ( અર્ધાંગે શ્રીઉમાને ધારણ કરવાથી બહારથી રાગવાળા, વા ભક્તોએ અંગમાં ચર્ચેલા ચંદન આદિના અંગરાગવાળા–લેપવાળા–અથવા ભક્તોનું કલ્યાણ કરવામાં રાગ–કૃપા–વાળા ) છો, અને ભિક્ષાચર્યા કરનારા છતાં મહેશ્વર છો, એમ હે પ્રભો ! આપનું આ ચરિત્ર વિચિત્ર જ છે. ૭

वितरत्यभिवांछितं दृशा परिदृष्टः किल कल्पपादपः ।
हृदये स्मृत एव धीमते नमतेऽभीष्टफलप्रदो भवान् ॥ ८ ॥

માત્ર આપની કૃપાદષ્ટિ વડે આપ અભિવાંછિત ફલને આપો છો, અને આપનું સારી રીતે દર્શન થયે નિશ્ચય આપ કલ્પવૃક્ષતુલ્ય થાઓ છો,–સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરનારા થાઓ છો.–એમ આપને પ્રણામ કરનારા અને હૃદયમાં આપનું સ્મરણ કરનારા બુદ્ધિમાન્ પુરુષને આપ ઇચ્છિત ફલને આપનારા છો. ૮

सहसैव भुजङ्गपाशवान्विनिगृह्णाति न यावदन्तकः ।
अभयं कुरु तावदाशु मे गतजीवस्य पुनः किमौषधैः ॥ ९ ॥

નાગપાશને ધારણ કરનાર કાલ મને અતિ ઊતાવળે આવીને જ્યાંસુધી ન પકડે ત્યાંસુધીમાં હે નાથ ! મને ઝટ અભય કરો. કારણ હે પ્રભો ! જીવરહિત થયેલાને પછી ઔષધથી શો લાભ થાય ? ૯

सविषैरिव भीमपन्नगैर्विषयैरेभिरलं परिक्षतम् ।
अमृतैरिव संभ्रमेण मामभिषिंचाशु दयावलोकनैः ॥ १० ॥

વિષવાળા ભયંકર નાગોના જેવા આ વિષયોથી સર્વભણીથી પૂર્ણ ઘવાયેલો, એવો જે હું તેની ઉપર આપ તુરત આપની કૃપાદષ્ટિરૂપ અમૃતનું સત્વર સારી રીતે સિંચન કરવા કૃપા કરો. ૧૦

मुनयो बहवोऽद्य धन्यतां गमिताः स्वाभिमतार्थदर्शिनः ।
करुणाकर येन तेन मामवसन्न ननु पश्य चक्षुषा ॥ ११ ॥

હે કરુણાકર ! આપની જે કૃપાદષ્ટિવડે ઘણા મુનિઓ પોતાના વાંછિત પદાર્થને મેળવીને આ જ ધન્યપણાને પામ્યા છે તે કૃપાદષ્ટિવડે મને દુઃખીને આપ ખરેખર જુઓ; અર્થાત્ મને પણ એ મુનિઓની પેઠે મારા વાંછિત પદાર્થો આપીને ધન્યભાગ્ય કરો. ૧૧

प्रणमाम्यथ यामि चापरं शरणं कं कृपणाभयप्रदम् ।
विरहीव विभो प्रियामयं परिपश्यामि भवन्मयं जगत् ॥ १२ ॥

દીનને અભય આપનારા આપને છોડીને હું બીજા કોને શરણે જાઉં ? ને બીજા કોને પ્રણામ કરું ? હે વ્યાપક પ્રભો ! વિરહી પુરુષ જેમ જગતને પોતાની પ્રિયામય જુએ છે તેમ હું પણ આ જગતને આપમય જ જોઉં છું, અર્થાત્ હું આપના સિવાય અન્ય કોઈનેય મારા શરણ્ય રૂપે જોઈ શકતો નથી.૧૨

बहवो भवतानुकंपिताः किमितीशान न मानुकंपसे ।
दधता किमु मन्दराचलं परमाणुः कमठेन दुर्धरः ॥ १३ ॥

હે ઈશાન ! (વિશ્વના સ્વામિન્ !) આપે ઘણા ઘણા ઉપર કૃપા કરી છે. તો એ પ્રમાણે મારાપર શામાટે કૃપા કરતા નથી ? મંદરાચલને ધારણ કરનારા કાચબાને શું પરમાણું ધારણ કરવું કઠિન લાગે ? ન જ લાગે. ૧૩

अशुचिं यदि मानुमन्यसे किमिदं मूर्ध्नि कपालदाम ते ।
उत शाठ्यमसाधुसंगिनं विषलक्ष्मासि न किं द्विजिह्वधृक् ॥ १४ ॥

જો આપ મને અપવિત્ર માનતા હો તો હે કપાલદામ ! (ખોપરીની માળાવાળા !) આપના મસ્તકપર આ શું છે ? તાત્પર્ય કે અતિ અપવિત્ર ખોપરીની માળા છે. વળી જો આપ મને કુસંગી ને અધમ માનતા હો તો આપ સર્પને ધારણ કરનારા ને વિષના ચિહ્નવાળા નથી શું ? તાત્પર્ય કે આપને નીચ એવા સર્પનો સંગ છે, ને મૃત્યુજનક અતિ અધમ વિષને આપે પ્રત્યક્ષપણે કંઠમાં ધારણ કર્યું છે. તો પછી મને આપનો ગણવામાં શો વાંધો આવે છે ? ૧૪

क्व दृशं विदधामि किं करोम्यनुतिष्ठामि कथं भयाकुलः ।
क्व नु तिष्ठसि रक्ष रक्ष मामयि शंभो शरणागतोऽस्मि ते ॥ १५ ॥

ભયથી વ્યાકુલ થયેલો હું મારી દૃષ્ટિને ક્યાં ધારણ કરું ?— હું કોના સામું જોઉં ? હું શું કરું ? અને શી રીતે સ્થિતિ કરું ? અરે ? આપ ક્યાં રહો છો ? હે શંભો ! મારું રક્ષણ કરો, રક્ષણ કરો, હું આપનો શરણાગત છું. ૧૫

विलुठाम्यवनौ किमाकुलः किमुरो हन्मि शिरश्छिनद्मि वा ।
किमु रोदिमि रारटीमि किं कृपणं मां न यदीक्षसे प्रभो ॥ १६ ॥

હે પ્રભો ! જો આપ હું દીનભણી દૃષ્ટિ કરતા નથી, તો ભયથી વ્યાકુલ થયેલો હું શું પૃથ્વીપર આળોટું ? કે છાતી કૂટું ? અથવા મારા મસ્તકનું છેદન કરું ? કે રુદન કરું ? વા આરડું ? શું કરું ? ૧૬

शिव सर्वग शर्वशर्मद प्रणतो देव दयां कुरुष्व मे ।
नम ईश्वर नाथ दिक्पते पुनरेवेश नमो नमोऽस्तु ते ॥ १७ ॥

હે કલ્યાણસ્વરૂપ ! હે સર્વવ્યાપક ! હે શર્વ ! (પ્રલય કરનારા !) હે શાન્તિને આપનાર ! હે દેવ ! આપને પ્રણામ કરનારો, જે હું તે

મારા ઉપર આપ દયા કરો. હે ઈશ્વર! હે નાથ! હે દિશાઓના પતિ! આપને નમસ્કાર. હે સ્વામિન્! આપને પુનઃ પુનઃ પણ નમસ્કાર હો. ૧૭

शरणं तरुणेन्दुशेखरः शरणं मे गिरिराजकन्यका ।
शरणं पुनरेव तावुभौ शरणं नान्यदुपैमि दैवतम् ॥ १८ ॥

બાલચંદ્રયુક્ત મુકુટવાળા શંકર મારું શરણ છે. ગિરિરાજકન્યા (પાર્વતીજી) મારું શરણ છે. પુનઃ તેઓ બંને મારું શરણ છે. હું એમના વિના બીજા દેવને શરણે જતો નથી. ૧૮

उपमन्युकृतं स्तवोत्तमं जपतः शंभुसमीपवर्तिनः ।
अभिवांछितभाग्यसंपदः परमायुः प्रददाति शंकरः ॥ १९ ॥

ઉપમન્યુએ રચેલા આ ઉત્તમ સ્તોત્રનો શ્રીશંકરની સમીપ રહીને પાઠ કરનારને **શ્રીશંકર** ઇચ્છિત ભાગ્યસંપત્તિ અને દીર્ઘાયુષ્ આપે છે. ૧૯

उपमन्युकृतं स्तवोत्तमं प्रजपेद्यस्तु शिवस्य संनिधौ ।
शिवलोकमवाप्य सोऽचिरात्सह तेनैव शिवेन मोदते ॥ २० ॥

જે ઉપમન્યુરચિત આ ઉત્તમ સ્તવ-સ્તોત્ર-નો શ્રીશિવજીની સાંનિધ્ય પાઠ કરે તે તરત શિવલોકને પામી, તેઓશ્રીની સાથેજ નિત્ય-નિરંતર આનંદ કરે છે. ૨૦

---

## ગજલ

અમર નહીં કોઇની કાયા, જીવનનો શો ભરોંસો છે?
છતાં પણ મોહ ને મમતા કઇ એ જીંદગી માટે?
જગતમાં જનમ્યું જે કોઇ, જવાનું એક વાટે છે;
છતાં તારૂં અને મારૂં કઇ એ જીંદગી માટે?
હજારો રાય ને રાણા, મહર્ષિ બ્રહ્મ—વેત્તાઓ
ગયા સૌ હુંપદે ડુલી, અરેરે જીંદગી માટે!
જુઠા મનના વિચારોથી કહોને કોણ છે ફાવ્યું?
છતાં દિલ સાફ ન રાખો, કઇ એ જીંદગી માટે?

—:o:—

# થોડાક અભિપ્રાયો

——:o:——

જે શ્રદ્ધાળુ અને ઉદ્યોગી પુરૂષપર પરમાત્માની કૃપા ઊતરે છે, તેનું એક જ્વલંત ઉદાહરણ શ્રી અમથાલાલ જગજીવનદાસ છે.

ગુજરાતી ધોરણનો ઉંચો અભ્યાસ કર્યા પછી "શ્રી આનંદાશ્રમ બીલખાના બ્રહ્મીભૂત મહાત્માશ્રીની અકારણ કૃપા વડે અને "**उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीम्**"થી તેમણે ઉકત મહાત્માશ્રીનાં સનાતનધર્મનાં પુસ્તકોનું ભાવથી અવગાહન કરતાં કરતાં પ્રજ્ઞા ખુલતાં સારા સંપાદક થઈ શક્યા છે.

હમણાં તેઓ સ્ત્રીવર્ગની સુધારણાર્થ—સ્ત્રીગૃહસંસારસુધારણાર્થ અને કુટુંબસૌખ્યસંપાદનાર્થ યોપિતોત્તેજક સુંદર લખાણવાળાં પુસ્તકો કે જે ગુર્જર સાક્ષરોનાં પુસ્તકોમાંથી તારણરૂપ અને કેટલુંક પોતાનું પણ ચુંટણીની ઉત્તમકક્ષા રૂપ છે, તે લખી બહાર પાડી જનતામાં આગળ આવ્યા છે.

તેમનાં એ પુસ્તકો પર તો વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો પણ પડયા છે, અને તે વડોદરા જેવા ઉચ્ચ કેળવણી આપનાર રાજ્યે શાળાઓમાં ઇનામ તથા લાઈબ્રેરીમાં મૂકવા મંજુર પણ કર્યાં છે.

હવે આ લેખકની દૃષ્ટિ સનાતનધર્મપ્રતિ વિશેષ ભક્તિભાવે વળતાં તેમણે **શ્રીશિવલહરી** પુસ્તક મહાભારતાંતર્ગત અનુશાસન પર્વમાંથી તારવી બહાર પાડયું છે. ભાવિકોને સ્વાધ્યાયમાં અને પૂજનમાં વિશેષ ઉપયોગી કરવા કેટલાંક વિશેષ સ્તોત્ર પ્રગટ કરવામાં તથા શ્રી શિવજીની મહત્તાદર્શક પુસ્તક બહાર પાડવામાં સારો શ્રમ લીધો છે.

શ્રી મહેશ્વર સંબંધી જેટલું આરાધન થાય કે પૂજન, નિત્ય પાઠ, કે વાંચન થાય, એ જ ભવાટવિ તરવામાં શ્રેષ્ઠ નામ રૂપ થાય એમ છે. ભાઇ અમથાલાલે આ સંસારબંધનના બંધમાંથી છૂટવા માટે મહેશ્વરરૂપ સાગરની આ લહરીઓ ઉછાળી આપણા માટે ઉપયોગી ધારી, આર્યજનતાપર મહદુપકાર કર્યો છે. શ્રી સનાતન ધર્માનુયાયીઓને આ પુસ્તક પ્રત્યેક ગૃહમાં રાખવા તથા ભક્તિભાવથી તેનો સ્વાધ્યાય કરવા હું સંબોધું છું.

શ્રી દક્ષિણામૂર્તિ શ્રી મહેશ્વરપાદપદ્મરજોંકિત

**ભાઈશંકર ધનજી દવે**

**પેન્શનર નવાનગરસ્ટેટ એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ**

રા. અમથાલાલ જગજીવનદાસકૃત શ્રીસુમાર્ગશિક્ષા પુસ્તક મેં વાંચ્યું છે અને તે મને ઘણું ગમ્યું છે. એ સ્ત્રી–ઉપયોગી અનેક વિષયોથી ભરપૂર છે; જેવા કે આરોગ્યરક્ષણ, બાલસંભાળ, કેળવણી, પતિ-પ્રત્યે ધર્મ, કુટુમ્બસેવા, પાકશાસ્ત્ર, સતિધર્મ, વગેરે. જે જ્ઞાન શાળા કે પાઠશાળામાં મળતું નથી, તે આ પુસ્તક વાંચવાથી મળે છે. સુખી જીવન ગુજારવાની ઇચ્છા રાખનાર દરેક સ્ત્રીને વાંચવા અને મનન કરવા લાયક છે.

**રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેશાઈનો અભિપ્રાય**

**મે૦ શ્રીયુત રા. રા. અમથાલાલભાઇની પવિત્ર સેવામાં મુંબઇ**

જય પરમાત્મા! આપ સાહેબે અમારી અરજ મંજુર કરી, "સ્ત્રીસુમાર્ગશિક્ષા" નામે પુસ્તક અર્ધ કિંમતે વી. પી. થી મોકલ્યું તે પહોંચ્યું છે. પુસ્તક માંહેની વિગત વાંચી અમો તથા વાંચકવૃંદ ઘણા સંતોષ પામ્યાં છીએ અહીંની લાયબ્રેરીમાં સ્ત્રી ઉપયોગી પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમ શ્રેણીમાં ગણાયું છે. ઘણી બ્હેનો આ પુસ્તક વાંચવા મંગાવે છે. પ્રભુની કૃપાથી આ પુસ્તકનો બહોળો ફેલાવો થશે. આવા ઉમદા માનસવાળું, સ્ત્રીસુમાર્ગશિક્ષા નામે પુસ્તક બહાર પાડી, બ્હેનોને જ્ઞાનના ભંડાર આપ્યો છે. લી૦

**સુત્રાપાડા મિત્રમંડળ લાયબ્રેરી સેક્રેટરી**

---

## પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

અ+જ. શાહ ઠે૦ કેથેડલ સ્ટ્રીટ, અનંતવાડી નાગરનિવાસ મુંબઇ નં. ૨.
ને ૫૭ ભુલિયન હોલ, મુંબઇ નં. ૨.

સેવા આશ્રમ (વાયા કલોલ) ઉ–ગુજરાત–ઉનાવા–બાળવા.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા, મુ. અમદાવાદ.

આર. આર. શેઠના કું૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨.

એમ. શોમનાથ લુવાર ચાલ, મુંબઈ નં. ૨.

ચોકસી ગીરધરલાલ ચીમનલાલ વીઠ્ઠલવાડીને નાકે, મુંબઇ નં. ૨.

એ. એસ. નાસર એન્ડ કું૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, પીરભાઈ બીલ્ડીંગ, મુંબઇ ન. ૨.

બુકસેલર ગીરધરલાલ જયજીવનદાસ શાહ. ઠે. મોટું મંદિર ભુલેશ્વર, મુંબઈ નં. ૨.

પંડિત નારાયણ મુલજી પુસ્તકાલય કાલબાદેવી, મુંબઇ નં. ૨.

## સાહિત્યવિલાસી શ્રીમંત સજ્જનોને વિનંતી

શ્રીસુમાર્ગશિક્ષા તેમ જ વનિતાઓના સુખી સંસાર, એ બે પુસ્તકો વડોદરા રાજ્યના કેળવણી ખાતાના ડીરેકટર ઓફ પબ્લીક ઈન્સટ્રક્શન સાહેબ બહાદુરે શાળાઓમાં તથા શાળાપુસ્તકાલયોમાં તેમજ કયુરેટર સેંટ્રલ લાયબ્રેરી તરફથી બરોડા સ્ટેટના તમામ પુસ્તકાલયો માટે મંજુર કરેલાં છે. તેની બીજી સુંદર આવૃત્તિઓ છપાવવાની યોજના કરવામાં આવે છે. એથી સખી ઉદાર અને ધર્મપ્રિય સજ્જનોને વિનંતી છે કે જો તેઓ જે પુસ્તકની એક સામટી હજાર હજાર નકલો પોતાની કેળવણીની સંસ્થાઓ તેમજ વડોદરા રાજયની લાયબ્રેરીઓ માટે અગરજ્ઞા તિમંડળો દ્વારા શુભ પ્રસંગોએ વહેંચણી માટે ખરીદી લેવા ઇચ્છતા હશે તો તેમની અર્પણપત્રીકા ને છબી એ પુસ્તકોમાં આભાર સાથે પ્રકટ કરવામાં આવશે, તેમ જ તેમને પડતર ભાવે એ પુસ્તકોએ ઉકત ઉપયોગ માટે આપવામાં આવશે. લખો અથવા મળો. ઠે૦

**અમથાલાલ જગજીવનદાસ શાહ,** ૫૭ બુલિયન હોલ મુંબઇ નં. ૨
અને **એ. એસ. નાસર એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ**
**પીરભાઈ બીલ્ડીંગ મુંબઇ નં. ૨**

(૧) સુબોધસંગ્રહમાં આર્ય સંસ્કૃતિ, આયુર્વેદ, હિંદુ ધર્મશાસ્ત્રો, આદિનાં તત્વોનું દોહન કરનારાં પદ્યો, નિબંધિકાઓ, મહાપુરૂષોનાં વચનામૃતો, જીવનપયોગી માહિતીઓ વગેરેનો સુંદર સંગ્રહ નજરે પડે છે. બાળકો, સ્ત્રીઓ, યુવાનો, સંસારી ગૃહસ્થો આદિ સૌને માટે આમાં સુબોધરત્નો છે. સામાજીક કુરૂઢિઓ પર પણ એમાં વિચારો દર્શાવ્યા છે. એકંદરે આકૃતિ એવી છે કે એમાંથી હાલતે ચાલતે જનોપયોગી શિખામણનાં સૂત્રો પ્રાપ્ત કરીને વ્યવહારમાં અમલમાં મુકી શકાય.

**ગુજરાતી પંચ—અમદાવાદ**

(૨) "સુબોધસંગ્રહ" પરચુરણ ઉપયોગી વિષયોની માહીતીથી ભરેલો સંગ્રહ છે; અને તેમાંથી ઘણો બોધ મળે તેવું છે. વળી ગ્રંથની ભાષા કિલષ્ટ કે અઘરી નથી. સાદી અને સરલ છે. એટલે જનસમુહ પણ તે વાંચી તેનો લાભ લઈ શકશે. **દી. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** M. A. L.L. B.

## સુબોધસંગ્રહ

આબાળવૃદ્ધને મનનીય નીતિધર્મથી ભરેલું, મોટા કદનું, પૃષ્ઠ ૨૫૦ નું દળદાર પુસ્તક દરેકે દરેક ગુજરાતીના ગૃહમાં હોવુંજ જોઇએ. જે રૂ ૧।। માં ન મળી શકે તે ફકત પોસ્ટ ખર્ચ સાથે દશ આનામાં મળી શકશે. માત્ર જુજ નકલો બાકી છે હજી પણ તક લેવા ઈચ્છનાર માટે થોડો વખત છે. શિલક હશે ત્યાં સુધી મળશે ઠે૦ પ્રકાશકને ત્યાં અથવા **સોની પુજીરામ હરગોવનદાસ ભગત** મુ. માણુસા (મહીકાંઠા)



भूमिश्च स्वर्गादपि गरीयसी

હરિહર ગુણાનુરાગી કરીયો,
અજબ અંબા, અક્ષર વિષે,
શિવચરણ હું આ ધરી રહું,
કૃતકૃત્ય ખરે હું થઈ ગયો.

તારૂં બાળ.